પ્રકાશક

રાજકોટના ભાઈશ્રી વસંતભાઈ પ્રભુલાલ પારેખ તથા અમરેલીવાળા ડૉ. પ્રવીણભાઈ દિનકરરાય દોશી તરફથી આ પુસ્તક પ્રકાશિત કરીને આત્મધર્મ-માસિકના ર૯મા વર્ષના ગ્રાહકોને ભેટ આપવામાં આવ્યું છે.

પ્રથમ આવૃત્તિ

[ પ્રત પાંચ હજાર ]



૨૪૯૮ પોષ 1972 JAN.



# ※ અર્પણ ※



## આત્મશાંતિચાહક મુમુક્ષુઓને.



સંસારનાં મહા દુઃખોથી સંતપ્ત થઈને
જેમને આનંદની તરસ લાગી છે,
જેઓ પરમ આનંદના પિપાસુ થયા છે
એવા જીવોને માટે
વીતરાગી સંતોએ શાસ્ત્રદ્વારા
વીતરાગી ચૈતન્યસુખની
પરબ માંડી છે.
હે મુમુક્ષુઓ !

શાંતરસના પરબ જેવા આ શાસ્ત્ર દ્વારા
અત્યંત શાંતચિત્તપૂર્વક 'આત્મભાવના' કરીને
તમે ચૈતન્યના વીતરાગી શાંતરસનું પાન કરો:
તમારું સંતપ્તહૃદય પરમ શાંત થશે. અને
તમને સમાધિ–સુખ પ્રાપ્ત થશે.

—હરિ.

# 卐 ગીરનારધામમાં આત્મભાવના 卐

❋

સં. ૧૯૯૬ના ફાગણ સુદ બીજે પૂ. ગુરુદેવે સંઘસહિત સૌરાષ્ટ્રના મહાન સિદ્ધિધામ ગીરનારતીર્થની યાત્રા કરી, ત્યારે પાંચમી ટૂંકે નેમપ્રભુની મોક્ષભૂમિમાં બેસીને આ ગાથાની આત્મભાવના કરી હતી....તે આત્મભાવના વખતે મુમુક્ષુઓનું ચિત્ત અનેરી પ્રસન્નતા અનુભવતું હતું. રાજકોટના ભાઈ શ્રી પ્રભુલાલ દેવકરણ પારેખ પણ તે વખતે યાત્રામાં સાથે જ હતા, અને પાંચમી ટૂંકે એ વખતની અધ્યાત્મભાવનાથી તેમને પણ ઘણો હર્ષોલ્લાસ થયો હતો.

ગુરુદેવે પાંચમી ટૂંકે સિદ્ધક્ષેત્રમાં બેઠાબેઠા ઉપર બિરાજમાન સિદ્ધભગવંતોને યાદ કરીને કહ્યું કે અહો! તે ભગવંતો સાદિ-અનંતકાળ આત્માના અનંત સુખમાં બિરાજમાન છે. એવા સિદ્ધપદને ઓળખીને તેની ભાવના કરવા જેવી છે. એમ કહીને ગુરુદેવ 'આત્મભાવના' બોલ્યા—

હું એક શુદ્ધ સદા અરૂપી જ્ઞાનદર્શનમય ખરે,
કંઈ અન્ય તે મારું જરી પરમાણુમાત્ર નથી અરે!

અહા! જાણે ગીરનારમાં અધ્યાત્મરસનાં ઝરણાં વહેતાં હતાં....અધ્યાત્મની ખુમારીમાં મસ્ત થઈને મુમુક્ષુઓ આત્મભાવનામાં ડોલી રહ્યા હતા. મહાન ઉપકાર છે ગુરુદેવનો—કે જેમણે ચૈતન્યતત્ત્વનું લક્ષ કરાવીને આવી 'આત્મભાવના' કરતાં શીખવ્યું ....અને સિદ્ધિનો પંથડો બતાવ્યો. આવા ગુરુની મંગલછાયામાં આત્મભાવના ભાવતાં-ભાવતાં આપણે સિદ્ધપુરીના વાસી બનીએ એવી ભાવનાપૂર્વક ગુરુદેવને નમસ્કાર કરીએ છીએ.

## સિદ્ધક્ષેત્ર ગીરનારની પાંચમી ટૂંકે........



સાદિ - અનંત અનંત સમાધિ સુખમાં......
અનંત દર્શન જ્ઞાન અનંત સહિત જો......

ગીરનારની પાંચમી ટૂંકે ગુરુદેવ જ્યારે 'આત્મ ભાવના' ભાવી રહ્યા હતા ત્યારે સેંકડો યાત્રિકો સાથે શ્રી પ્રભુલાલભાઈ પણ તે સાંભળીને પ્રસન્ન થયા હતા...તે વખતનું દૃશ્ય.

## ✻ પ્રકાશકના બે બોલ ✻

અમારા પૂ. પિતાજી પ્રભુલાલભાઈ પારેખને પૂ. ગુરુદેવ સાથે ગીરનાર-તીર્થયાત્રાનો જે લાભ મળ્યો, અને યાત્રા પછી ત્યાં જ ગુરુદેવ વગેરેને આહારદાન દેવાનો પણ જે લાભ મળ્યો તે તેમના જીવનનો એક ભવ્ય આનંદકારી પ્રસંગ હતો....તેના મધુર સંભારણાંરૂપે આ 'આત્મભાવના' પુસ્તક પ્રકાશિત કરીને મુમુક્ષુઓના હાથમાં મૂકતાં અમને હર્ષ થાય છે.

તેમને પહેલેથી જ ગુરુદેવ પ્રત્યે ઘણો ભક્તિભાવ હતો; તેઓ રાજકોટમાં તેમજ સોનગઢમાં અવારનવાર લાભ લેતા હતા, અને આવા અપૂર્વ તત્ત્વની વાત સાંભળતાં ઘણું બહુમાન વ્યક્ત કરતા હતા. સ્વાધ્યાય-વાંચનનો પણ તેમને પ્રેમ હતો; તેમના આવા ઉત્તમ સંસ્કારને લીધે અમને સૌને પણ નાનપણથી જ ધર્મસંસ્કારોનું સીંચન થયું....તેમના પ્રતાપે આવો વીતરાગ-માર્ગ અમને મળ્યો, તે તેમનો મહાન ઉપકાર છે.

તેમણે સં. ૧૯૯૫માં રાજકોટચાતુર્માસ વખતે ગુરુદેવના પ્રવચનોનો ખૂબ લાભ લીધો; તથા ૧૯૯૬માં ગુરુદેવ સાથે ગીરનારયાત્રા કરી, ત્યારબાદ બીજા જ માસે (ચૈત્ર સુદ ચોથે) તેમની તબિયત બગડતાં આત્મસિદ્ધિની અખંડ સ્વાધ્યાય બોલતાં-બોલતાં અને ગુરુદેવ પ્રત્યે ઉપકારબુદ્ધિથી હાથ જોડતાં-જોડતાં તેઓ સ્વર્ગવાસી થયા. તેમની સ્મૃતિમાં આ પુસ્તક પ્રગટ થાય છે.

આ પુસ્તકમાં ગુરુદેવે બતાવેલી 'આત્મભાવના' ભાવીને તેમનો આત્મા સિદ્ધપદની સાધના કરે....ને અમે પણ તે જ માર્ગે જઈએ......એજ ભાવના.

# માતુશ્રીની સ્મૃતિ....

卐

અમારાં પૂ. માતુશ્રી તારાબેન પણ ગીરનારયાત્રામાં પૂ. ગુરુદેવની સાથે જ હતાં, ને ગુરુદેવ સાથેની તીર્થયાત્રાથી આનંદિત થયાં હતાં. યાત્રા બાદ જૂનાગઢથી ગુરુદેવ અમરેલી પધાર્યા ત્યારે તેમણે અમરેલી શહેરને શણગારીને ઉલ્લાસભર્યું સ્વાગત કર્યું હતું, તે વખતે અમરેલી--નગરપાલિકાના તેઓ પ્રમુખ હતાં.

છેલ્લે બે વર્ષ સુધી સોનગઢમાં રહીને તેમણે સત્સંગનો લાભ લીધો હતો, ને ત્યાં જ આત્મહિતની ભાવનાપૂર્વક દેહ છોડ્યો હતો. અમારી માતા તો આજે નથી પણ તેમના જીવન દ્વારા તેઓશ્રી અમને જે ઉત્તમ ધર્મસંસ્કાર આપી ગયાં છે તે આજેય અમને સન્માર્ગે દોરી રહ્યા છે. તેથી તેમની સ્મૃતિમાં આ 'આત્મભાવના' પુસ્તક પ્રકાશિત કરીને, ભાવના ભાવીએ છીએ કે તેઓ પોતાના ધ્યેયને શીઘ્ર પ્રાપ્ત કરે ને અમે પણ એ જ માર્ગે જઈએ.

લિ. બાળકો—
પ્રવીણ, સૌ. તરલિકા
જિનેશ, હેતલ.





સ્વ. તારાબેન દિનકરરાય દોશી

(રાજકોટ)

દેહ-વિલય તા. ૯-૬-૧૯૫૪

સોનગઢ.

# ✻ નિ વે દ ન ✻

'કૈવલ્યસુખના અભિલાષી જીવોને માટે હું વિવિક્ત આત્માનું સ્વરૂપ કહીશ'–આવા ધ્યેયપૂર્વક આ સમાધિશતકની રચના શ્રી પૂજ્યપાદસ્વામીએ ૧૮૦૦ વર્ષ પૂર્વે કરી છે; તે ખરેખર દેહાદિથી ભિન્ન ચૈતન્ય-સ્વરૂપ આત્માની ભાવના કરાવીને અંતરમાં સમાધિ-સુખ જગાડે છે. અને જેને આવી આત્મભાવનારૂપ સમાધિ જાગી છે તેને, દેહ છૂટવાનો પ્રસંગ એ તો એક વસ્ત્ર બદલવા જેવો અત્યંત સહજ લાગે છે. આત્માને પહેલેથી દેહાદિ સમસ્ત વસ્તુથી છૂટો જ જાણ્યો છે, ને તેની જ ભાવના ભાવી છે: તે આત્મભાવના સદાય શાંતિની દાતાર છે.

અહા, એકકોર શાંતિના મહાસાગર ચૈતન્યતત્ત્વનું પરમસુખ, બીજીકોર દેહબુદ્ધિરૂપ અજ્ઞાનથી ચાર ગતિનાં ઘોર દુઃખ....જિનમાર્ગના વીતરાગી સંતોએ ભેદજ્ઞાન કરીને દેહબુદ્ધિ છોડી એટલે અનાદિ સંસારનાં ઘોર દુઃખથી તેઓ છૂટ્યા ને ચૈતન્યના મહાસાગરમાં ઊંડે ઊતરીને કોઈ પરમ અતીન્દ્રિય સમાધિસુખની અનુભૂતિ કરી. એવા સંતોએ કરુણા કરીને ભવ્ય જીવોને પણ તે સમાધિસુખનો માર્ગ ઉપદેશ્યો છે.

પરમ શાંત–શાંત ગુફામાં [illegible] જેવાં, અત્યંત સુગમ, વૈરાગ્યપ્રેરક, શાંતિદાતાર, આત્મભાવનાથી ભરપૂર–એવાં એ પ્રવચનો ‘આત્મધર્મ’ માસિકમાં લેખમાળારૂપે છપાઈ ચૂક્યાં છે, અને તે પુસ્તકરૂપે પણ છપાય એવી ઘણા જિજ્ઞાસુઓની ભાવના હતી; તે અનુસાર આજે આ ‘આત્મભાવના’ પુસ્તક પ્રસિદ્ધ થાય છે.

‘સમાધિતંત્ર’ શાસ્ત્ર ગુજરાતીભાષામાં છપાયેલું છે તેમાં પણ ઘણે ઠેકાણે આ પ્રવચનોનું લખાણ ભાવાર્થરૂપે કે વિશેષાર્થરૂપે લેવામાં આવ્યું છે. ( જુઓ ગાથા ૫, ૩૦, ૩૧, ૩૫, ૩૬, ૩૮, ૩૯, ૪૦, ૪૭, ૪૮, ૪૯, ૫૩, ૫૫, ૫૮, ૬૨ વગેરે. ) શાસ્ત્રકાર શ્રી પૂજ્યપાદસ્વામી કેવા મહાન પ્રભાવશાળી સંત હતા તે સંબંધી કેટલોક પરિચય આ પુસ્તકમાં જ મળી જશે. દક્ષિણનાં પહાડો અનેક પ્રાચીન શિલાલેખો દ્વારા આજેય તેમનાં ગુણગાન ગાય છે; કેટલાય મહાન શાસ્ત્રકારોએ શાસ્ત્રના મંગલાચરણમાં તેમનું સ્મરણ કર્યું છે. તેમનું રચેલું આ શાસ્ત્ર આત્માને સંસારનાં ક્લેશોથી છોડાવીને પરમ શાંતિરૂપ સમાધિ જગાડે છે....નિર્વિકલ્પ ચૈતન્યરસ પીવડાવે છે.

મુમુક્ષુ જીવો આ ‘આત્મભાવના’ પુસ્તકમાં બતાવેલ દેહાદિથી ભિન્ન આત્માની વારંવાર ભાવના કરો, અને સ્વાનુભૂતિ સુધી પહોંચીને નિર્વિકલ્પ સમાધિના પરમ આનંદને પ્રાપ્ત કરો.

‘કુંદકુંદ પ્રભુ–આચાર્યપદ જયંતી’
માગશર વદ આઠમ
સોનગઢ

—બ્ર. હરિલાલ જૈન

卐




શ્રી પૂજ્યપાદઆચાર્ય વિરચિત સમાધિશતક ઉપર

પૂજ્ય શ્રી કાનજીસ્વામીનાં

વૈરાગ્યરસઝરતાં

પ્રવચનો









લેખક

બ્ર. હરિલાલ જૈન



णमो सिद्धाणं

**શ્રી પૂજ્યપાદસ્વામીને નમસ્કાર હો.**
**શ્રી બોધિદાતા જિનવાણીમાતાને નમસ્કાર હો.**
**સમાધિના હેતુરૂપ રત્નત્રયધર્મને નમસ્કાર હો.**

આ સમાધિતંત્ર શરૂ થાય છે. સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર તે સમાધિ છે. સમાધિ કહો કે આત્માની શાંતિ કહો, તેની પ્રાપ્તિ કેમ થાય? તેવી 'આત્મભાવના'નું વર્ણન શ્રી પૂજ્યપાદસ્વામીએ આ સમાધિશતકમાં કર્યું છે.

શ્રી પૂજ્યપાદસ્વામી પરમ દિગંબર સંત હતા; તેમનું બીજું નામ દેવનંદી હતું. લગભગ ૧૪૦૦ વર્ષ પહેલાં તેઓ આ ભરત-ભૂમિમાં વિચરતા હતા; અને જેમ શ્રી કુંદકુંદાચાર્યદેવ સીમંધર-ભગવાન પાસે વિદેહક્ષેત્ર ગયા હતા તેમ આ પૂજ્યપાદસ્વામી પણ વિદેહીનાથનાં દર્શનથી પાવન થયા હતા—એવો ઉલ્લેખ શ્રવણબેલ-ગોલના પ્રાચીન શિલાલેખોમાં છે. તેમણે સર્વાર્થસિદ્ધિ (તત્ત્વાર્થ-સૂત્રની ટીકા), તેમ જ જૈનેન્દ્રવ્યાકરણ વગેરે મહાનગ્રંથો રચ્યા છે. તેમની અગાધબુદ્ધિને લીધે યોગીઓએ તેમને 'જિનેન્દ્રબુદ્ધિ' કહ્યા છે. તેઓ પરમ બ્રહ્મચારી તેમજ વિશિષ્ટ ઋદ્ધિઓના ધારક હતા. આવા મહાન આચાર્ય શ્રી પૂજ્યપાદસ્વામીએ રચેલા સમાધિતંત્ર અથવા સમાધિશતક ઉપર પ્રવચનો શરૂ થાય છે.

સકલ વિભાવ અભાવકર કિયા આત્મકલ્યાણ,
પરમાનંદ-સુબોધમય, નમું સિદ્ધ ભગવાન.
આત્મસિદ્ધિ કે માર્ગકા, જિસમેં સુગમ વિધાન,
ઉસ સમાધિસુ તંત્રકા, કરું સુગમ વ્યાખ્યાન.

[પ્રવચન ૧લું વીર સં. ૨૪૮૨ વૈશાખ વદ એકમ]

卐



## મંગલાચરણમાં સિદ્ધ-આત્માને નમસ્કાર

येनात्माऽबुध्यतात्मैव परत्वेनैव चापरम् ।
अक्षयानन्तबोधाय तस्मै सिद्धात्मने नमः ॥ १ ॥

જેમના દ્વારા આત્મા આત્મારૂપે જણાય છે અને પર પરરૂપે જણાય છે, તથા જેઓ અક્ષયઅનંતબોધસ્વરૂપ છે એવા સિદ્ધઆત્માને અમારા નમસ્કાર હો.

હે સિદ્ધ પરમાત્મા! આપે આત્માને આત્મારૂપે જાણ્યો છે ને પરને પરરૂપે જાણ્યા છે, અને એ રીતે જાણીને આપ અક્ષયઅનંતબોધસ્વરૂપ થયા છો, તેથી એવા પદની પ્રાપ્તિ અર્થે હું આપને નમસ્કાર કરું છું.

જુઓ, આ મંગલાચરણ!! મંગલાચરણમાં સિદ્ધભગવાનને યાદ કર્યા છે. સિદ્ધભગવાનને જાણતાં આ આત્મા પોતાના વાસ્તવિક સ્વરૂપે જણાય છે, ને સિદ્ધભગવાનથી જુદું એવું બધુંય પરરૂપે જણાય છે.

સિદ્ધભગવાન જેમ પોતાના આત્માને પરથી ભિન્ન જાણ્યો તેમ [illegible] કરી લઉં. ' આ આત્માનો સ્વભાવ સિદ્ધભગવાન જેવો છે, જેવો સિદ્ધભગવાનનો આત્મા છે તેવો

મારો આત્મા છે, ને તે સિવાય જે રાગાદિ છે તે મારા આત્માનો સ્વભાવ નથી' આવી ઓળખાણ કરવી તે બધાં શાસ્ત્રોનો સાર છે.

હે સિદ્ધ પરમાત્મા ! આપ કેવળજ્ઞાનની મૂર્તિ છો, પરિપૂર્ણ જ્ઞાનસ્વરૂપ છો, ને રાગરહિત છો; એવો જ મારા આત્માનો સ્વભાવ છે.–આ પ્રમાણે સિદ્ધભગવાનને ઓળખતાં તેવો પોતાનો આત્મસ્વભાવ જાણ્યો એટલે તેણે પોતાના આત્મામાં જ સિદ્ધભગવાનને ઉતારીને, અંતર્મુખ થઈને સિદ્ધભગવાનને નમસ્કાર કર્યા.





नमो सिद्धाणं—સિદ્ધભગવંતોને નમસ્કાર હો. કેવા સિદ્ધ ભગવાન? કે જેને રાગાદિ નથી ને પરિપૂર્ણ કેવળજ્ઞાન છે; આમ સિદ્ધના આત્માને જાણતાં રાગરહિત ને જ્ઞાનસહિત એવો આત્મા જણાય છે. સિદ્ધનો આત્મા શુદ્ધ છે, તેથી તેને જાણતાં આત્માનું શુદ્ધ સ્વરૂપ જણાય છે, ને સ્વપરનું ભેદજ્ઞાન થાય છે. જેણે આવું ભેદજ્ઞાન કર્યું તેણે સિદ્ધભગવાનને પરમાર્થ નમસ્કાર કર્યા.

સિદ્ધમાં જે છે તે સ્વ;<br>
સિદ્ધમાં જે નથી તે પર.

આ રીતે સિદ્ધભગવાનને જાણતાં સ્વ-પરનું ભેદજ્ઞાન થાય છે; માટે મંગલાચરણમાં સિદ્ધભગવાનને નમસ્કાર કર્યા છે. આ રીતે સિદ્ધભગવાન જેવા શુદ્ધ આત્માનો નિર્ણય કરવો તે સમ્યગ્દર્શન છે. ને તે પહેલો અપૂર્વ ધર્મ છે.

અહો! જુઓ આ આદર્શ!! આત્માના આદર્શરૂપે સિદ્ધને સ્થાપ્યા, ને બીજું બધું લક્ષમાંથી કાઢી નાંખ્યું. જેને આવું લક્ષ છે તેણે જ સિદ્ધને નમસ્કાર કર્યા છે. જેણે સિદ્ધનો વિનય કર્યો તે રાગનો આદર કરતો નથી, અને જે રાગનો આદર કરે છે તેણે રાગરહિત એવા સિદ્ધભગવાનનો આદર ખરેખર કર્યો નથી. આત્માનું શુદ્ધસ્વરૂપ અને રાગાદિ એ બંનેના ભેદજ્ઞાન વગર સિદ્ધભગવાનને ખરેખર ઓળખી શકાય નહિ. જેણે સિદ્ધભગવાનને ઓળખ્યા તેણે પોતાના શુદ્ધ સ્વભાવને સિદ્ધસમાન જાણ્યો ને રાગને સ્વભાવથી ભિન્ન જાણ્યો. એ રીતે રાગથી પાછો ફરીને પોતાના શુદ્ધ સ્વરૂપમાં નમ્યો તેણે સિદ્ધને ખરા નમસ્કાર કર્યા.

સિદ્ધભગવાનને કદી કોઈ સંયોગમાં રાગાદિ થતા નથી. જે જીવ રાગને ભલો (ઇષ્ટ) માને છે તેણે રાગરહિત એવા સિદ્ધને ખરેખર ઇષ્ટ નથી માન્યા. સિદ્ધભગવાનને ઇષ્ટ માનનાર પોતાના શુદ્ધ જ્ઞાનાનંદસ્વરૂપને જ ઇષ્ટ માનીને તે તરફ જ નમે છે–તેનો જ આદર કરે છે, રાગનો આદર તે કરતો નથી. સિદ્ધભગવાનને જાણતાં આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપને જાણે છે, તેથી માંગળિકમાં સિદ્ધભગવાનને નમસ્કાર કર્યા છે.

સમયસારના માંગળિકમાં પણ वंदित्तु सव्वसिद्धे કહીને કુંદકુંદાચાર્યદેવે સિદ્ધભગવાનને નમસ્કાર કર્યા છે,–કેમકે સિદ્ધભગવંતો શુદ્ધ આત્માના પ્રતિચ્છંદના સ્થાને છે તેથી તેમના સ્વરૂપને જાણતાં શુદ્ધ આત્માનું સ્વરૂપ જણાય છે; એ જ રીતે અહીં પૂજ્યપાદસ્વામીએ પણ સિદ્ધભગવંતોને નમસ્કાર કર્યા છે. "જે સિદ્ધનું સ્વરૂપ તે મારું સ્વરૂપ; અને જે સિદ્ધના સ્વરૂપમાં નહિ તે મારું સ્વરૂપ નહિ"–આ પ્રમાણે સિદ્ધને ઓળખતાં સ્વ–પરનું ભેદજ્ઞાન થાય છે, તે અપૂર્વ મંગળ છે.

આત્માની અવસ્થામાં જે મોહ–રાગ–દ્વેષના ભાવો છે તે વિભાવ છે, તેમાં અસમાધિ છે; આત્માના સમ્યગ્દર્શન–જ્ઞાન-ચારિત્રરૂપ સમાધિ વડે તે સકલ વિભાવનો અભાવ કરીને જેઓ સિદ્ધ થયા તે સિદ્ધભગવંતોને હું નમસ્કાર કરું છું. સિદ્ધભગવાન કેવા છે? પરમ આનંદ અને જ્ઞાનમય છે, પોતાનું આત્મકલ્યાણ કર્યું છે, અને સમસ્ત વિભાવનો અભાવ કર્યો છે.

આવા સિદ્ધભગવાનને ઓળખીને અહીં તેમને નમસ્કાર કર્યા છે.–કઈ રીતે? કે જેવા સિદ્ધભગવાન છે તેવી જ તાકાત મારા આત્મામાં છે–એમ સિદ્ધ સમાન પોતાના આત્માને પ્રતીતમાં લઈને સિદ્ધભગવાનને નમસ્કાર કર્યા છે. નાટક–સમયસારમાં કહે છે કે–

**"ચેતનરૂપ અનુપ અમૂરત સિદ્ધસમાન સદા પદ મેરો"**

સિદ્ધભગવાન જેવા પરિપૂર્ણ જ્ઞાન અને આનંદ મારા આત્મામાં ભર્યા છે,–એવા સિદ્ધસમાન આત્માને પ્રતીતમાં લેવો તે સિદ્ધ થવાનો માર્ગ છે, ને તે જ સિદ્ધભગવાનને પરમાર્થ નમસ્કાર છે, તે અપૂર્વ માંગળિક છે.

એ રીતે માંગળિકરૂપે સિદ્ધભગવાનને નમસ્કાર કરીને, જેમાં આત્મસિદ્ધિના માર્ગનો સહેલો ઉપાય બતાવ્યો છે એવા આ સમાધિતંત્રના વ્યાખ્યાનનો પ્રારંભ કરવામાં આવે છે.

શાસ્ત્રકર્તા શ્રી પૂજ્યપાદસ્વામી, મોક્ષના ઈચ્છુક ભવ્ય જીવોને મોક્ષનો ઉપાય અને મોક્ષનું સ્વરૂપ બતાવવાની ઈચ્છાથી, શાસ્ત્રની નિર્વિઘ્ન સમાપ્તિ વગેરે ફળની ઈચ્છા કરતા થકા વિશિષ્ટદેવ શ્રી સિદ્ધભગવાનને નમસ્કાર કરે છે : જુઓ, સૌથી પહેલાં તો મોક્ષાર્થી જીવની વાત લીધી છે; જે જીવ મોક્ષાર્થી છે.... આત્માર્થી છે.... 'હું કોણ છું ને મારું હિત કેમ થાય?' એમ જેને આત્માના

હિતની જિજ્ઞાસા જાગી છે—એવા જીવને મોક્ષનો ઉપાય બતાવવા માટે આ શાસ્ત્રનો ઉપદેશ છે. 'કામ એક આત્માર્થનું'—એટલે જેને એક આત્માર્થની જ ભાવના છે, બીજી કોઈ ભાવના નથી, આત્માનો જ અર્થી થઈને શ્રીગુરુ પાસે હિતનો ઉપાય સમજવા આવ્યો છે ને પૂછે છે કે પ્રભો! આ આત્માને શાંતિ કેમ થાય? આ આત્માનું હિત કેમ થાય? એવા આત્માર્થી જીવને આ આત્માના મોક્ષનો ઉપાય આચાર્યદેવ બતાવે છે.

જેને લક્ષ્મી કેમ મળે કે સ્વર્ગ કેમ મળે—એવી ભાવના નથી પણ આત્માના હિતની ભાવના છે તે જિજ્ઞાસુ થઈને શ્રી આચાર્યદેવ પાસે તેનો ઉપાય સમજવા આવ્યો છે. લક્ષ્મીમાં કે સ્વર્ગના વૈભવમાં આત્માનું સુખ નથી. જો તેમાં સુખ હોત તો ઇંદ્રો અને રાજાઓ પણ મુનિઓના ચરણની સેવા કેમ કરત? મુનિવરો પાસે તો લક્ષ્મી વગેરે નથી, અને ઇંદ્ર પાસે તો ઘણો વૈભવ છે, છતાં તે ઇંદ્ર પણ મુનિના ચરણે નમસ્કાર કરે છે. તે ઉપરથી એમ નક્કી થયું કે લક્ષ્મી વગેરેમાં સુખ નથી; અને લક્ષ્મી વગેરેની જેને ભાવના છે તેને આત્માના હિતની ભાવના નથી. અહીં તો બીજી બધી રુચિ છોડીને એક આત્માના હિતની જ તેને ભાવના છે એવા મુમુક્ષુ જીવને આચાર્યદેવ આત્માના હિતનો ઉપાય બતાવે છે.

આત્મા જ્ઞાન-આનંદસ્વરૂપ છે; તેની શ્રદ્ધા કરીને તેમાં લીન થતાં નિર્વિકલ્પ શાંતિ થાય તેનું નામ સમાધિ છે. આ સમાધિ તે મોક્ષનો ઉપાય છે, ને તેનું ફળ મોક્ષ છે.

અહીં, ગ્રંથકર્તાને તેમ જ શ્રોતાઓને આત્માની મુક્તિની અભિલાષા છે. તેથી મુક્તિ પામેલા એવા સિદ્ધભગવાનને નમસ્કાર કર્યો છે. આ મંગલાચરણના શ્લોકમાં મોક્ષમાર્ગનું તેમ જ મોક્ષનું સ્વરૂપ બતાવ્યું છે. સિદ્ધ ભગવાનને લક્ષણમાં 'આત્માને આત્મારૂપે જાણ્યો છે ને પર પરરૂપે જાણ્યા છે'—આવું વિજ્ઞાન

તે મોક્ષનો ઉપાય છે અને પરિપૂર્ણ જ્ઞાન ને આનંદરૂપ દશા પ્રગટે તે મોક્ષ છે.

સિદ્ધના સ્વરૂપને જાણતાં આત્મા આત્મારૂપે જણાય છે; –કેવો આત્મા? કર્મ, શરીર કે કર્મની ઉપાધિથી થયેલા વિભાવભાવો તે બધાથી રહિત જ્ઞાન–આનંદસ્વરૂપ આત્મા છે તે જ હું છું–એમ આત્મા આત્માપણે જણાય છે. રાગાદિ વિભાવ કે નર–નારકાદિ વિભાવપર્યાયો તે આત્માનો સ્વભાવ નથી પણ આત્માના સ્વરૂપથી ભિન્ન છે, કેમકે સિદ્ધભગવાનને તે નથી. આમ સિદ્ધભગવાનને જાણતાં આત્માનું સ્વરૂપ જણાય છે, ને શરીરાદિ પરરૂપે જણાય છે. વિકાર તે જીવની પર્યાય હોવા છતાં, સિદ્ધના આત્મામાં તે નથી તેથી તે પર છે, જીવનું સ્વરૂપ નથી. જીવનું સ્વરૂપ તો અનંત જ્ઞાન–દર્શન–સુખ ને વીર્યસંપન્ન છે. આવા નિજ સ્વરૂપને જાણતાં તેના આશ્રયે મોક્ષમાર્ગ તથા મોક્ષ પ્રગટે છે.

જે સિદ્ધભગવાનમાં હોય તે સ્વ;
જે સિદ્ધભગવાનમાં ન હોય તે પર.



–જે મોક્ષનો અભિલાષી હોય તે જીવ સિદ્ધભગવાનને પોતાના ધ્યેયરૂપે રાખીને આ પ્રમાણે સ્વ–પરનું ભેદવિજ્ઞાન કરે છે.

હું જ્ઞાનસ્વરૂપ આત્મા છું, જ્ઞાન ને આનંદ જ મારું સ્વરૂપ

છે, ઇંદ્રિયો કે શરીરાદિ મારાથી પર છે, વિકાર પણ ખરેખર મારા સ્વરૂપથી પર છે. જડથી ભિન્ન ને વિકારથી ભિન્ન મારું શુદ્ધ જ્ઞાનાનંદસ્વરૂપ જ મારું પરમ ઇષ્ટ છે; ને એવા સ્વરૂપને પામેલા શ્રી સિદ્ધભગવાન પણ નિમિત્તરૂપે પરમ ઇષ્ટ છે. આમ ઇષ્ટપણે સ્વીકારીને સિદ્ધપરમાત્માને નમસ્કાર કર્યા છે.

અહીં એમ જાણવું કે સિદ્ધભગવાનને નમસ્કાર કર્યા તેમાં પાંચે પરમેષ્ઠીભગવંતો આવી જાય છે; કેમ કે આચાર્ય વગેરેને પણ એકદેશ–સિદ્ધપણું પ્રગટ્યું છે, આત્માના જ્ઞાન–આનંદની અંશે પ્રાપ્તિ તેમને પણ થઈ છે, તેથી તેઓ પણ ઇષ્ટ છે.

પંચપરમેષ્ઠી ભગવંતોને જ્ઞાન–આનંદરૂપ જે ભાવ પ્રગટ્યા છે તે આત્માના હિતકારી છે; ને મોહ–રાગ–દ્વેષાદિ ભાવો તે આત્માને અહિતકારી–દુઃખદાયી છે. સિદ્ધભગવાનના આત્મામાં જે ભાવો છે તે ભાવો આત્માને શાંતિકારી હિતરૂપ છે, ને સિદ્ધભગવાનમાંથી જે ભાવો નીકળી ગયા તે ભાવો આત્માને અહિતરૂપ છે.–આમ ઓળખીને પોતાના જ્ઞાનાનંદસ્વરૂપના આદરથી મોહાદિ ભાવનો નાશ કરવો તે કર્મબંધથી છૂટીને મુક્ત થવાનો ઉપાય છે. પણ અજ્ઞાનીને સ્વ–પરના ભેદજ્ઞાનમાં કંટાળો આવે છે,–મોક્ષનો ઉપાય કરવામાં તેને દુઃખ લાગે છે, તે આત્માની શ્રદ્ધા–જ્ઞાન-રમણતાનો તો ઉપાય કરતો નથી ને રાગાદિ ભાવોને જ હિતરૂપ માનીને સેવે છે,–તે વિપરીત ઉપાય છે, તેનાથી ચતુર્ગતિના દુઃખથી છુટકારો થતો નથી. સિદ્ધભગવાન જેવો મારો આત્મા છે–એમ જાણીને, આત્માની સન્મુખ થવું તે દુઃખથી છૂટીને સુખી થવાનો ઉપાય છે. આત્માની નિર્વિકલ્પ શ્રદ્ધા, જ્ઞાન અને એકાગ્રતારૂપ રત્નત્રયવડે આત્મા બંધનથી છૂટીને મુક્તિ પામે છે. શુદ્ધ રત્નત્રય મોક્ષ કે સમાધિ કહો,–તે જ મુક્તિનો ઉપાય છે.




# અરિહંતદેવને નમસ્કાર



આત્માની પૂર્ણ શુદ્ધ જ્ઞાન–આનંદમય દશા તે સિદ્ધપદ છે. અને જ્ઞાન–આનંદસ્વરૂપ આત્માને શ્રદ્ધા–જ્ઞાનમાં લઈને તેના સંવેદનમાં એકાગ્રતાનો ઉદ્યમ કરવો તે મોક્ષનું અનુષ્ઠાન છે. પૂર્ણ શુદ્ધ પદને પામેલા સિદ્ધ અને અરિહંત પરમાત્મા તે દેવ છે; અને તેને સાધનારા આચાર્ય–ઉપાધ્યાય – મુનિ તે ગુરુ છે, તથા અરિહંત પરમાત્મા વગેરેની વાણી તે શાસ્ત્ર છે. તેમને નમસ્કારરૂપ આ માંગળિક ચાલે છે.

પહેલા શ્લોકમાં મંગલરૂપે શ્રી સિદ્ધ ભગવાનને નમસ્કાર કર્યા; તે સિદ્ધસ્વરૂપનો તથા તેની પ્રાપ્તિના ઉપાયનો ઉપદેશ શ્રી અરિહંત ભગવાને દિવ્યધ્વનિવડે આપ્યો છે; તેથી હવે બીજા શ્લોકમાં સકલ પરમાત્મારૂપ તે અરિહંત ભગવાનને તેમની વાણીના મહિમા સહિત નમસ્કાર કરે છેઃ—

जयन्ति यस्यावदतोऽपि भारती
विभूतयस्तीर्थकृतोऽप्यनीहितुः ।
शिवाय धात्रे सुगताय विष्णवे
जिनाय तस्मै सकलात्मने नमः ॥२॥

સકલ પરમાત્મા શ્રી અરિહંતદેવને નમસ્કાર હો. કેવા છે તે પરમાત્મા? – કે જેઓ તાલુ–હોઠ વગેરેથી બોલતા ન હોવા છતાં જેમની વાણી જયવંત વર્તે છે. ભગવાનની વાણી સર્વાંગેથી ઇચ્છા વગર છૂટે છે. વાણીમાં શ્રેષ્ઠ એવી તે ભારતી જયવંત વર્તે છે;




અને તે વાણી જીવોને તીર્થ એટલે મોક્ષમાર્ગ બતાવનારી હોવાથી તેને તીર્થ પણ કહેવાય છે. ભગવાનને ઇચ્છા ન હોવા છતાં તેમને દિવ્ય ધ્વનિ સર્વાંગેથી છૂટે છે અને તેઓ સમવસરણાદિ વૈભવ સહિત છે, તથા તીર્થના કર્તા છે. અરિહંત ભગવાન શરીરસહિત હોય છે તેથી તે સકલ-પરમાત્મા છે, ને શરીરરહિત સિદ્ધ પરમાત્મા તે નિકલ-પરમાત્મા છે. (કલ એટલે શરીર)

અરિહંત ભગવાનનું શરીર મહાસુંદર પરમ ઔદારિક હોય છે.-તેમાં દેખનારને પોતાના આગલા-પાછલા સાત ભવ દેખાય છે. (ભવિષ્યના ભવ જેને હોય તેને દેખાય.) ભગવાનના સમવસરણનો વૈભવ અને શોભા અચિંત્ય હોય છે; ઉપર ત્રણ છત્ર ફરતા હોય છે, મોતીનાં બનેલાં ઉત્કૃષ્ટ છત્ર હોય છે, તેમજ ભામંડળ વગેરે હોય છે. આ રીતે દિવ્યવાણી અને છત્રાદિ વૈભવસહિત જેઓ જયવંત વર્તે છે એવા અરિહંતદેવને નમસ્કાર હો.

પરમાત્મા જ જગતમાં હિતોપદેશક છે. તેઓ કહે છે કે 'આત્મા પોતે જ પોતાનો પ્રભુ છે, હું પ્રભુ મારો, ને તું પ્રભુ તારો; મારી પ્રભુતા મારામાં ને તારી પ્રભુતા તારામાં.–માટે તારા આત્માની ઓળખાણ કરીને તેની સન્મુખ થા, તેમાં જ તારું હિત છે.'–આમ સર્વજ્ઞદેવ અરિહંતપરમાત્મા જ ખરા હિતોપદેશી છે, તેઓ જ ઇષ્ટ દેવ છે, તેથી તેમને અહીં નમસ્કાર કર્યા છે.

આ રીતે પરમ હિતોપદેશી એવા તીર્થંકર અરિહંત પરમાત્માને નમસ્કાર કર્યા. તથા તેમની દિવ્ય વાણીરૂપી ભારતીનો મહિમા કર્યો.

(૨)



## મોક્ષસુખના અભિલાષી જીવોને માટે પરથી ભિન્ન આત્માનું શુદ્ધ સ્વરૂપ દેખાડે છે–

–એ પ્રમાણે પહેલા શ્લોકમાં સિદ્ધ ભગવાનને તથા બીજા શ્લોકમાં અરિહંત ભગવાનને નમસ્કાર કરીને હવે ત્રીજા શ્લોકમાં શ્રી પૂજ્યપાદસ્વામી કહે છે કે જે કેવળ-સુખનો અભિલાષી છે એવા મોક્ષાર્થી જીવને માટે હું કર્મમલથી વિભક્ત એવા સુંદર આત્માનું સ્વરૂપ કહીશ:–

श्रुतेन लिंगेन यथात्मशक्ति
समाहितान्तःकरणेन सम्यक् ।
समीक्ष्य कैवल्यसुखस्पृहाणां
विविक्तमात्मानमथाभिधास्ये ॥ ३ ॥

શાસ્ત્રકાર શ્રી પૂજ્યપાદસ્વામી કહે છે કે: હું શ્રુતથી એટલે કે કુંદકુંદભગવાન વગેરે પૂર્વાચાર્યોએ રચેલા શાસ્ત્રોથી, તથા લિંગથી એટલે યુક્તિ–અનુમાનથી, અને આત્મશક્તિ-અનુસાર ચિત્તની એકાગ્રતાથી સમ્યક્‌પ્રકારે જાણીને તથા અનુભવીને, ભિન્ન આત્માનું સ્વરૂપ હવે કહીશ. કોને માટે કહીશ? કે જે જીવ કેવળ આત્માના સુખનો જ અભિલાષી છે, વિષયોથી પાર એવા અતીન્દ્રિય ચૈતન્ય-આનંદની જ જેને ભાવના છે, કેવળજ્ઞાનથી થતું જે અનંતસુખ, એના સિવાય બીજા કોઈની જેને સ્પૃહા નથી, આકાંક્ષા નથી — એવા મોક્ષાર્થી ભવ્ય જીવોને માટે હું ભિન્ન આત્માનું સ્વરૂપ



આત્માનું સ્વરૂપ કહીશ. અહીં પણ પૂજ્યપાદસ્વામી કહે છે કે શુદ્ધ આત્માને સમ્યક્‌પણે જાણીને હું શ્રુતથી, અનુમાન વગેરે યુક્તિથી અને આત્મશક્તિઅનુસાર કહીશ. સુખના અભિલાષી જીવોને માટે આ શાસ્ત્રમાં હું કર્માદિથી ભિન્ન શુદ્ધ આત્માનું સ્વરૂપ કહીશ. અશુદ્ધતાને તો જગત અનુભવી જ રહ્યું છે, પણ શુદ્ધ આત્માને કદી જાણ્યો નથી, તેથી જે સુખનો અભિલાષી છે તેણે તો શુદ્ધ આત્માનું સ્વરૂપ જ જાણવા યોગ્ય છે. શુદ્ધ આત્માનું સ્વરૂપ જ આરાધ્ય છે. આ સમાધિશતકમાં જ આગળ ૫૩ મી ગાથામાં કહેશે કે—જેને મોક્ષની અભિલાષા છે એવા જીવોએ તો જ્ઞાન-આનંદસ્વરૂપ આત્માની જ કથા કરવી, બીજા અનુભવી પુરુષોને પણ તે જ પૂછવું, તે આત્મસ્વરૂપની જ ઇચ્છા અર્થાત્ અભિલાષા કરવી ને તેમાં જ તત્પર થવું, કે જેથી અવિદ્યામય એવી અજ્ઞાનદશા છોડીને જ્ઞાનમય નિજપદની પ્રાપ્તિ થાય. આત્માર્થીને શુદ્ધ આત્મસ્વરૂપની વાત સિવાય બીજી વાતમાં

રસ ન હોય....તેણે તો સર્વ પ્રકારે એક આત્મસ્વરૂપની જ પ્રાપ્તિનો ઉદ્યમ કર્તવ્ય છે.

વળી "યોગસાર" માં પણ કહે છે કે—વિદ્વાન પુરુષોએ આ એક ચૈતન્યસ્વરૂપ આત્મા જ નિશ્ચલ મનથી પઢવા યોગ્ય છે, તે જ ધ્યાન કરવા યોગ્ય છે, તે જ આરાધવા યોગ્ય છે, તે જ પૂછવા યોગ્ય છે, તે જ શ્રવણ કરવા યોગ્ય છે, તે જ અભ્યાસવા યોગ્ય છે, તે જ ઉપાર્જન કરવા યોગ્ય છે, તે જ જાણવા યોગ્ય છે, તે જ કહેવાયોગ્ય છે, તે જ પ્રાર્થના કરવા યોગ્ય છે, તે જ શિક્ષાયોગ્ય (વિનેય) છે, અને તે જ સ્પર્શવા યોગ્ય છે,–કે જેથી આત્મા સદા સ્થિર રહે.–આ રીતે ઘણા બોલથી એક આત્માને જ ઉપાદેય કહ્યો છે.

શ્રી પદ્મનંદી મુનિરાજ પણ કહે છે કે જે જીવો વારંવાર આત્મતત્ત્વનો અભ્યાસ કરે છે, કથન કરે છે, વિચાર કરે છે, સમ્યક્‌પ્રકારે ભાવના કરે છે તેઓ નવ ક્ષાયિક લબ્ધિસહિત અક્ષય અને ઉત્કૃષ્ટ એવા મોક્ષસુખને અલ્પકાળમાં પ્રાપ્ત કરે છે. (આ શ્લોક સોનગઢ માનસ્તંભમાં કોતરેલો છે.)

જગતના જીવોને–જેને સુખ જોઈતું હોય તેણે–આ પરથી ભિન્ન શુદ્ધ આત્મા જ જાણવા યોગ્ય છે, તેને જાણ્યા વિના સુખ કદી થાય નહિ. ચૈતન્યસ્વરૂપ આત્માની સન્મુખ થવું તે જ સુખનો ઉપાય છે, ને તે માટે જ શાસ્ત્રોમાં સંતોનો ઉપદેશ છે. સર્વ ઉપદેશનું રહસ્ય શું? કે શુદ્ધ આત્માની સન્મુખ થઈને તેને જાણવો. તે જ સર્વ શાસ્ત્રોનો સાર છે. આ સિવાય બહારના બીજા ઉપાયથી સુખ થવાનું જે કહેતા હોય તે ઉપદેશક પણ સાચા નથી. ને તેનો ઉપદેશ તે હિતોપદેશ નથી. હિતોપદેશ તો આ છે કે તું તારા શુદ્ધ આત્માને જાણીને તેની સન્મુખ થા.

માટે આગમથી, યુક્તિથી ને અનુભવથી આવા શુદ્ધ આત્માનું સ્વરૂપ જાણવાયોગ્ય છે.

**આગમ :** મારો આત્મા એક શુદ્ધ જ્ઞાનદર્શન-લક્ષણ-સ્વરૂપ છે, આ સિવાય જે બાહ્ય ભાવો—રાગાદિ શરીરાદિ–છે તે બધાય મારાથી ભિન્ન સંયોગલક્ષણવાળા છે;–આ રીતે લક્ષણ દ્વારા પરથી ભિન્ન જ્ઞાનસ્વરૂપ આત્મા આગમોમાં બતાવ્યો છે, તે–અનુસાર જાણીને હું તેનું વર્ણન કરીશ.

**અનુમાન-યુક્તિ :** દેહ અને આત્મા ભિન્ન છે, કેમ કે બંનેનાં લક્ષણ ભિન્ન છે, જેનાં લક્ષણો જુદાં હોય તે ચીજો જુદી હોય છે, જેમ કે અગ્નિ અને પાણી; આત્મા તો ઉપયોગલક્ષણી છે ને દેહાદિ તો ઉપયોગરહિત અચેતન છે, માટે બંને ભિન્નભિન્ન છે. કોઈને દેહ નાનો હોય છતાં બુદ્ધિ ઘણી હોય, ને કોઈને દેહ મોટો હોય છતાં બુદ્ધિ થોડી હોય–એમ દેખાય છે; જો દેહ અને આત્મા એક હોય તો એમ બને નહિ, માટે બંને જુદા છે. દેહ તો જડ છે, ને બુદ્ધિ એટલે કે જ્ઞાન તે તો આત્માનું લક્ષણ છે; એ રીતે દેહ અને આત્મા ભિન્નભિન્ન છે. –આ પ્રમાણે યુક્તિ વડે હું દેહાદિથી ભિન્ન આત્માનું સ્વરૂપ કહીશ.

દેહાદિની ક્રિયાવડે આત્મા લક્ષિત નથી થતો, તેનાથી તો જડ લક્ષિત થાય છે. આત્મા તો જ્ઞાનલક્ષણવડે લક્ષિત થાય છે. –એ રીતે બંને ભિન્ન છે.

વળી અંદર રાગ-દ્વેષાદિ ભાવો થાય છે તે પણ ખરેખર આત્માના જ્ઞાનલક્ષણથી ભિન્ન છે; કેમ કે રાગ–દ્વેષ તો આકુળતા લક્ષણવાળા છે, તે સ્વ–પરને જાણતા નથી, તે બહિર્મુખ ભાવ છે, ને જ્ઞાનસ્વભાવ તો શાંત અનાકુળ છે, અંતર્મુખ થતાં તે વેદાય છે, સ્વ–પરને જાણવાનો તેનો સ્વભાવ છે; આ રીતે ભિન્ન લક્ષણ દ્વારા રાગાદિને અને જ્ઞાનને ભિન્ન જાણીને, તે જ્ઞાન-

લક્ષણ વડે આત્માને ઓળખવો. સર્વ પ્રકારના લક્ષણવડે અનુમાનથી–યુક્તિથી આત્માને દેહાદિથી જુદો ને રાગાદિથી જુદો જ્ઞાનદર્શનસ્વરૂપ નક્કી કરવો.

**ચિત્તની એકાગ્રતા–અનુભવ** : આગમથી અને યુક્તિથી જે જ્ઞાનસ્વરૂપ આત્માનો નિર્ણય કર્યો તેમાં એકાગ્ર થઈને તેનો સાક્ષાત્ અનુભવ કર્યો,–આવા અનુભવપૂર્વક સમ્યક્ પ્રકારે બરાબર જાણીને હું ભિન્ન આત્માનું સ્વરૂપ બતાવીશ;–કોને ? કે જે આત્માના આનંદનો અભિલાષી છે તેને.

આ રીતે આગમથી, યુક્તિથી ને અનુભવથી શુદ્ધ આત્માનું સ્વરૂપ કહેવાની પ્રતિજ્ઞા કરી. સુખના અભિલાષી જીવો બહુમાનપૂર્વક તેનું શ્રવણ કરો. (૩)

અને તે અંતરાત્મપણું કર્માદિથી ભિન્ન જ્ઞાનાનંદસ્વરૂપ આત્માને જાણવાથી જ થાય છે, માટે અહીં ભિન્ન આત્માનું સ્વરૂપ કહેવામાં આવે છે.

અરિહંત અને સિદ્ધ ભગવાન સાક્ષાત્ પરમાત્મા થઈ ગયા. તે પરમાત્માને પણ પરમાત્મદશા પ્રગટ્યા પહેલાં બહિરાત્મપણું હતું, તે છોડીને અંતરાત્મા થયા ને તે ઉપાયથી પરમાત્મપણું પ્રગટ કર્યું.

વર્તમાનમાં જે ધર્મી–અંતરાત્મા છે તેને પૂર્વે અજ્ઞાનદશામાં બહિરાત્મપણું હતું ને હવે અલ્પકાળમાં પરમાત્મપણું પ્રગટ થશે.

જે જીવ અજ્ઞાની–બહિરાત્મા છે તેને પણ આત્મામાં પરમાત્મા અને અંતરાત્મા થવાની તાકાત છે. આત્મામાં કેવળજ્ઞાનાદિ પરમાત્મશક્તિ છે; જો શક્તિપણે કેવળજ્ઞાનાદિ ન હોય તો તેને રોકવામાં નિમિત્તરૂપ કેવળજ્ઞાનાવરણીય કર્મ કેમ હોય ? બહિરાત્માને કેવળજ્ઞાનાવરણ છે તે એમ સૂચવે છે કે તેનામાં પણ શક્તિપણે કેવળજ્ઞાન છે.

આ રીતે આત્માની બહિરાત્મા, અંતરાત્મા ને પરમાત્મા એવી ત્રણ અવસ્થા છે; તેમાંથી ચૈતન્યશક્તિની પ્રતીતવડે બહિરાત્મપણું છોડવા જેવું છે ને પરમાત્મપણું પ્રગટ કરવા જેવું છે.

[વીર સં. ૨૪૮૨ વૈશાખ વદ ૬ : સમવસરણપ્રતિષ્ઠા વાર્ષિકોત્સવ]

આત્માનું સ્વરૂપ એક સમયમાં પરિપૂર્ણ જ્ઞાનાનંદસ્વરૂપ છે; તેની ત્રણ પ્રકારની અવસ્થાઓ છે. જે પોતાના ચિદાનંદસ્વરૂપને ચૂકીને બહારમાં શરીરાદિ તે જ હું–એમ માને છે તે બહિરાત્મા છે; તે અધર્મી છે, ને એકલા વિભાવને જ સાધે છે. જેણે દેહથી ભિન્ન રાગથી પાર પોતાના જ્ઞાનાનંદસ્વભાવથી પરિપૂર્ણ આત્માને અંતરમાં જાણી લીધો છે તે અંતરાત્મા છે, તે ધર્માત્મા છે, તે પરમાત્મદશાના સાધક છે. અને ચિદાનંદસ્વભા-

વમાં લીન થઈને કેવળજ્ઞાન-અનંતઆનંદ વગેરે જેમને પ્રગટી ગયા છે તે પરમાત્મા છે.

આ બહિરાત્મા, અંતરાત્મા ને પરમાત્મા એ ત્રણ દશામાંથી એક વખતે એક દશા વ્યક્ત હોય છે. બહિરાત્મદશા વખતે અંતરાત્મપણું કે પરમાત્મપણું વ્યક્ત ન હોય; અંતરાત્મદશા વખતે પરમાત્મપણું કે બહિરાત્મપણું ન હોય; અને પરમાત્મદશા વખતે બહિરાત્મપણું કે અંતરાત્મપણું ન હોય. અરિહંત અને સિદ્ધભગવાન તે પરમાત્મા છે; ચોથા ગુણસ્થાનથી માંડીને બારમા ગુણસ્થાન સુધીના સાધક જીવો તે બધાય અંતરાત્મા છે, અને મિથ્યાદૃષ્ટિ જીવો બહિરાત્મા છે.

બહિરાત્મદશા વખતે પણ આત્માની શક્તિમાં પરમાત્મા થવાની તાકાત પડી છે. ભગવાને સમવસરણમાં એવી દિવ્ય ઘોષણા કરી છે કે અહો જીવો! તમારા આત્મામાં પરમાત્મશક્તિ ભરેલી છે, તે શક્તિનો વિશ્વાસ કરો. જે જીવ પોતાની પરમાત્મશક્તિનો વિશ્વાસ કરે છે તેને બહિરાત્મપણું છૂટીને તે અંતરાત્મા થાય છે, ને તે પોતાની ચૈતન્યશક્તિમાં લીન થઈને તેમાંથી પરમાત્મદશા પ્રગટ કરે છે.

જેઓ પરમાત્મા થયા તેમને પણ પૂર્વે બહિરાત્મદશા હતી, પણ પછી પોતાની પરમાત્મશક્તિનું ભાન કરતાં તેનું બહુમાન લાવીને, તેની સન્મુખ થતાં તે બહિરાત્મપણું ટળ્યું ને અંતરાત્મપણું થયું, ને પછી સ્વભાવમાં લીન થઈને તેઓ પરમાત્મા થયા. આ રીતે પહેલાં જેઓ બહિરાત્મા હતા તેઓ જ પોતાની શક્તિના અવલંબને અંતરાત્મા થયા. આવી પરમાત્મા થવાની તાકાત દરેક આત્મામાં છે. અભવ્યમાં પણ એવી તાકાત છે પણ તે પોતાની શક્તિની પ્રતીત કદી કરતો નથી તેથી તે તેને કદી વ્યક્ત કરતો નથી. કોઈ એમ કહે કે અભવ્ય જીવમાં કેવળજ્ઞાનની શક્તિ નથી.—તો તે વાત ખોટી છે. અભવ્યને પણ કેવળજ્ઞાનાવરણકર્મ




# બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્માનું સ્વરૂપ

હવે, બહિરાત્મપણું છોડીને, અંતરાત્મા થઈને પરમાત્મપણું પ્રગટ કરવા માટે શિષ્ય પૂછે છે કે–પ્રભો! એ ત્રણેનું લક્ષણ શું છે?–તેનો ઉત્તર કહે છે:—

> बहिरात्मा शरीरादौ जातात्मभ्रांतिरांतरः
> चित्तदोषात्मविभ्रांतिः परमात्माऽतिनिर्मलः ॥ ५॥

શરીરાદિ બાહ્ય પદાર્થોમાં 'આત્મા'ની ભ્રાંતિ જે કરે છે તે બહિરાત્મા છે. અને રાગ- પાદિ દોષો તથા ચૈતન્યસ્વરૂપ આત્મા–તેમના સંબંધમાં જે ભ્રાંતિથી રહિત છે તે અંતરાત્મા છે. જે રાગાદિ દોષને દોષરૂપે જાણે છે, ને પોતાના ચૈતન્યસ્વભાવને સ્વભાવરૂપે જાણે છે, જેને રાગાદિમાં 'આત્મા'ની ભ્રાંતિ થતી નથી, ને મલિનતાથી ભિન્ન પોતાના શુદ્ધસ્વભાવને જે નિઃશંકપણે જાણે છે તે અંતરાત્મા છે. અને જે અત્યંત નિર્મળ છે, જેમના રાગાદિ દોષો સર્વથા ટળી ગયા છે ને સર્વજ્ઞ પરમપદ જેમને પ્રગટી ગયું છે, તે પરમાત્મા છે. એ પ્રમાણે ત્રણ પ્રકારના આત્માનું સ્વરૂપ જાણવું.

આ શરીરાદિ જડ પદાર્થો પ્રગટપણે આત્માથી જુદા છે, તે કોઈ પદાર્થો આત્માના નથી, આત્માથી બહાર જ છે, છતાં તેને જે પોતાના માને છે તે જીવ બહિરાત્મા છે. આ શરીર મારું, હું દેવ, હું મનુષ્ય, હું પુરુષ, હું સ્ત્રી, હું ધોળો, હું કાળો, હું રાગી, હું દ્વેષી, આ શરીરનાં કાર્ય હું કરું ને શરીરાદિની

ક્રિયાથી મને હિત-અહિત થાય,-એમ માનનાર જીવ બહિરાત્મા મિથ્યાદૃષ્ટિ છે, કેમ કે પોતાના આત્માને બાહ્ય પદાર્થોથી ભિન્ન નથી જાણતો. પણ બાહ્ય પદાર્થોને જ આત્મા માને છે. આવા લક્ષણથી બહિરાત્મપણું ઓળખીને તે છોડવા જેવું છે.

દેહથી ભિન્ન, અને રાગાદિથી પાર, મારો આત્મા જ્ઞાન ને આનંદસ્વરૂપ છે-એમ અંતરમાં આત્માના પરમાર્થસ્વરૂપને જે ઓળખે છે તે અંતરાત્મા છે. આવા લક્ષણથી અંતરાત્મપણું ઓળખીને તે પ્રગટ કરવા જેવું છે.

અને સમસ્ત દોષથી રહિત આત્માનું પૂર્ણ જ્ઞાન-આનંદસ્વરૂપ પ્રગટે તે પરમાત્મદશા છે, તે પરમ ઉપાદેય છે.

આ શ્રી પૂજ્યપાદસ્વામી રચિત સમાધિશતક વંચાય છે; આત્માને સમાધિ કેમ થાય અને મોક્ષસુખની પ્રાપ્તિ કેમ થાય તેનો ઉપાય બતાવે છે.

અનાદિકાળથી જીવ સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે તેનું કારણ અજ્ઞાન અને અસમાધિ છે. તે કેમ છૂટે અને સુખ તથા સમાધિ કેમ થાય ? તે બતાવે છે. આત્મા જ્ઞાનાનંદસ્વરૂપ છે તેને ભૂલીને બહારમાં દેહ-મન-વચન તથા રાગાદિ તે જ હું છું એવી બહિરાત્મબુદ્ધિને લીધે જ અજ્ઞાની અનાદિકાળથી સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે. દેહાદિથી ભિન્ન ને રાગાદિ દોષોથી ભિન્ન શુદ્ધ જ્ઞાનાનંદસ્વરૂપ હું છું-એવી આત્માની ઓળખાણ કરીને અંતરાત્મા થવું તે ભવભ્રમણથી છૂટવાનો ઉપાય છે.

ગૃહસ્થપણામાં રહેલો જીવ પણ જ્ઞાનાનંદસ્વરૂપ આત્માનું ભાન કરીને અંતરાત્મા થઈ શકે છે. ભલે રાગ-દ્વેષ હોવા છતાં આત્મા જ્ઞાનાનંદસ્વરૂપ છે એવું સમ્યગ્જ્ઞાન થઈ શકે છે. સમ્યગ્દૃષ્ટિ ધર્માત્મા જીવ ગૃહસ્થ આદિ દશામાં પણ અંતરાત્મપણું વર્તે છે. જ્ઞાનને ઉપાદેયરૂપે જાણે છે. રાગાદિને હેયરૂપે

જાણે છે, દેહાદિને અજીવરૂપે જાણે છે. દેહાદિને કે રાગાદિને આત્માનું સ્વરૂપ તે માનતા નથી.

* જીવ તો જ્ઞાન-દર્શન-આનંદસ્વરૂપ છે.

* દેહ વગેરે તો અજીવ છે, તે જીવથી ભિન્ન છે.

* રાગ-દ્વેષ-અજ્ઞાન તે દુઃખરૂપ ભાવો છે, એટલે કે
તે આસ્રવ ને બંધરૂપ છે.

* સમ્યક્ શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્રરૂપ ભાવ તે જીવને સુખરૂપ છે,
તે સંવર-નિર્જરા-મોક્ષનું કારણ છે.

—આમ બધાં તત્ત્વોને જેમ છે તેમ જાણીને, એક જ્ઞાનાનંદસ્વરૂપ પોતાના આત્મામાં જ આત્મબુદ્ધિ કરે છે, દેહાદિને પોતાથી બાહ્ય જાણે છે, રાગ-દ્વેષ-અજ્ઞાનને દુઃખરૂપ જાણીને છોડે છે, ને સમ્યક્ શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્રને સુખરૂપ જાણીને આદરે છે;—આવા જીવને અંતરાત્મા કહે છે. આવું અંતરાત્મપણું ચોથા ગુણસ્થાનથી શરૂ કરીને બારમા ગુણસ્થાન સુધી હોય છે.

જ્ઞાનસ્વરૂપ જીવ અને શરીરાદિ અજીવ, તે બંને પદાર્થો ભિન્ન ભિન્ન છે, છતાં અજ્ઞાની જીવ ભ્રાંતિથી તે બંનેને એક માને છે; શરીરાદિનાં કાર્યોને આત્માનાં માને છે, ને આત્માને શરીર વગેરે બાહ્યપદાર્થોથી હિત—અહિત માને છે; વળી જ્ઞાન-વૈરાગ્યરૂપ ભાવ આત્માને હિતરૂપ હોવા છતાં તેમાં તે પ્રવૃત્તિ નથી કરતો, તેમાં તો અરુચિ અને કંટાળો કરે છે, તથા રાગ-દ્વેષ-મોહરૂપ ભાવો જીવને અહિતરૂપ હોવા છતાં તેમાં નિરંતર પ્રવર્તે છે-તેની રુચિ છોડતો નથી; આ પ્રમાણે જીવ-અજીવ વગેરે તત્ત્વોના સ્વરૂપમાં ભ્રાંતિથી પ્રવર્તે છે, તે જીવ બહિરાત્મા છે.

ધર્મી તો જાણે છે કે હું જડથી ભિન્ન છું, દેહાદિક મારાં

નથી, હું તેનો નથી; મારો તો એક જ્ઞાનદર્શનલક્ષણરૂપ શાશ્વત આત્મા જ છે, એ સિવાય સંયોગલક્ષણવાળા જે કોઈ ભાવો છે તે બધાય મારાથી બાહ્ય છે. ચૈતન્યના આશ્રયે જ્ઞાન–વૈરાગ્યરૂપ ભાવ પ્રગટે તે મને હિતરૂપ છે, ને બાહ્ય પદાર્થના આશ્રયે રાગાદિભાવો થાય તે મને અહિતરૂપ છે.–આ પ્રમાણે જીવ–અજીવ વગેરે તત્ત્વોની પ્રતીતિ કરીને, અંતર્મુખ ચૈતન્ય–સ્વરૂપમાં વર્તે છે તે અંતરાત્મા છે.

અને રાગ–દ્વેષ–મોહનો સર્વથા ક્ષય કરીને, કેવળજ્ઞાન કેવળદર્શન અનંત અતીન્દ્રિય આનંદ ને અનંતવીર્ય જેમને પ્રગટી ગયા છે તે પરમાત્મા છે; તેમાં અરિહંતપરમાત્મા તે સકલ–પરમાત્મા છે અને સિદ્ધપરમાત્મા તે નિકલ–પરમાત્મા છે. ચાર ઘાતીકર્મોના ક્ષયથી કેવળજ્ઞાનાદિ અનંતચતુષ્ટય તો બંનેને સરખાં છે. અરિહંત પરમાત્માને ચાર અઘાતી કર્મો બાકી છે તેનો ક્ષણે ક્ષણે ક્ષય થતો જાય છે, બહારમાં સમવસરણાદિ દિવ્ય વૈભવ હોય છે; તેઓ પરમહિતોપદેશક છે. હજી શરીરના સંયોગસહિત હોવાથી તે સકલ પરમાત્મા છે. સિદ્ધપરમાત્મા આઠે કર્મોથી રહિત લોકની ટોચે બિરાજમાન છે. અનંત આનંદના અનુભવમાં કૃતકૃત્યપણે સાદિઅનંતકાળ બિરાજે છે, શરીરાદિનો સંયોગ છૂટી ગયો છે તેથી તેમને નિકલપરમાત્મા કહેવાય છે.

સિદ્ધભગવાન જેવી તાકાતથી ભરેલો આ આત્માનો સ્વભાવ છે. તેને ભૂલીને અજ્ઞાની જીવ બાહ્ય વિષયોમાં સુખબુદ્ધિની ભ્રાંતિથી [illegible]

બાહ્ય વિષયોની પ્રીતિથી દુઃખી થઈ રહ્યો છે. અતીન્દ્રિય ચૈતન્ય-વિષયને ચૂકીને બાહ્ય ઇંદ્રિયવિષયોમાં મૂર્છાઈ ગયો છે તેથી બહિરાત્મા નિરંતર દુઃખી છે. મારા પરમાનંદની શક્તિ મારા આત્મામાં જ ભરી છે, ઇંદ્રિયના બાહ્ય વિષયોમાં મારું સુખ નથી—એવી અંતરપ્રતીતિ કરીને ધર્માત્મા અંતર્મુખ થઈને આત્માના અતીન્દ્રિય સુખનો સ્વાદ લે છે. જેમ લીંડીપીપરના દાણે-દાણે ચોસઠપહોરી તીખાસની તાકાત ભરી છે તેમ પ્રત્યેક આત્માનો સ્વભાવ પરિપૂર્ણ જ્ઞાન-આનંદથી ભરેલો છે. પણ તેનો વિશ્વાસ કરીને તેમાં અંતર્મુખ થઈને એકાગ્ર થાય તો તે જ્ઞાન-આનંદનો સ્વાદ અનુભવમાં આવે. આત્માથી બાહ્ય વિષયોમાં ક્યાંય આત્માનો આનંદ નથી. ધર્મી પોતાના આત્મા સિવાય બહારમાં ક્યાંય સ્વપ્નેય આનંદ માનતા નથી. આવા અંતરાત્મા પોતાના અંતરસ્વરૂપમાં એકાગ્ર થઈને પરિપૂર્ણ જ્ઞાન-આનંદ પ્રગટ કરીને પોતે જ પરમાત્મા થાય છે. સર્વજ્ઞ હોવા છતાં જ્યાંસુધી શરીરાદિ સહિત છે ત્યાંસુધી તે અરિહંત સકલ-પરમાત્મા છે, અને પછી શરીરરહિત થઈ ગયા તે સિદ્ધ નિકલ-પરમાત્મા છે.

—એ રીતે બહિરાત્મા, અંતરાત્મા ને પરમાત્માનું સ્વરૂપ કહ્યું. તે જાણીને મોક્ષાર્થીએ અંતરાત્મારૂપ ઉપાય વડે પરમાત્મપણું સાધવું, ને બહિરાત્મપણું છોડવું. *

[વીરસં. ૨૪૮૨ વૈશાખ વદ ૮ સમયસાર-પ્રતિષ્ઠા વાર્ષિકોત્સવ].

આ સમાધિશતક છે; સમાધિ એટલે શું? આધિ-વ્યાધિ અને ઉપાધિરહિત આત્માની સહજ શાંતિ તે સમાધિ છે, અથવા સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર તે સમાધિ છે, અથવા નિર્વિકલ્પ આનંદના અનુભવમાં લીનતા તે સમાધિ છે. તે સમાધિ કેમ થાય? કે દેહાદિથી ભિન્ન જ્ઞાનાનંદ-સ્વરૂપ આત્માનું ભાન કરીને તેમાં એકાગ્રતાથી સમાધિ થાય છે. આત્માને દેહાદિથી ભિન્ન ન જાણે

ને રાગાદિવાળો જ જાણે તો તેને સમાધિ થતી નથી, પણ ભ્રાંતિ થાય છે. એવી ભ્રાંતિ તે બહિરાત્મદશા છે. સિદ્ધસમાન, જ્ઞાન-આનંદથી પરિપૂર્ણ, દેહાદિથી ભિન્ન એવા આત્માની અંતર્દૃષ્ટિ જેને છે તે અંતરાત્મા છે. દેહ હું, રાગ હું—એવા પરમાં આત્માના સંકલ્પ-વિકલ્પથી જે રહિત છે ને નિર્વિકલ્પ પ્રતીતસહિત છે તે અંતરાત્મા છે. પછી ચૈતન્યમાં લીન થઈને જેમણે કેવળજ્ઞાન ને પરિપૂર્ણ આનંદ પ્રગટ કર્યો તે પરમાત્મા છે; એવી પરમાત્મદશા પરમ ઉપાદેય છે.

ચૈતન્યસ્વભાવને દેહાદિથી ભિન્ન જાણીને તેના અવલંબને સર્વજ્ઞતા ને આત્માનો સ્વાધીન અતીન્દ્રિય આનંદ ભગવાને પ્રગટ કર્યો. તે ભગવાન પરમાત્મા સર્વજ્ઞ-વીતરાગ અને પરમ હિતોપદેશક છે; આનંદથી ભરેલા નિજરસનું પાન કરે છે; આત્મા-માંથી જ ઉત્પન્ન એવા પરમ સ્વાધીન અનંતસુખના ભોગવટામાં સદાય લીન છે. જુઓ, ભગવાન પરમાત્મા કેવા છે? સર્વજ્ઞ-વીતરાગ-પરમ હિતોપદેશી છે. પોતે સર્વજ્ઞ-વીતરાગ થયા, ને બીજા જીવોને પણ અંતરંગ સ્વરૂપના અવલંબને સર્વજ્ઞ-વીતરાગ થવાનો જ ઉપદેશ આપ્યો. મહાવિદેહમાં અત્યારે સીમંધર પર-માત્મા સાક્ષાત્ બિરાજે છે, સમવસરણમાં તેમનો એવો ઉપ-દેશ છે કે તમારો સ્વભાવ પરિપૂર્ણ જ્ઞાન ને આનંદસ્વરૂપ છે. રાગનો એક અંશ પણ જ્ઞાનસ્વભાવમાં નથી; આવા સ્વભાવનું અવલંબન કરો. ભગવાનનો ઉપદેશ વીતરાગતાનો છે, રાગ રાખ-વાનો ભગવાનનો ઉપદેશ નથી. જે રાગથી લાભ માને તો ભગવાન

આત્મા પરનું કરે એમ જે માને તે પરનો રાગ કેમ છોડે? અથવા પરથી આત્માને લાભ માને તો તે પરનો રાગ કેમ છોડે? અને રાગથી જે લાભ માને તે પણ રાગને છોડવા જેવો કેમ માને? રાગને જે આદરણીય માને છે તે રાગરહિત વીતરાગી સર્વજ્ઞ પરમાત્માને ઓળખતો જ નથી; સર્વજ્ઞદેવે આપેલા હિતોપદેશને તે સમજતો નથી.

ભગવાન તો પરમ હિતનો જ ઉપદેશ દેનારા છે. બંધનું ને અહિતનાં કારણોનું જ્ઞાન કરાવે છે, પણ તેનું જ્ઞાન કરાવીને તે છોડાવે છે, ને હિતના કારણરૂપ સમ્યગ્દર્શનાદિ પ્રાપ્ત કરાવે છે.

જુઓ, આજે ગ્રંથાધિરાજ સમયસારની પ્રતિષ્ઠાનો દિવસ છે. અઢાર વર્ષ પહેલાં (એટલે કે વીર સં. ૨૪૬૪માં) આ 'જૈન સ્વાધ્યાયમંદિર'નું ઉદ્‌ઘાટન થયું, ત્યારે અહીં આ 'સમયસાર'ની વિધિપૂર્વક પ્રતિષ્ઠા (બેનશ્રી ચંપાબેનના હાથે) થઈ છે. સમયસાર એટલે શુદ્ધઆત્મા; શક્તિપણે દરેક આત્મા શુદ્ધ સ્વભાવથી પરિપૂર્ણ 'કારણસમયસાર' છે, તેને કારણપરમાત્મા કહે છે. તે કારણસમયસારસ્વરૂપ શુદ્ધ આત્માનું સ્વરૂપ આ સમયસાર બતાવે છે. અને તે કારણસમયસારની દૃષ્ટિ કરતાં તેના આશ્રયે અનંત ચતુષ્ટયસ્વરૂપ કાર્યપરમાત્માપણું ખીલી જશે, તે કાર્યસમયસાર છે. આવા કારણસમયસાર શુદ્ધ આત્માની જેણે શ્રદ્ધા–જ્ઞાન–રમણતા કરી તેણે પોતાના આત્મામાં ભગવાન સમયસારની સ્થાપના કરી. તેના નિમિત્તરૂપ સમયસારની સ્થાપનાનો આ દિવસ છે. ભગવાનની દિવ્યધ્વનિમાં કહેલો ઉપદેશ કુંદકુંદાચાર્યદેવે આ સમયસારમાં ગૂંથ્યો છે. સીમંધરપરમાત્મા મહાવિદેહે તીર્થંકરપણે સાક્ષાત્ બિરાજે છે, તેમની તથા તેમના સમવસરણની અહીં સ્થાપના છે, અને તે ભગવાને દિવ્યધ્વનિમાં જે કહ્યું તે આ સમયસારમાં કુંદકુંદાચાર્યદેવે ભર્યું છે.

ભવ્ય જીવો પર તેમણે મોટો ઉપકાર કર્યો છે. કુંદકુંદાચાર્યદેવ અહીં થયેલા, વિદેહ ગયેલા, દિવ્યધ્વનિ લાવેલા, ને આ સમયસાર રચ્યું; તે અંતરના કારણ–સમયસારનું વાચક છે; ને તે કારણસમયસારના આશ્રયે કાર્યસમયસાર થવાય છે. આમ ત્રણ 'સમયસાર' થયા :–એક કારણસમયસાર. તેના આશ્રયે થતું કાર્યસમયસાર, અને તેના વાચકરૂપ આ પરમાગમ સમયસાર. આવા શુદ્ધ સમયસારને ઓળખીને આત્મામાં તે સમયસારની સ્થાપના કરે તો તેના આશ્રયે મોક્ષના કારણરૂપ સમ્યગ્દર્શનાદિ પ્રગટે. તે સમ્યગ્દર્શનાદિ પર્યાયરૂપ મોક્ષમાર્ગને પણ 'કારણસમયસાર' કહેવાય છે. કેમકે તે મોક્ષનું કારણ છે. આ અપૂર્વ છે–પૂર્વે કદી આવા આત્માની શ્રદ્ધા કે ઓળખાણ કરી નથી. અરિહંતપરમાત્મા થયા તે તો કાર્ય–પરમાત્મા છે. ને તે કાર્યનું જે કારણ છે તે ત્રિકાળી કારણપરમાત્મા છે. પહેલા જ તબક્કે આ વાત સાંભળતાં બહુમાન લાવીને હા પાડે, ને તેનો નિર્ણય કરીને વિશ્વાસ કરે તે ધર્મની અપૂર્વ શરૂઆત છે. જ્ઞાનસ્વભાવનું લક્ષ કરવું તે જ પરમહિતનો માર્ગ છે, ને એવા હિતનો જ ઉપદેશ ભગવાને કર્યો છે એટલે કે જ્ઞાનસ્વભાવ તરફ વળવાનો જ ભગવાનનો ઉપદેશ છે. પરાશ્રયનો ભગવાનનો ઉપદેશ નથી. તે તો છોડવાનો ભગવાનનો ઉપદેશ છે. પહેલાં આવો નિર્ણય કરે તો ભગવાન પરમાત્માને અને તેમના હિતોપદેશને જાણ્યો છે, પણ રાગાદિથી લાભ માને તો તેણે હિતોપદેશી સર્વજ્ઞ–વીતરાગ પરમાત્માને માન્યા નથી, તેમના ઉપદેશને જાણ્યો નથી.

આનંદને ઓળખે તો આત્માના આનંદસ્વભાવની પ્રતીત થઈ જાય અને ઇંદ્રિયવિષયોમાંથી સુખબુદ્ધિ ઊડી જાય. ભગવાન સાદિઅનંત પોતાના અતીન્દ્રિય આનંદરસનું પાન કરે છે, કૃતકૃત્ય પરમાત્મા છે; પોતાના અતીન્દ્રિય જ્ઞાન ને આનંદના ભોગવટા સિવાય બીજું કોઈ કાર્ય તેમને રહ્યું નથી; આત્માની શક્તિમાંથી આનંદ ઊછળ્યો છે તેના અનુભવથી પરમાત્મા કૃતકૃત્ય છે. આવી કૃતકૃત્ય પરમાત્મદશા જ જીવને પરમ હિતરૂપ છે. અને તે જ સર્વ પ્રકારે ઉપાદેય છે.

એ રીતે બહિરાત્મા, અંતરાત્મા ને પરમાત્માનું સ્વરૂપ કહ્યું; તે જાણીને બહિરાત્મપણું છોડો, ને ભિન્ન આત્માના ભાનવડે અંતરાત્મા થઈને પરમાત્મપદને સાધો, એમ તાત્પર્ય છે. (૫)





# પરમાત્મસ્વરૂપને ઓળખાવનારાં અનેક નામો



પાંચમી ગાથામાં પરમાત્મપણું ઉપાદેય કહ્યું; તેની વિશેષ ઓળખાણ કરાવવા માટે હવે છઠ્ઠી ગાથામાં અનેક નામોથી તેની ઓળખાણ કરાવે છે—

निर्मलः केवलः शुद्धो विविक्तः प्रभुरव्ययः ॥
परमेष्ठी परात्मेति परमात्मेश्वरो जिनः ॥ ६ ॥

નિર્મળ, કેવળ, શુદ્ધ, વિવિક્ત, પ્રભુ, અવ્યય, પરમેષ્ઠી, પરમાત્મા, ઈશ્વર અને જિન ઇત્યાદિ નામો પરમાત્માનાં વાચક છે.

ભગવાન પરમાત્મા મોહાદિ દ્રવ્યકર્મ તેમ જ ભાવકર્મરૂપ મલથી રહિત હોવાથી 'નિર્મળ' છે. શરીરાદિના સંબંધ રહિત હોવાથી 'કેવળ' છે. અરિહંત પરમાત્મા પણ ખરેખર શરીરાદિના સંબંધરહિત છે કેમકે શરીર કે ઇંદ્રિયોજનિત સુખ–દુઃખ કે જ્ઞાન તેમને નથી, તેઓ અતીન્દ્રિય થઈ ગયા છે. દ્રવ્યકર્મ–ભાવકર્મનો અભાવ હોવાથી તેઓ 'શુદ્ધ' છે. ચાર ઘાતી કર્મો ટળ્યાં ત્યાં બાકી રહેલાં ચાર અઘાતી કર્મોનો પણ ક્ષય જ થતો જાય છે; તેઓ રાગાદિ અશુદ્ધતા ઉપજાવતા નથી; માટે અરિહંતભગવાન પણ પરમવિશુદ્ધિને પામેલા હોવાથી 'શુદ્ધ' છે. રાગાદિથી અત્યંત ભિન્ન થઈ ગયા હોવાથી ભગવાન 'વિવિક્ત' છે. ઇંદ્ર વગેરેના પણ સ્વામી હોવાથી 'પ્રભુ' છે; અથવા કેવળજ્ઞાનરૂપ પ્રભુતા પ્રગટી ગઈ હોવાથી પ્રભુ છે. કેવળજ્ઞાનાદિ જે અનંતચતુષ્ટય પ્રગટ્યા તેનાથી કદી ચ્યૂત થતા નથી તેથી તે 'અવ્યય' છે. ઇંદ્રાદિકથી

વંદ્ય એવા પરમ ચૈતન્ય પદમાં સ્થિત હોવાથી તેઓ 'પરમેષ્ઠી' છે. સંસારના જીવોથી પર એટલે ઉત્કૃષ્ટ આત્મા હોવાથી તે 'પરાત્મા' છે; અને તે જ ઉત્તમ હોવાથી 'પરમાત્મા' છે. ઇંદ્રાદિને પણ ન હોય એવા અંતરંગ કેવળજ્ઞાનાદિ અને બહિરંગ (સમવસરણાદિ) દિવ્ય ઐશ્વર્યસહિત હોવાથી તે જ 'ઈશ્વર' છે. અને સમસ્ત દ્રવ્યકર્મ–ભાવકર્મનું ઉન્મૂલન કરી નાંખ્યું હોવાથી તેઓ જ 'જિન' છે. આ પ્રમાણે આ બધાં નામો શુદ્ધ આત્મારૂપ પરમાત્માનાં વાચક છે.

પરમાત્માના આવા સ્વરૂપને ઓળખીને પોતાના આત્માને પણ તેવા સ્વરૂપે ચિંતવવો તે પરમાત્મા થવાનો ઉપાય છે.

ઇંદ્ર એકહજાર ને આઠ નામોથી ભગવાનની સ્તુતિ કરે છે; અને સંત–મુનિવરો પણ અનેક–અનેક નામોથી ભગવાનની સ્તુતિ કરે છે. સંતો અંદરમાં કર્મના સંબંધરહિત ને રાગાદિરહિત પોતાના શુદ્ધ પરમાત્મસ્વરૂપને લક્ષમાં લઈને તેને સાધે છે, ત્યાં પરમાત્મસ્વરૂપને પામેલા એવા અરિહંત–સિદ્ધભગવંતો પ્રત્યે બહુમાનનો ભાવ આવતાં અનેક પ્રકારે સ્તુતિ કરે છે. જેને આવા શુદ્ધ આત્માનું લક્ષ હોય તે જ પરમાત્માની વાસ્તવિક સ્તુતિ કરી શકે. પરમાત્માને કોઈ પણ ગુણવાચક નામથી ઓળખી શકાય છે. બોધસ્વરૂપ હોવાથી તેમને 'બુદ્ધ' પણ કહેવાય, કલ્યાણસ્વરૂપ હોવાથી તેમને 'શિવ' પણ કહેવાય, પોતાના સર્વગુણોમાં વ્યાપક હોવાથી તેમને 'વિભુ' પણ કહેવાય, મોક્ષમાર્ગની રચના કરનારા હોવાથી તેમને 'બ્રહ્મા' પણ કહેવાય. આમ ગુણની ઓળખાણપૂર્વક ગમે તે નામ કહી શકાય છે.

જેને શુદ્ધ આત્માની દૃષ્ટિ છે એવા અંતરાત્મા તો પરમાત્માની ભાવના ભાવે છે, ને બાહ્યરાત્મા તો રાગાદિની ભાવના ભાવે છે. ભગવાન પરમાત્માને રાગાદિનો કે કર્મોનો સંબંધ છૂટી ગયો છે તેથી તે 'કેવલ' છે તેમ મારો આત્મા પણ પરમાર્થે રાગાદિના

સંબંધ વગરનો ને કર્મના સંબંધ વગરનો છે-એમ પોતાના આત્માને 'કેવળ' (પરસંબંધરહિત એકલો) શુદ્ધ અનુભવવો તે પરમાત્મા થવાનો ઉપાય છે.

સમયસારમાં પણ કહ્યું છે કે એકત્વ-વિભક્ત આત્માનો અનુભવ તે જિનશાસન છે. કર્મના બંધન વિનાનો ને પરના સંબંધ વગરનો એવો જે શુદ્ધ જ્ઞાયકસ્વભાવ તેની સન્મુખ થઈને તેનો અનુભવ કરવો તે જ જૈનશાસન છે. અને જે પોતાના આવા આત્માનો અનુભવ કરે તેને જ પરમાત્માની પરમાર્થ ઓળખાણ થાય કે અહો! રાગથી જુદો પાડીને જે અતીન્દ્રિય આનંદનો અંશ મને વેદનમાં આવ્યો તે જ જાતનો (પણ તેથી અનંતગુણો) પરિપૂર્ણ આનંદ પરમાત્માને પ્રગટી ગયો છે, ને તેઓ સર્વથા રાગરહિત થઈ ગયા છે. આ રીતે અંશના વેદનપૂર્વક પૂરાનું ભાન થતાં સાધકને તેના પ્રત્યે ખરી ભક્તિ અને બહુમાન આવે છે. પરમાત્મા પ્રત્યે જેવા ભક્તિ-બહુમાન જ્ઞાનીના અંતરમાં હોય તેવા અજ્ઞાનીને ન હોય.

ભગવાન પરમાત્માનું 'વિવિક્ત' એવું પણ એક નામ છે. વિવિક્ત એટલે ભિન્ન; આત્માનો સ્વભાવ રાગાદિથી વિવિક્ત છે એમ પહેલાં જાણીને, ભગવાન રાગથી ખાલી-વિવિક્ત થઈ ગયા. જુઓ, આ પરમાર્થ 'વિવિક્તશય્યાસન'! બ્રહ્મચર્યની રક્ષા માટે વિવિક્તશય્યાસન કરવું એટલે કે સ્ત્રી-પશુ વગેરેથી ખાલી એકાંત સ્થાનમાં રહેવું એમ કહ્યું છે, તેમાં તો વ્યવહારમાં તે જાતનો વિકલ્પ હોય છે તેની વાત છે. પણ પરમાર્થે આ બ્રહ્મસ્વરૂપ-ચૈતન્યસ્વરૂપ આત્મા રાગના સંગથી પણ રહિત છે-રાગથી પણ વિવિક્ત છે,-એમ જે જાણતો નથી, ને રાગના સંગથી લાભ માને છે તેને ખરેખર 'વિવિક્તશય્યાસન' નથી પણ વિકારમાં જ શય્યાસન છે. ભલે તે જંગલમાં એકાંત ગુફામાં એકલો પડ્યો રહેતો હોય તો પણ અંતરમાંથી રાગનો સંગ છૂટ્યો નથી તેથી

તેને ખરેખર વિવિક્તશય્યાસન હોતું નથી, અને પરમાત્મા રાગાદિથી કેવા વિવિક્ત છે તેને પણ તે ઓળખતો નથી. આત્માને પરથી વિભક્ત જાણીને તેમાં વસવું–એકાગ્ર થવું તે વિવિક્તપણું છે.

અહીં તો ભગવાન પરમાત્માના સ્વરૂપની ઓળખાણ સહિત તેમનાં અનેક નામોની વાત છે. આત્મામાં અનંત ગુણો છે, તેનાં ગુણોની અપેક્ષાએ તેને ભિન્ન ભિન્ન અનેક નામોથી કહેવામાં આવે છે. તેમાંથી કેટલાંક નામો તો ઉપર કહ્યાં; તે ઉપરાંત સર્વના જ્ઞાતા હોવાથી ભગવાનને 'સર્વજ્ઞ' કહેવાય છે; સહજ આત્મિક આનંદસહિત હોવાથી 'સહજાનંદી' પણ કહેવાય છે; રાગ–દ્વેષ-મોહરૂપ કલંક રહિત હોવાથી 'નિકલંક' અથવા 'અકલંક' પણ કહેવાય છે; રાગાદિ અંજનરહિત હોવાથી 'નિરંજન' પણ કહેવાય છે. જન્મ–જરા–મરણ રહિત હોવાથી 'અજ-અજર–અમર' પણ કહેવાય છે; વળી તેઓ જ જ્ઞાનસ્વરૂપ–બોધસ્વરૂપ હોવાથી ખરા 'બુદ્ધ' છે; પોતાના જ્ઞાનાનંદસ્વરૂપની મર્યાદારૂપ સીમાને ધારણ કરતા હોવાથી તેઓ જ 'સીમંધર' છે. આત્માના અનંત મહાન પરાક્રમરૂપ વીરતા પ્રગટ કરેલ હોવાથી તેઓ 'મહાવીર' છે.

વ્યક્તિ તરીકે તો એક નામથી એક ભગવાન ઓળખાય પણ ગુણવાચક નામ તરીકે એક નામ કહેતાં તેમાં બધાય ભગવાન આવી જાય છે. જેમકે 'સીમંધર' કહેતાં વ્યક્તિ તરીકે તો મહાવિદેહના પહેલા તીર્થંકર (સત્યવતીનંદન) ઓળખાય છે તથા 'મહાવીર' કહેતાં ભરતક્ષેત્રના છેલ્લા તીર્થંકર (ત્રિશલાનંદન) ઓળખાય છે; પણ ગુણવાચક તરીકે તો બધાય પરમાત્મા–જિનવરોને 'સીમંધર' અથવા 'મહાવીર' કહેવાય છે, કેમકે બધાય ભગવંતો સ્વરૂપની સીમાને ધારણ કરનારા છે ને મહાન વીર્યના ધારક છે.–આ રીતે ગુણના સ્વરૂપથી પરમાત્માને ઓળખવાની પ્રધાનતા છે. અને; પરમાત્માને જેટલાં નામો લાગુ પડે છે તે બધાંય નામો આ આત્માને પણ સ્વભાવ–અપેક્ષાએ લાગુ પડે છે, કેમ કે સ્વભાવથી

તો આ આત્મા પણ પરમાત્મા જેવો જ છે. પરમાત્માના ગુણોને ઓળખીને પરમાત્માનું સ્વરૂપ જે જાણે તેને આત્માનું સ્વરૂપ પણ જણાયા વગર રહે નહિ. જેટલા ગુણો પરમાત્મામાં છે તેટલા જ ગુણો આ આત્મામાં છે ને તેનો વિકાસ કરીને (એટલે કે પર્યાયમાં પ્રગટ કરીને) આ આત્મા પોતે પરમાત્મા થઈ શકે છે. આ રીતે આત્માના ધ્યેયરૂપ જે પરમાત્મપદ તેને બરાબર ઓળખવું જોઈએ; ઓળખાણ વિના તેની પ્રાપ્તિ થતી નથી, એટલે સુખ થતું નથી.

આત્માનું વાસ્તવિક સ્વરૂપ જાણ્યા વગર દેહાદિને પોતાનાં માનીને જીવ અનાદિકાળથી દુઃખી થઈ રહ્યો છે, તે દુઃખ કહો કે અસમાધિ કહો; તે ટળીને સુખ અથવા સમાધિ કેમ થાય તેની આ વાત છે.

જુઓ, ભાઈ! દુઃખ તો કોને પ્રિય છે!! જગતમાં કોઈને દુઃખ વહાલું નથી. જ્ઞાનીઓને જગતના દુઃખી પ્રાણીઓ ઉપર કરુણાબુદ્ધિ વર્તે છે. પોતે જે દુઃખથી છૂટવા માંગે છે તે દુઃખ બીજા પામે એવી ભાવના જ્ઞાનીને કેમ હોય? જ્ઞાનીને તો એવી સહજ કરુણા આવે છે કે અરેરે! આ જીવો બીચારા પોતાના સ્વરૂપને ભૂલી જઈને અજ્ઞાનને લીધે મહાન દુઃખમાં ડુબેલા છે, એનાથી છૂટવાના ઉપાયની પણ તેમને ખબર નથી! હું જે પરિપૂર્ણ સુખને પ્રાપ્ત કરવા ચાહું છું તે સુખ બીજા જીવો પણ પામે—એમ જ્ઞાનીને તો અનુમોદના છે. ઉપદેશમાં તો જ્ઞાની—ધર્માત્મા કે વીતરાગી સંતમુનિઓ પણ એમ કહે કે "જે જીવો ધર્મનો તીવ્ર વિરોધ કરશે કે તીવ્ર પાપભાવો કરશે તે જીવો મિથ્યાત્વના સેવનથી નરક-નિગોદમાં રખડશે ને અનંત દુઃખ પામશે." પણ—આમ કહેવામાં જ્ઞાની—સંતોને કાંઈ કોઈ વ્યક્તિ પ્રત્યે દ્વેષબુદ્ધિ નથી, તેમજ તેમને કાંઈ કોઈ જીવને નરક—નિગોદમાં મોકલવાની ભાવના નથી; પરંતુ ઉલટી કરુણાબુદ્ધિ છે—હિતબુદ્ધિ છે, એટલે યથાર્થ વસ્તુ-

સ્થિતિ બતાવીને જીવોને મિથ્યાત્વથી છોડાવવા માંગે છે. હે ભાઈ! મિથ્યાત્વનું આવું આકરું ફળ છે, એમ જાણીને તું તે મિથ્યાત્વનું સેવન છોડી દે, ને આત્માનું સ્વરૂપ સમજ–જેથી તારું હિત થાય! આમ હિત માટે જ જ્ઞાનીનો ઉપદેશ છે.–પણ શું થાય!! અરેરે, આ કાળ! જીવો હિતની વાત સાંભળતાં પણ ઉલટા વિરોધ કરે છે. શું થાય? કાંઈ કોઈના ભાવ બીજો ફેરવી શકે છે!! સંસાર તો એમ ને એમ ચાલ્યા જ કરવાનો છે. જે જીવો સત્ય સમજે તેની બલિહારી છે....તેના સંસારનો એક બે ભવમાં અંત આવી જશે. બાકી જગતમાં તો સંસાર ચાલ્યા જ કરવાનો છે....ને સંસારમાં રખડવાને યોગ્ય પરિણામવાળા જીવો પણ રહ્યા જ કરવાના છે....જગતના બધાય જીવો સત્ય સમજીને મોક્ષ પામી જાય–એમ કદી બનવાનું નથી; માટે આ તો પોતે સત્ય સમજીને પોતાનું હિત સાધી લેવા જેવું છે. અજ્ઞાનીઓ પોકાર કરે તો કરો....પણ તેથી કાંઈ વસ્તુનું સ્વરૂપ તો ફરી નહિ જાય. વસ્તુસ્વરૂપ ન સમજતાં જેઓ વિરોધ કરે છે તેમના ઉપર જ્ઞાનીને કરુણા આવે છે.

જુઓ, કુંદકુંદાચાર્યદેવ જેવા મહાવીતરાગી સંત અષ્ટપ્રાભૃતમાં કહે છે કે વસ્ત્રનો એક તાણો પણ પરિગ્રહ તરીકે રાખીને પોતાને મુનિદશા મનાવે તો તે જીવ નિગોદે જાય; કેમકે મુનિદશારૂપ માર્ગને જ તેણે વિપરીત માન્યો. આમ કહેવામાં આચાર્ય ભગવાનને કાંઈ એવી ભાવના નથી કે અમારો વિરોધ કરે છે માટે તેને નિગોદમાં મોકલવો, પરંતુ વસ્તુસ્થિતિ જ એવી છે કે મિથ્યાત્વ સેવનાર જીવ પોતાના ઊંધા પરિણામને લીધે નિગોદમાં જાય છે....એમ બતાવીને આચાર્યદેવ કરુણાબુદ્ધિથી જીવોને મિથ્યાત્વથી છોડાવવા માંગે છે....અરે જીવ! મુનિદશાનું વાસ્તવિક સ્વરૂપ ઓળખ અને જિનમાર્ગની સાચી શ્રદ્ધા કર, કે જેથી આ સંસારનાં દુઃખોથી તારો આત્મા છૂટે ને મોક્ષસુખ પામે.

શ્રીમદ્ રાજચંદ્રજી પણ કરુણાપૂર્વક આત્મસિદ્ધિમાં કહે છે કે—

'કોઈ ક્રિયાજડ થઈ રહ્યા, શુષ્કજ્ઞાનમાં કોઈ
માને મારગ મોક્ષનો, કરુણા ઉપજે જોઈ.'

કોઈ અજ્ઞાની જીવો તો શરીરાદિ જડની ક્રિયામાં જ ધર્મ માનીને 'ક્રિયાજડ' થઈ રહ્યા છે, ને બીજા કોઈ અજ્ઞાનીઓ શુષ્ક-જ્ઞાનમાં એટલે કે વસ્તુસ્વરૂપ સમજ્યા વગર માત્ર જ્ઞાનની વાતો કરવામાં જ મોક્ષમાર્ગ માની રહ્યા છે, પરંતુ વાસ્તવિક મોક્ષમાર્ગને ઓળખતા નથી; એવા જીવોને જોઈને કરુણા આવે છે.

જુઓ, આ જ્ઞાનીઓની કરુણા! ઊંધી શ્રદ્ધાના ફળમાં કેવું અપાર દુઃખ છે તે જ્ઞાનીઓ જાણે છે તેથી જીવોને ઊંધી શ્રદ્ધાના અનંતદુઃખથી બચાવવા જ્ઞાનીઓ બેધડકપણે તે ઊંધી શ્રદ્ધાનો નિષેધ કરે છે. શરીરની ક્રિયાથી ધર્મ થાય કે રાગથી ધર્મ થાય એવી મિથ્યા શ્રદ્ધાનું ફળ ઘોર સંસાર છે, માટે જેઓ દુઃખથી છૂટવા માંગતા હોય તેઓ એવી મિથ્યામાન્યતા છોડો ને આત્માનું રાગરહિત–દેહથી ભિન્ન વાસ્તવિક જ્ઞાનાનંદસ્વરૂપ સમજો, એમ જ્ઞાનીઓનો ઉપદેશ છે.

* * *

આત્મા ત્રણ પ્રકારનાં છે; જો કે શક્તિરૂપ સ્વભાવથી તો બધા આત્મા સરખા છે પણ અવસ્થાભેદે ત્રણ પ્રકાર પડે છે— બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા.

ચૈતન્યના આનંદને ચૂકીને બહારના વિષયોમાં જે આનંદ માને છે તે બહિરાત્મા છે;

બાહ્ય વિષયોથી રહિત અંતરમાં ચૈતન્યના અતીન્દ્રિય આનંદને જાણીને તેને જે સાધે છે તે અંતરાત્મા છે.

અને આત્માનો પરિપૂર્ણ આનંદ જેમને પ્રગટી ગયો છે,

તે પરમાત્મા છે. તે પરમાત્મા પરિપૂર્ણ જ્ઞાનસહિત છે; અનાદિ-અનંત કાળને જેમ છે તેમ પોતાના દિવ્ય જ્ઞાનમાં પ્રત્યક્ષ જાણે છે. જેનો ક્યાંય છેડો નથી એવા અનંત અલોકાકાશને પણ પ્રત્યક્ષપણે પરિપૂર્ણ જાણે છે, એવું જ દિવ્યજ્ઞાનનું કોઈ અચિંત્ય સામર્થ્ય છે. જ્ઞાને અનાદિઅનંત કાળને કે અનંત આકાશને પ્રત્યક્ષ જાણી લીધું માટે જ્ઞાનમાં તેનો છેડો આવી ગયો–એમ કાંઈ નથી; જો છેડો આવી જાય તો અનાદિ–અનંતપણું ક્યાં રહ્યું ? માટે જ્ઞાને તો અનાદિઅનંતને અનાદિઅનંતરૂપે જ જેમ છે તેમ જાણ્યું છે.–આ જ્ઞાનનો કોઈ અચિંત્ય મહિમા છે. અજ્ઞાનીને અનાદિઅનંતકાળની મહાનતા ભાસે છે, પણ જ્ઞાનસામર્થ્યમાં તેના કરતાં અનંતગણી મહાનતા છે તે તેને ભાસતી નથી, અને જ્ઞાનસ્વભાવનો મહિમા પ્રતીતમાં આવ્યા વગર આ વાતનું કોઈ રીતે સમાધાન થાય તેમ નથી. કાળનું અનાદિઅનંતપણું તેને મોટું લાગે છે પણ જ્ઞાનનું અનંતસામર્થ્ય તેને મોટું નથી લાગતું, એટલે જ 'અનાદિઅનંતને જ્ઞાન કઈ રીતે જાણે ?' એમ તેને શંકા પડે છે, તેમાં ખરેખર તો જ્ઞાનસામર્થ્યની જ શંકા છે. કાળના અનાદિઅનંતપણા કરતાં જ્ઞાનસામર્થ્ય મોટું છે, એમ જો વિશ્વાસ આવે તો જ તેને અનાદિઅનંતનું જ્ઞાન કઈ રીતે થાય છે તે ખ્યાલમાં આવે. અહા ! અચિંત્ય જ્ઞાનસામર્થ્યમાં અનાદિઅનંતકાળ તો ક્યાંય સમાઈ જાય છે, ને કાળ કરતાંય અનંતગણું આકાશ પણ તેમાં પરિપૂર્ણ જણાઈ જાય છે. આવું જ્ઞાન અને અતીન્દ્રિય આનંદ જેમને પરિપૂર્ણ પ્રગટી ગયા છે એવા પરમાત્માને કેવલી કહો, શુદ્ધ કહો, જિન કહો, ઇશ્વર કહો, બુદ્ધ કહો, મહાવીર કહો, સીમંધર કહો, 'સમયસાર' કહો;–ઇત્યાદિ અનેક નામોથી કહેવાય છે.

તે પરમાત્મા ક્ષુધા–તૃષા–રોગાદિ દોષોથી રહિત છે તેથી તેમને 'નિર્દોષ' પણ કહેવાય છે. ભગવાનને પરિપૂર્ણ જ્ઞાનપ્રકાશ પ્રગટી ગયો છે તેથી તેમને 'પરમજ્યોતિ' અથવા 'ચૈતન્યસૂર્ય'

પણ કહેવાય છે. વળી ભગવાનને 'શાસ્તા' એટલે કે 'શાસક' (શાસન કરનારા) પણ કહેવાય છે, કેમકે મોક્ષમાર્ગરૂપ ઉત્કૃષ્ટ શાસનના ભગવાન નાયક છે. શાસન એટલે ઉપદેશ-શિખામણ; મોક્ષમાર્ગનો ઉત્કૃષ્ટ ઉપદેશ દેનારા હોવાથી ભગવાન શાસક છે. વળી મોક્ષમાર્ગનું વિધાન (પ્રતિપાદન) કરનારા હોવાથી ભગવાનને 'વિધાતા' પણ કહે છે. 'છો મોક્ષમાર્ગ વિધિ ધારણથી જ ધાતા' એમ ભક્તામરસ્તુતિમાં પણ કહ્યું છે. કોઈ વિધાતા આવીને લેખ લખી જાય છે, એ વાત તો ખોટી છે. એવો કોઈ આ જગતમાં વિધાતા નથી, પણ સર્વજ્ઞપરમાત્માના જ્ઞાનમાં ક્યારે શું થયું-શું થાય છે ને શું થશે? તે બધું લખાઈ (જણાઈ) ગયું છે તેથી તેઓ જ વિધાતા છે. પોતે મોક્ષમાર્ગની વિધિ (અર્થાત્ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર)ને ધારણ કરીને મુક્તિ પામ્યા ને બીજા જીવોને પણ તે મુક્તિમાર્ગનું વિધાન કર્યું તેથી હે પરમાત્મા! આપ જ અમારા વિધાતા છો; અમને મોક્ષમાર્ગમાં દોરી જનારા નેતા પણ આપ છો. (मोक्षमार्गस्य नेतारं...)

આ પ્રમાણે, સર્વજ્ઞતા અને પરિપૂર્ણ આનંદને પામેલા પરમાત્માનું સ્વરૂપ ઓળખીને, તેમના જુદા જુદા અનેક ગુણોની અપેક્ષાએ તેમને જુદા જુદા અનેક નામોથી કહેવામાં આવે છે. એ ખાસ ધ્યાન રાખવું કે જેઓ પરિપૂર્ણ જ્ઞાન ને આનંદને પામેલા હોય એવા પરમાત્માની જ આ વાત છે. બાકી જગતમાં મિથ્યાદૃષ્ટિ જીવો પરમાત્માનું સ્વરૂપ અનેક પ્રકારે વિપરીતપણે માની રહ્યા છે, તે બધાય સાચા છે એમ ન સમજવું.

બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્માનું વાસ્તવિક સ્વરૂપ જે ઓળખે છે, તે તો બહિરાત્મપણું છોડીને, પરમાત્મપણાનો સાધક થઈ જાય છે, એટલે કે અંતરાત્મા થઈ જાય છે, તેને શરીરાદિમાં આત્મબુદ્ધિ થતી નથી. (૬)

卐

## બહિરાત્મા જીવની મિથ્યાબુદ્ધિનું વર્ણન

હવે બહિરાત્મપણું છોડાવવા માટે આચાર્યદેવ તેનું સ્વરૂપ સ્પષ્ટપણે ઓળખાવે છે; તેમાં પહેલાં એ બતાવે છે કે બહિરાત્માને દેહમાં જ આત્મબુદ્ધિ કેમ થઈ ગઈ છે?—

ધિનું તંત્ર રહે છે. મિથ્યાત્વાદિભાવ તે અસમાધિ છે. ચૈતન્યસ્વભાવની સન્મુખતાથી સમ્યક્‌ત્વાદિભાવ પ્રગટે તે સમાધિ છે.

બહિરાત્મા જીવ ઇંદ્રિયદ્વારા જ જ્ઞાનની પ્રવૃત્તિ કરે છે એટલે તેનું જ્ઞાન એકલા બાહ્યપદાર્થોમાં જ પ્રવર્તે છે પણ આત્મા-સન્મુખ વર્તતું નથી; આત્માથી પરાઙ્‌મુખ થઈને ઇંદ્રિયદ્વારા એકલા દેહાદિ પદાર્થોને ગ્રહણ કરીને 'તે જ હું' એમ અજ્ઞાની માને છે. શરીરથી ભિન્ન અતીન્દ્રિય આત્મા તો તેને ઇંદ્રિયદ્વારા ભાસતો નથી.

જીવસ્વરૂપનું જ્ઞાન તો અતીન્દ્રિય-અંતર્મુખ જ્ઞાનથી જ થાય છે, બહિર્મુખ-ઇંદ્રિયજ્ઞાનથી થતું નથી. અજ્ઞાની પોતાના જ્ઞાનસ્વભાવને જાણતો નથી, પણ ઇંદ્રિયોને જ જ્ઞાનનું સાધન માને છે, એટલે ઇંદ્રિયદ્વારા જણાતા આ દેહાદિને જ પોતાનું સ્વરૂપ માને છે. દેહાદિક તો જડ છે, તે કાંઈ આત્મા નથી, આત્માથી અત્યંત ભિન્ન છે. પણ અજ્ઞાનીને ઇંદ્રિયજ્ઞાનદ્વારા દેહથી જુદો આત્મા દેખાતો નથી; તેથી દેહના અસ્તિત્વમાં જ પોતાનું અસ્તિત્વ માને છે. શરીરની ક્રિયાઓ તે જાણે કે આત્માનું જ કાર્ય હોય-એમ અજ્ઞાનીને ભ્રમણા છે; ઇંદ્રિયોથી જ હું જાણું છું એટલે ઇંદ્રિયો તે જ આત્મા છે-એમ તેને ભ્રમણા છે. આ રીતે અજ્ઞાની જીવ પોતાના દેહને જ આત્મા માને છે. તેમ જ પરમાં પણ દેહને જ આત્મા માને છે. દેહથી ભિન્ન જ્ઞાનાનંદ-સ્વરૂપ પોતાના આત્માને તે નથી ઓળખતો તેથી બીજા આત્માને પણ તેવા સ્વરૂપે ઓળખતો નથી. પોતે પોતાના આત્મજ્ઞાનથી પરાઙ્‌મુખ વર્તતો હોવાથી, અને ઇંદ્રિયજ્ઞાનદ્વારા એકલી બહિર્મુખ પ્રવૃત્તિ જ કરતો હોવાથી અજ્ઞાની જીવ દેહાદિને જ આત્મા માને છે, દેહથી ભિન્ન ચૈતન્યસ્વરૂપ આત્માને તે જાણતો નથી.

જુઓ, અજ્ઞાનીને બહિરાત્મપણું છે, તે બહિરાત્મપણું કર્મ વગેરે પરના કારણે નથી, પણ પોતે જ પોતાના આત્માથી

વિમુખ થઈને, ઇંદ્રિયદ્વારા બાહ્ય પદાર્થોને જ ગ્રહણ કરે છે તેથી તે દેહાદિને જ આત્મા માને છે,–માટે તે બહિરાત્મા છે. જ્ઞાનને અંતર્મુખ કરીને જાણે તો તે અતીન્દ્રિય જ્ઞાનવડે દેહાદિથી ભિન્ન ચિદાનંદસ્વરૂપ આત્માનું સ્વસંવેદન થાય, એટલે બહિરાત્મપણું ટળીને અંતરાત્મપણું થાય.

જે જીવ ઇંદ્રિયોને જ્ઞાનનું કારણ માને તેને ઇંદ્રિયવિષયોના જ પોષણનો અભિપ્રાય છે. ઇંદ્રિયોના વિષયો અનુકૂળ હોય તો ઇંદ્રિયો પુષ્ટ રહે, ને ઇંદ્રિયો પુષ્ટ હોય તો જ્ઞાન સારું થાય–એમ અજ્ઞાની માને છે, તેથી તે ઈન્દ્રિયોને જ આત્મા માને છે ને ઇંદ્રિયદ્વારા જ તેનું જ્ઞાન પ્રવર્તતું હોવાથી એકલા બાહ્ય વિષયોમાં જ તે વર્તે છે, તેથી અંતરના ચૈતન્ય–વિષયને જાણવા માટે તેનું જ્ઞાન 'નાપાસ' છે, ચૈતન્યને જાણવાની પરીક્ષામાં તે નાપાસ થાય છે. ભલે મેટ્રીક વગેરે મોટી પરીક્ષામાં પહેલે નંબરે પાસ થાય પણ જો ચૈતન્યતત્ત્વને ન જાણ્યું તો તેનું જ્ઞાન નાપાસ જ છે–મિથ્યા જ છે. અને અભણ હોય–લખતાં વાંચતાંય આવડતું ન હોય પણ જ્ઞાનને અંતર્મુખ કરીને ચૈતન્યવિષયને જો જાણે છે તો તેનું જ્ઞાન પાસ છે, તેનું જ્ઞાન મોક્ષનું કારણ છે. જે જ્ઞાન મોક્ષનું કારણ થાય તે જ સાચી વિદ્યા છે; એ સિવાય લૌકિક વિદ્યા ગમે તેટલી ભણે તો પણ આત્મવિદ્યામાં તો તે નાપાસ જ છે, તેનું ભણતર કુવિદ્યા જ છે.

અરે ! પોતાના ચૈતન્યતત્ત્વને ચૂકીને દેહાદિમાં જ આત્મબુદ્ધિથી અજ્ઞાની જીવ ક્ષણે ક્ષણે ભયંકર ભાવમરણમાં મરી રહ્યો છે. બાહ્ય વિષયોમાંથી સુખ લેવા માંગે છે પણ તેમાં તો અંતરનું વાસ્તવિક સુખ ભુલાઈ જાય છે; ઈન્દ્રિયજ્ઞાનવડે ઈન્દ્રિયવિષયોને જ જાણે છે ને તેમાંથી સુખ લેવા માગે છે, પણ તેમાં તો પોતાના ચૈતન્યપ્રાણનો ઘાત થાય છે,–આત્માનો આનંદ હણાય છે ને દુઃખ થાય છે, તેનો વિચાર પણ અજ્ઞાનીને નથી.

ચૈતન્યના ભાન વગર વ્રતાદિ પણ યથાર્થ ન હોય. ચૈતન્યસન્મુખ વૃત્તિ વળ્યા વગર, બાહ્ય વિષયોના ત્યાગરૂપ વ્રત પણ હોય નહિ. ચૈતન્યસ્વભાવની સન્મુખતા વગર અજ્ઞાની વ્યવહારે વ્રતાદિ પાળે તોપણ તે ઇંન્દ્રિયદ્વારા બાહ્યવિષયોમાં જ વર્તે છે. કેમકે ઇંન્દ્રિયોથી જુદા આત્માનું સ્વસંવેદનજ્ઞાન તો તેને છે નહીં.

'આત્મા દેહાદિથી જુદો છે' એમ ભલે શાસ્ત્રાદિકથી કહે, પણ ઇંન્દ્રિયોથી અને રાગથી જ્ઞાન માને તો તે જીવ દેહાદિને જ આત્મા માને છે, દેહથી જુદો આત્મા તે માનતો નથી. દેહથી ભિન્ન આનંદસ્વરૂપ આત્મા ઇન્દ્રિયોદ્વારા કે રાગદ્વારા જણાતો નથી, અંતર્મુખ થઈને અતીન્દ્રિય જ્ઞાનદ્વારા જ આત્મા જણાય છે. અને આવા આત્માને જે જાણે તેને જ ચૈતન્યના આશ્રયે વીતરાગી સમાધિ રહે છે. દેહાદિની મુર્છા છોડીને ચૈતન્યમાં સાવધાન થયો તે જ સમાધિ છે. (૭)



# દેહમાં આત્મબુદ્ધિને લીધે અજ્ઞાનીની ભૂલ અને આત્માનું ખરું સ્વરૂપ

આત્મજ્ઞાનથી વિમુખ હોવાથી, અને ઇન્દ્રિયજ્ઞાનદ્વારા જ જાણતો હોવાથી અજ્ઞાની જીવ દેહથી ભિન્ન પોતાના આત્માને જાણતો નથી. શરીરને જ આત્મા માને છે; તેમ જ બીજામાં પણ તે રીતે શરીરને જ આત્મા માને છે, અને આત્માને જ મનુષ્યાદિરૂપે માને છે,–પણ આત્માનું ખરું સ્વરૂપ તેવું નથી. તે વાત હવે આઠમી તથા નવમી ગાથામાં કહે છે–

नरदेहस्थमात्मानमविद्वान्मन्यते नरम् ।
तिर्यंचं तिर्यगंगस्थं सुरांगस्थं सुरं तथा ॥ ८ ॥
नारकं नारकांगस्थं न स्वयं तत्त्वतस्तथा ।
अनंतानंतधीशक्तिः स्वसंवेद्योऽचलस्थितिः ॥ ९ ॥

જુઓ, આ અવિદ્વાન જીવની માન્યતા! અંતર્મુખ થઈને જે અતીન્દ્રિય આત્માને નથી જાણતો ને દેહાદિને આત્મા માને છે તે ભલે ગમે તેટલાં શાસ્ત્રો ભણ્યો હોય તોપણ અવિદ્વાન છે–મૂર્ખ છે–મિથ્યાદૃષ્ટિ છે. પહેલાં એમ કહ્યું કે જ્ઞાનને સ્વ-સન્મુખ કરીને જે પોતાના આત્માને નથી જાણતો તે પોતાના શરીરને જ આત્મા માને છે. અને એ રીતે જે પોતામાં શરીરને જ આત્મા માને છે તે બીજામાં પણ મનુષ્ય–દેવ વગેરેના શરીરને આત્મા જ માને છે,–એટલે દેહ તથા આત્માને અભેદ માને છે.

જે જીવ બાહ્યદૃષ્ટિવાળો અવિદ્વાન છે તે નરદેહમાં રહેલા આત્માને નર માને છે; એ જ પ્રમાણે તિર્યંચ શરીરમાં રહેલા આત્માને તિર્યંચ માને છે, દેવશરીરમાં રહેલા આત્માને દેવ માને


હું દેવ
હું મનુષ્ય
હું તિર્યંચ
હું નારક
એક જ્ઞાયકભાવ છું
જ્ઞાની પોતાને શરીરથી ભિન્ન એક જ્ઞાયકભાવપણે અનુભવે છે.
અજ્ઞાની પોતાને દેવ-મનુષ્ય તિર્યંચ-નારકપણે અનુભવે છે

છે તથા નારકશરીરમાં રહેલા આત્માને નારક માને છે; પરંતુ આત્મા તો તે દેહથી જુદો અનંતાનંત જ્ઞાનાદિ શક્તિસંપન્ન, સ્વસંવેદ્ય, અચલસ્થિતિવાળો છે, તેને તે જાણતો નથી. શરીર તો ટૂંકી મુદતવાળું જડ છે, ને આત્મા તો સળંગ સ્થિતિવાળો ચૈતન્યશક્તિસંપન્ન છે,–એમ બંનેની ભિન્નતાને અજ્ઞાની ઓળખતો નથી. અને એ પ્રમાણે ચિદાનંદશક્તિસંપન્ન આત્માને જે ઓળખતો નથી તે ભલે શાસ્ત્રો ભણેલો મોટો વિદ્વાન ગણાતો હોય તો પણ ખરેખર તે અવિદ્વાન જ છે, ચૈતન્યવિદ્યાની તેને ખબર નથી.

અંતરમાં મારો આત્મા જ્ઞાન–આનંદસ્વરૂપ અતીન્દ્રિય ભગવાન છે, એમ જે નથી જાણતો તે મૂઢ–બહિરાત્મા બહારમાં જડ શરીરને જ આત્મા માને છે; આ મનુષ્યદેહમાં રહેલો આત્મા તો મનુષ્યદેહથી જુદો જ્ઞાનસ્વરૂપ છે–તેને ન ઓળખતાં 'આત્મા જ મનુષ્ય છે' એમ શરીરને જ આત્મા માની રહ્યો છે. જાણનારસ્વરૂપ આત્માને જાણતો નથી તેને ધર્મ બિલકુલ થતો નથી.

હાથીનું શરીર જુએ ત્યાં 'આ જીવ હાથી છે' એમ આત્માને જ હાથી વગેરે તિર્યંચરૂપે માને છે; દેવશરીરમાં આત્મા રહ્યો ત્યાં, આત્મા જ જાણે કે દેવશરીરરૂપે થઈ ગયો. એમ અજ્ઞાની માને છે, અને એ જ પ્રમાણે નારકશરીરમાં રહેલા આત્માને નારકીરૂપ માને છે; પણ આત્મા તો અરૂપી, જ્ઞાન-આનંદસ્વરૂપ છે, એમ અજ્ઞાની જાણતો નથી. આત્મા તો દેહથી તદ્દન ભિન્ન છે, જુદા જુદા શરીરો ધારણ કરવા છતાં આત્મા પોતાના ચૈતન્યસ્વરૂપે જ રહ્યો છે, ચૈતન્યસ્વરૂપથી છૂટીને જડરૂપ કદી થયો જ નથી.

આત્મા પોતે તો જ્ઞાનસ્વરૂપ જ છે, તે કાંઈ મનુષ્ય વગેરે દેહરૂપ થયો નથી. મનુષ્ય–તિર્યંચ–દેવ–નારક એવાં નામ તો આ [illegible] છે; કર્મની ઉપાધિથી રહિત આત્માના સ્વરૂ-

પને જુઓ તો તે જ્ઞાન-આનંદસ્વરૂપ જ છે; મનુષ્ય વગેરે શરીર કે તેની બોલવા-ચાલવાની ક્રિયા તે કાંઈ આત્મા નથી, તે તો અચેતન જડની રચના છે. દેહથી ભિન્ન, અનંત ચૈતન્ય-શક્તિસંપન્ન અરૂપી આત્મા છે, તે આંખ વગેરે ઇંદ્રિયોથી દેખાતો નથી, તે તો અંતરના અતીન્દ્રિય સ્વસંવેદનથી જ જણાય છે. આવા પોતાના આત્માને અનાદિકાળથી જીવે જાણ્યો નથી ને દેહમાં જ પોતાપણું માન્યું છે તેથી તે ચાર ગતિમાં પરિભ્રમણ કરી રહ્યો છે. આત્મા શું છે તે જાણ્યા વગર ધર્મી નામ ધરાવીને પણ દેહાદિની ક્રિયાને ધર્મ માનીને મૂઢ જીવ સંસારમાં જ રખડે છે. હું તો અનંત જ્ઞાન-આનંદસ્વરૂપ છું, દેહથી પાર, ઇંદ્રિયોથી પાર, રાગથી પાર, જ્ઞાનથી જ સ્વસંવેદ્ય છું; પોતાના સ્વસંવેદન વગર બીજા કોઈ ઉપાયથી જણાય એવો આત્મા નથી. પોતે પોતાથી જ અનુભવમાં આવે એવો આત્મા છે. આવો આત્મા જ આદર કરવાયોગ્ય છે, તેને જ પોતાનો કરીને બહુમાન કરવાયોગ્ય છે. દેહાદિક પોતાથી ભિન્ન છે. તે-રૂપે આત્મા નથી. અજ્ઞાની જડ શરીરને જ દેખે છે ને તેને જ આત્મા માને છે, પણ જડથી ભિન્ન ચૈતન્યસ્વરૂપ આત્માને જાણતો નથી-તેથી તે બહિરાત્મા છે. દેહાદિથી ભિન્ન ચિદાનંદસ્વરૂપ શ્રીગુરુ બતાવે છે, તે સ્વરૂપને જે સમજે તેને શ્રીગુરુ પ્રત્યે બહુમાનનો યથાર્થ ભાવ આવે કે અહો ! ચિદાનંદસ્વરૂપ આત્મા શ્રીગુરુએ મને પરમ અનુગ્રહ કરીને બતાવ્યો. પોતાને સ્વસંવેદન થાય ત્યારે જ્ઞાની-ગુરુની ખરી ઓળખાણ થાય અને તેમના પ્રત્યે ખરી ભક્તિ આવે. એકલા શુભરાગવડે પણ ચિદાનંદસ્વરૂપ આત્મા ઓળખાય તેવો નથી, અને પોતાના આત્માને ઓળખ્યા વગર સામા આત્માની ઓળખાણ પણ થાય નહિ.

સમ્યગ્દૃષ્ટિ-અંતરાત્મા પોતાના આત્માને દેહાદિથી ભિન્ન એવો જાણે છે કે હું તો અનંત જ્ઞાન અને આનંદ શક્તિથી ભરેલો છું, મારા જ્ઞાનાનંદસ્વરૂપમાં હું અચલ છું, મારા જ્ઞાનાનંદ-

સ્વરૂપથી હું કદી ચ્યૂત થતો નથી; આવા જ્ઞાનાનંદસ્વરૂપની જે સમ્યક્‌શ્રદ્ધા અને જ્ઞાન થયું તેનાથી ડગાવવા હવે જગતની કોઈ પ્રતિકૂળતા સમર્થ નથી; જ્ઞાનસ્વરૂપના આશ્રયે જે સમ્યક્‌ શ્રદ્ધા-જ્ઞાન થયા તે હવે આત્માના જ આશ્રયે અચલ ટકી રહે છે, કોઈ સંયોગના કારણે શ્રદ્ધા-જ્ઞાન ચલાયમાન થતા નથી. આવા સ્વસંવેદનથી આત્માના વાસ્તવિક સ્વરૂપની ઓળખાણ કરવી તે બહિરાત્મપણાથી છૂટવાનો ને અંતરાત્મા-ધર્માત્મા થવાનો ઉપાય છે, અને પછી આત્માના ચૈતન્યસ્વભાવમાં જ લીન થઈને પોતે પરમાત્મા બની જાય છે.

આત્મા ચૈતન્યસ્વરૂપ છે, ને આ દેહ તો જડ છે. આત્મા અને શરીર એક જગ્યાએ સાથે રહેલા હોવા છતાં બંનેના પોતપોતાના ભાવો જુદા છે, એટલે ભાવે ભિન્નતા છે. જેમ એક કસાઈ જેવો જીવ અને બીજો સજ્જન-એ બંને એક ઘરમાં ભેગા રહ્યા હોય પણ બંનેના ભાવો જુદા જ છે; તેમ આ લોકમાં જડ શરીરાદિ અને આત્મા એકક્ષેત્રે રહ્યા હોવા છતાં બંનેના ભાવો તદ્દન જુદા છે. આત્મા પોતાના જ્ઞાન-આનંદ વગેરે ભાવમાં રહ્યો છે, ને કર્મ-શરીરાદિ તો પોતાના અજીવ-જડ ભાવમાં રહ્યા છે; બંનેની એકતા કદી થઈ જ નથી. આવી અત્યંત ભિન્નતા હોવા છતાં મૂઢ આત્મા જડથી ભિન્ન પોતાના સ્વરૂપને જાણતો નથી, ને દેહાદિક જ હું છું—એમ માનીને મિથ્યાભાવમાં પ્રવર્તે છે, તે જ સંસાર-દુઃખનું કારણ છે. શુદ્ધજ્ઞાન ને આનંદ સિવાય બીજું બધુંય મારા સ્વરૂપથી બાહ્ય છે-એમ અંતરાત્મા પોતાના આત્માને સમસ્ત પરભાવોથી ભિન્ન શુદ્ધજ્ઞાનાનંદસ્વરૂપે અનુભવે છે. પર્યાયમાં રાગાદિ ઉપાધિભાવો છે તેને જાણે તો છે, પણ તે રાગાદિરૂપ અશુદ્ધ સ્વરૂપ જ આત્મા થઈ ગયો એમ નથી માનતા; રાગથી પણ પાર જ્ઞાનાનંદસ્વરૂપ આત્મા છે તેને અંતર્દૃષ્ટિથી દેખે છે, -તે અંતરાત્મા છે.

અરે ભાઈ! તારા આત્માનું વાસ્તવિકસ્વરૂપ શું છે તેને એકવાર જાણ તો ખરો! આ મનુષ્યદેહ તો સ્મશાનમાં બળીને ભસ્મ થશે; શરીર તો જડપરમાણુઓ ભેગા થઈને બન્યું છે, તે આત્મા નથી. આત્મા તો અનાદિ અનંત, જ્ઞાનઆનંદસ્વરૂપે અચલ રહેનાર છે. પુણ્ય–પાપની ક્ષણિકવૃત્તિઓ આવે ને જાય તેટલો આત્મા નથી. દેહથી પાર, રાગથી પાર, અંતરમાં જ્ઞાનાદિ અનંત-ગુણસ્વરૂપ પોતાનો આત્મા છે, તેની સાથે એકતા કરીને તેના આનંદનું જ્યાં સ્વસંવેદન કર્યું ત્યાં બાહ્ય પદાર્થો અંશમાત્ર પોતાના ભાસતા નથી, ને તેમાં ક્યાંય સુખબુદ્ધિ રહેતી નથી. ચૈતન્યનું સુખ ચૈતન્યમાં જ છે–એનો સ્વાદ જાણ્યો ત્યાં સંયોગની ભાવના રહેતી નથી. અજ્ઞાનીને અંતરના ચૈતન્યના આનંદના સ્વાદની ખબર નથી તેથી બાહ્ય સંયોગમાં સુખ માનીને તે સંયોગની જ ભાવના ભાવે છે, ને સંયોગો મેળવીને તેના ભોગવટાવડે સુખ લેવા માંગે છે; પણ જડ સંયોગમાંથી અનંતકાળેય સુખ મળે તેમ નથી, કેમકે ચૈતન્યનું સુખ બહારમાં નથી. અજ્ઞાની જીવ બાહ્ય સંયોગ તરફના રાગ-દ્વેષ, હર્ષ–શોકનું જ વેદન કરે છે, પણ સંયોગથી ને રાગથી પાર અસંયોગી ચૈતન્યસ્વભાવના અતીન્દ્રિય આનંદનું વેદન તેને નથી. અહીં પૂજ્યપાદસ્વામી આત્માનું સ્વરૂપ બતાવે છે કે હે જીવ! તારો આત્મા મનુષ્યાદિ શરીરરૂપ નથી, અનંત જ્ઞાન-આનંદ શક્તિસ્વરૂપ તારો આત્મા છે, તેને અંતરમાં સ્વસંવેદનથી તું જાણ.

આ આત્મા દેહથી ભિન્ન, જ્ઞાન–આનંદસ્વરૂપ છે. કર્મ, શરીર અને વિકાર એ ત્રણેની ઉપાધિથી રહિત પોતાનો સહજ જ્ઞાનાનંદસ્વભાવ છે–તેને જ્ઞાની સ્વસંવેદનથી જાણે છે. આત્માની મુક્તિ કરવી હોય તેણે સ્વસંવેદનથી આવો આત્મા જાણવા-યોગ્ય છે. જ્ઞાની નિરંતર પોતાના આત્માને આવો જ અનુભવે છે. અજ્ઞાની દેહવાળો ને રાગવાળો જ આત્મા માને છે, તે સંસારનું કારણ છે.

ધર્મી જાણે છે કે દેવ–મનુષ્ય વગેરે હું નથી, તેમાં રહેલું જે ચૈતન્યપણું છે તે જ હું છું; જ્ઞાનસ્વરૂપ આત્મા તો હું છું, ને શરીર–કર્મ વગેરે તો જડસ્વરૂપ છે, તે હું નથી. રાગ પણ ઉપાધિરૂપ ભાવ છે, તે મારા જ્ઞાનદર્શનસ્વરૂપથી ભિન્ન છે.–આવા ભેદજ્ઞાન વગર ધર્મ થતો નથી.

**પ્રશ્ન** :– આ શરીર વગેરે બધું દેખાય છે ને ?

**ઉત્તર** :– શરીર દેખાય છે પણ તે જડ છે એમ દેખાય છે. આત્મા કાંઈ જડ નથી. શરીરને જાણનારો શરીરથી જુદો છે, તે જાણનાર પોતે જ્ઞાનસ્વરૂપ આત્મા છે. આવા જ્ઞાનસ્વરૂપ આત્માને જે જાણે છે તેને બાહ્ય ઇંદ્રિયવિષયોમાં ગૃદ્ધતા હોતી નથી, પુણ્યના ઠાઠ હોય તેમાં સુખબુદ્ધિ થતી નથી, ને પ્રતિકૂળતા હોય તેને દુઃખનું કારણ માનતા નથી. સંયોગથી જુદો હું તો જ્ઞાનાનંદ સ્વરૂપ છું–એમ ધર્મી જાણે છે. અલ્પ હર્ષ–શોક થાય પણ તે કોઈ સંયોગને પોતાના માનીને હર્ષ–શોક થતા નથી. અજ્ઞાની ચૈતન્યસ્વરૂપને ચૂકીને આ જડ શરીરને જ પોતાનું માને છે. આ શરીર તો જડ–કલેવર–મડદું છે, અજ્ઞાની તે મડદાને જ પોતાનું સ્વરૂપ માનીને અનાદિકાળથી મડદાને સાથે લઈને ફરે છે,–પણ 'આ શરીર તો જડ મડદું છે ને હું ચિદાનંદસ્વરૂપ જીવતો જીવ છું'–એમ ભાન કરીને જડ–મડદાની મૂર્છા છોડતો નથી; તેને શરીર વહાલું લાગે છે, પણ ચૈતન્યભગવાન વહાલો લાગતો નથી. જ્ઞાનીને તો એક પોતાનો ચૈતન્ય ભગવાન જ વહાલો છે, એ સિવાય સમસ્ત બાહ્ય પદાર્થોને પોતાથી ભિન્ન જાણે છે, તેમાં ક્યાંય મૂર્છાતા નથી.

જુઓ, શ્રી રામચંદ્રજી ધર્માત્મા છે, ચરમશરીરી એ જ ભવે મોક્ષ જનારા છે; તેમને અંતરમાં ભાન છે કે આ લક્ષ્મણ વગેરેથી મારો આત્મા ભિન્ન છે, પણ હજી રાગ છે એટલે લક્ષ્મણના મડદાને છ મહિના સુધી સાથે લઈને ફરે છે. તેમના બે પુત્રો ( લવ–અંકુશ



# દેહને આત્મા માનનારો સ્ત્રી-પુત્રાદિને પોતાનાં માને છે

જેણે ચૈતન્યસ્વરૂપ આત્માને ન જાણ્યો અને શરીરને જ આત્મા માન્યો, તેની નજર અંતરમાં ચૈતન્ય ઉપર ન ગઈ પણ બહારમાં નજર લંબાણી; એટલે પરમાં બીજાના આત્માને પણ દેહથી જુદો ન જાણતાં શરીરરૂપે જ માને છે; તથા બહારમાં સ્ત્રી–પુત્ર–ધન વગેરેને પણ પોતાના હિતરૂપ જાણીને ભ્રમથી વ( છે–એમ હવે કહે છે—

स्वपराध्यवसायेन देहेष्वविदितात्मनाम्।
वर्तते विभ्रमः पुंसां पुत्रभार्यादिगोचरः ॥ ११ ॥

પોતામાં તેમ જ પરમાં દેહને જ જે આત્મા માને છે, અ દેહથી ભિન્ન ચૈતન્યસ્વરૂપ આત્માને તો જાણતો નથી, તે મૂઢ જીવ ઊંધી દૃષ્ટિ બહારમાં લંબાય છે એટલે વિભ્રમથી તે એમ મા છે કે આ મારી સ્ત્રી, આ મારો પુત્ર ઇત્યાદિ.

અજ્ઞાની મૂઢ જીવ આત્માનો અજાણ પોતાના અને પર શરીરને જ આત્મા માનીને ભ્રમણાથી વર્તે છે; તેથી બીજા પણ તે શરીર ઉપરથી ઓળખે છે. સર્વજ્ઞ ભગવાનને, મુનિ ઓને, સંતોને વગેરે બધાયને પણ એ જ રીતે બાહ્યદૃષ્ટિથી શરી રૂપે જ દેખે છે, પણ શરીરથી ભિન્ન અંદરની ચૈતન્યપરિણતિવા આત્મા કે તેને તે ઓળખતો નથી. શરીરને જ અજ્ઞાની દેખે પણ આત્મા શું છે, આત્માના જ્ઞાનાદિ ભાવો શું છે તેને ઓળખતો નથી. જડ કર્મને લીધે આત્માને વિકાર થાય–એ

માંનનાર પણ ખરેખર આત્માને જડથી ભિન્ન ઓળખતો નથી. પોતાના આત્માને જ્ઞાનાનંદસ્વરૂપે જાણ્યા વિના બીજાના આત્માની પણ વાસ્તવિક ઓળખાણ થતી નથી.

શરીરની ક્રિયા મારાથી થાય એમ જે માને છે તે શરીરને જ આત્મા માને છે, ને આત્માને જડ માને છે. આત્માનું લક્ષણ તો જ્ઞાન છે—એમ તે જાણતો નથી.

જ્ઞાનલક્ષણી આત્મા છે, ને શરીર તો જડ પરમાણુથી લક્ષિત છે. શરીરમાં ક્ષણે ક્ષણે અનંતા પરમાણુઓ આવે છે ને જાય છે, પણ તેથી કાંઇ આત્મામાં એકેય પ્રદેશ ઘટતો કે વધતો નથી. પુદ્‌ગલના પિંડથી ચૈતન્યપિંડ તદ્દન જુદો છે. આમ જે નથી જાણતો તે બહિરાત્મા પોતામાં આત્માને શરીરરૂપ જ માને છે ને બીજામાં પણ તેના શરીરને દેખીને તેને જ આત્મા માને છે. 'આ જ્ઞાની, બોલે છે–ખાય છે – ચાલે છે – હસે છે' એમ અજ્ઞાની દેહની ચેષ્ટાને જ આત્મા તરીકે દેખે છે, ને તેનાથી જ્ઞાનીને ઓળખે છે, પણ જ્ઞાનીનો આત્મા તો જ્ઞાતાદૃષ્ટા છે, દેહથી પાર છે ને રાગનો પણ કર્તા તે નથી, તે તો આનંદ અને જ્ઞાનરૂપ પરિણમે છે – એમ ઓળખે તો જ જ્ઞાનીની સાચી ઓળખાણ થાય; પણ એને તો અજ્ઞાની ઓળખતો નથી; તે તો શરીરની ચેષ્ટાને જ દેખે છે. પોતાના આત્માને નહિ દેખનારો અંધ બીજાના આત્માને કયાંથી દેખી શકે?

શરીરનો નાશ કે ઉત્પત્તિ થતાં જાણે કે જીવ જ નાશ પામ્યો ને જીવ ઉત્પન્ન થયો–એમ અજ્ઞાની માને છે, કેમકે તેણે શરીરને જ આત્મા માન્યો છે. પોતામાં પણ શરીર છૂટતાં મારો નાશ થઈ જશે–હું મરી જઈશ'–એમ માને છે, એટલે મૃત્યુનો ભય તેને સદાય રહ્યા જ કરે છે. પણ હું તો જ્ઞાનસ્વરૂપ અસંયોગી છું, શરીર જડ છે, તેના સંયોગ–વિયોગે મારી ઉત્પત્તિ કે નાશ નથી–એમ અજ્ઞાની જાણતો નથી. વળી શરીરને જ આત્મા માન્યો એટલે શરીરને પોષનારા પાંચ ઇંદ્રિયના વિષયભોગોને તે સુખકારી માને

છે, તેથી બાહ્ય વિષયોથી તે ખસતો નથી ને ચૈતન્યસુખને જાણતો નથી; વિષયોના રસને લીધે ચૈતન્યના આનંદરસને ભૂલી જાય છે, અને બાહ્યમાં પ્રતિકૂળતા આવે–રોગાદિ થાય–ત્યાં પોતાને દુઃખી માને છે. આ રીતે એકલા બાહ્યસંયોગથી જ પોતાને સુખી–દુઃખી માનીને તેમાં જ રાગ–દ્વેષ–મોહની પ્રવૃત્તિ કરે છે. અંતર્મુખ વળતો નથી.–આવો બહિરાત્મા છે. ખરેખર કોઈ પણ સંયોગ પુત્ર–સ્ત્રીઆદિ આત્માના ઉપકારી નથી, તે આત્મીય વસ્તુ નથી છતાં મોહને લીધે બહિરાત્મા તેને આત્મીય માનીને ઉપકારી માને છે. જ્યાં અનુકૂળ સંયોગ મળે ત્યાં તેમાં જ સુખ માનીને સંતુષ્ટ થઈ જાય છે–રાગમાં લયલીન થઈ જાય છે, અને જ્યાં તેનો વિયોગ થાય ને પ્રતિકૂળતા આવે ત્યાં મહા સંતાપ કરે છે–શોકમાં તલ્લીન થઈ જાય છે; પણ રાગ–દ્વેષના ચક્કરથી છૂટીને ચૈતન્યની શાંતિમાં આવતો નથી. દેહાદિ સંયોગથી ભિન્ન મારું ચૈતન્યતત્ત્વ છે–એમ જો ઓળખે તો બધા સંયોગમાંથી રાગ–દ્વેષનો અભિપ્રાય છૂટી જાય, ને ચૈતન્યની અપૂર્વ શાંતિ થઈ જાય. જ્ઞાનાનંદસ્વરૂપ આત્મા સિવાય પુણ્ય–પાપથી કે બાહ્ય સંયોગથી પોતાને જે ઠીક માને છે, તે બહિરાત્મા છે, તે બહારમાં જ પોતાનું અસ્તિત્વ માને છે, પોતાના ચૈતન્યના ભિન્ન અસ્તિત્વને તે જાણતો નથી. દેહ તે જ હું, ને દેહના સંબંધી તે બધાય મારા સંબંધી–એવો દૃઢ અભિપ્રાય અજ્ઞાનીને ઘૂંટાઈ ગયો છે; એટલે પર સાથેનો સંબંધ તોડીને પોતાના સ્વભાવ સાથે સંબંધ કરતો નથી–અર્થાત્ સમ્યક્ શ્રદ્ધા–જ્ઞાન કરતો નથી, તેથી તેને સમાધિ થતી નથી.

શુદ્ધ જ્ઞાન ને આનંદસ્વરૂપ જ હું છું, એ સિવાય બીજા બધાય મારાથી બહિર્ભાવો છે, તે હું નથી,–આવું ભેદજ્ઞાન કરનાર જ્ઞાની અંતરાત્મા છે. બાહ્યચીજને તે સ્વપ્નેય પોતાની માનતા નથી એટલે ચૈતન્યને ચૂકીને બાહ્યચીજમાં એકતાબુદ્ધિથી રાગ–દ્વેષ તેને થતા નથી. અજ્ઞાની તો આત્માને દેહાદિ બાહ્ય સ્વરૂપ જ માને છે, દેહ અને ઇંદ્રિયો તથા બાહ્ય વિષયોને તે હિતરૂપ

માને છે તેથી તે બાહ્ય પદાર્થોની પ્રીતિ છોડીને ચૈતન્ય તરફ કેમ વળે? જેને હિતરૂપ માને તેનો પ્રેમ કેમ છોડે? જ્ઞાની કદી ચૈતન્યનો પ્રેમ છોડતા નથી, ને અજ્ઞાની બાહ્ય વિષયોનો પ્રેમ છોડતો નથી. જેણે અંતરના ચૈતન્યસ્વભાવને જ સુખરૂપ જાણ્યો છે તે અંતરાત્મા છે; ને બાહ્ય વિષયોમાં જે સુખ માને છે તે બહિરાત્મા છે. આમ જાણીને બહિરાત્મપણું છોડીને અંતરાત્મા થવા માટે આ ઉપદેશ છે. (૧૧)





અહો, મોક્ષપુરીમાં બિરાજમાન સિદ્ધભગવંતો, તેમને જ્ઞાનદષ્ટિવડે દેખીને મોક્ષગામી સાધકજીવો નમસ્કાર કરે છે. પોતાના આત્મામાં એવો સ્વભાવ છે તેને તો સ્વાનુભૂતિવડે દેખે છે; અને અનુભૂતિ સહિતના જ્ઞાનવડે સિદ્ધભગવાનનું સ્વરૂપ પણ ઓળખે છે.





# દેહબુદ્ધિરૂપ અવિદ્યાના સંસ્કાર



આ આત્મા તો ચૈતન્યસ્વભાવી સૂર્ય છે, દેહથી ભિન્ન છે, તેને ન જાણતાં, શરીર તે જ આત્મા છે—એમ અજ્ઞાનીને વિભ્રમ થઈ ગયો છે. તે વિભ્રમને લીધે શું થાય છે તે કહે છે—

> अविद्यासंज्ञितस्तस्मात्संस्कारो जायते दृढः ।
> येन लोकोऽङ्गमेव स्वं पुनरप्यभिमन्यते ॥ १२ ॥

દેહ તે જ હું છું—એવા વિભ્રમને લીધે તે બહિરાત્માને અવિદ્યાના સંસ્કાર દૃઢ થઈ જાય છે અને તેથી જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં સર્વત્ર પોતાને શરીરરૂપે જ માને છે. અવિદ્યાના સંસ્કાર કોઈ પરને લીધે કે કર્મને લીધે થાય—એમ નથી પણ પોતાની વિભ્રમબુદ્ધિને લીધે જ અવિદ્યાના સંસ્કાર છે. ચિદાનંદસ્વરૂપને ન જાણ્યું ને દેહને જ આત્મા માન્યો તે જીવ ભલે ગમે તેટલા શાસ્ત્રો ને ગમે તેટલી વિદ્યા ભણ્યો હોય તો પણ તેને અવિદ્યા જ છે. ચેતન અને જડનું ભેદવિજ્ઞાન જ્યાં ન કર્યું ત્યાં અવિદ્યા જ છે. અને ભલે શાસ્ત્રો ન ભણ્યો હોય,—અરે! તિર્યંચ હોય, તોપણ જો અંતરમાં ચૈતન્યસ્વરૂપ પોતાને દેહથી ભિન્ન જાણે છે તો તે સમ્યક્ વિદ્યાવાળો છે, તેને અનાદિના અવિદ્યાના સંસ્કાર છૂટી ગયા છે....તે અંતરાત્મા છે....ધર્માત્મા છે....મોક્ષનો પંથી છે.

જુઓ, મોક્ષશાસ્ત્ર ઉપર સર્વાર્થસિદ્ધિ જેવી મહાન ટીકા કરનારા શ્રી પૂજ્યપાદસ્વામી અહીં સ્પષ્ટ કહે છે કે, વિભ્રમને લીધે જ આત્માને અવિદ્યાના સંસ્કાર દૃઢ થયા છે; કર્મને લીધે કે પરને લીધે અવિદ્યા થઈ એમ નથી. કર્મ આત્માને વિકાર કરાવે એમ માનનાર

પણ જડને જ આત્મા માને છે એટલે શરીરને જ આત્મા માને છે. ઊંધી માન્યતાથી 'શરીર તે જ હું છું' એવા વિભ્રમને લીધે અજ્ઞાનીને અવિદ્યાના દૃઢ સંસ્કાર એવા થઈ જાય છે કે બીજા જન્મમાં પણ જ્યાં જાય ત્યાં શરીરમાં જ આત્મબુદ્ધિ કરે છે. મનુષ્યશરીર મળ્યું ત્યારે 'હું જ મનુષ્ય છું, હું તિર્યંચ નથી' એમ માને છે, પણ જ્યાં તિર્યંચ શરીર મળ્યું ત્યાં અવિદ્યાના સંસ્કારને લીધે એમ માને છે કે હું જ તિર્યંચ છું.–એ રીતે જે–જે શરીરનો સંયોગ મળ્યો તે–તે શરીરને જ પોતાનું સ્વરૂપ માને છે. પણ હું તો અનાદિઅનંત ટકનારો ચૈતન્યમૂર્તિ છું, શરીરરૂપ હું કદી થયો જ નથી–એમ અજ્ઞાની જાણતો નથી. શરીરને જ જીવ માને છે એટલે શરીર છૂટતાં જાણે જીવ જ મરી ગયો–એમ અજ્ઞાનીને ભ્રમ થાય છે; અજ્ઞાનીને જે અવિદ્યાના સંસ્કાર છે તે પોતાના ભ્રમને લીધે જ છે, કોઈ કર્મને લીધે કે બીજાને લીધે નથી. અહીં તો એમ બતાવવું છે કે અરે ભાઈ! ભ્રમથી દેહને જ આત્મા માનીને તું અત્યાર સુધી અનંત જન્મ–મરણમાં રખડ્યો, હવે દેહથી ભિન્ન ચૈતન્યસ્વરૂપ આત્માને જાણીને એ ભ્રમબુદ્ધિ છોડ....બહિરાત્મદશા છોડ....ને અંતરાત્મા થા.

દેહને આત્મા માનનારો જીવ ભ્રાંતિથી કેવો દુઃખી થાય છે તેનું દૃષ્ટાંત–

એક માણસ નિદ્રામાં સૂતો હતો; તેને સ્વપ્ન આવ્યું કે 'હું મરી ગયો છું.' આ રીતે પોતાનું મરણ દેખીને તે જીવ ઘણો દુઃખી ને ભયભીત થયો.

કોઈ સજ્જને તેને જગાડ્યો; જાગતાંવેંત તેણે જોયું કે અરે, હું તો જીવતો જ આ રહ્યો. હું કાંઈ મરી નથી ગયો. સ્વપ્નમાં મને મરેલો માન્યો તેથી હું બહુ દુઃખી થયો, પણ ખરેખર હું જીવતો છું. આમ પોતાને જીવતો જાણીને તે આનંદિત થયો ને મૃત્યુ સંબંધી તેનું દુઃખ મટી ગયું. અરે, જો તે મરી ગયો

હોત તો 'હું મરી ગયો' એમ જાણ્યું કોણે? જાણનારો તો જીવતો જ છે!

તેમ મોહનિદ્રામાં સૂતેલો જીવ, દેહાદિના સંયોગ-વિયોગથી સ્વપ્નની માફક એમ માને છે કે હું મર્યો, હું જન્મ્યો; હું મનુષ્ય થઈ ગયો, હું તિર્યંચ થઈ ગયો. તે માન્યતાને લીધે તે બહુ દુઃખી થાય છે. પણ જ્ઞાનીએ જડ-ચેતનની ભિન્નતા બતાવીને તેને જગાડ્યો, જાગતાં જ તેને ભાન થયું કે અરે, હું તો અવિનાશી ચેતન છું ને આ શરીર જડ છે તે કાંઈ હું નથી; શરીરના સંયોગ-વિયોગે મારું જન્મ-મરણ નથી. આવું ભાન થતાં જ તેનું દુઃખ દૂર થયું ને તે આનંદિત થયો કે વાહ! જન્મ-મરણ મારામાં નથી, હું તો સદા જીવંત ચૈતન્યમય છું. હું મનુષ્ય કે હું તિર્યંચ થઈ ગયો નથી, હું તો શરીરથી જુદો ચૈતન્ય જ રહ્યો છું. જો હું શરીરથી જુદો ન હોઉં તો શરીર છૂટતાં હું કેમ જીવી શકું? હું તો જાણનાર સ્વરૂપે સદાય જીવંત છું.

જેમ સ્વપ્નમાં પોતાને મરેલો ભાસ્યો પણ જાગતાં તો જીવતો જ છે, તેમ અજ્ઞાનદશામાં પોતાને દેહરૂપ માન્યો તે જ્ઞાનદશામાં જુદો જ અનુભવે છે.

સ્વપ્નમાં મૃત્યુની માફક, સ્વપ્નમાં કોઈ દરિદ્રી જીવ પોતાને સુખી કે રાજા માને, પણ જ્યાં જાગે ત્યાં તો ખબર પડી કે એ સુખ સાચું ન હતું. તેમ મોહનિદ્રામાં સૂતેલો જીવ બાહ્ય સંયોગામાં-પુણ્યમાં-રાગમાં જે સુખ માને છે તે તો સ્વપ્નાના સુખ જેવું છે. જ્યાં ભેદજ્ઞાન કરીને જાગ્યો ત્યાં ભાન થયું કે અરે, બાહ્યમાં-રાગમાં ક્યાંય મારું સુખ નથી; તેમાં સુખ માન્યું તે તો ભ્રમ હતો, સાચું સુખ મારા આત્મામાં છે.

"શરીરે સુખી તો સુખી સર્વ વાતે" એવી જેની માન્યતા છે તે તો દેહને જ આત્મા માને છે. અરે મૂઢ! શરીર તો જડ છે, ને જડમાં શું તારું સુખ છે? શરીર નિરોગ હોય છતાં અંદર

મોહને લીધે જીવ દુઃખી થઈ રહ્યો છે. શરીર તે હું એવી માન્યતા તે જ અનાદિનો ભ્રમણારોગ છે; તે રોગ ટળીને નિરોગતા કેમ થાય તેની આ વાત છે. દેહ હું નથી, હું તો ચૈતન્ય છું, દેહની નિરોગતાથી મને સુખ નથી કે દેહના રોગથી મને દુઃખ નથી, હું દેહથી પાર અતીન્દ્રિય ચૈતન્ય છું-આવા ચૈતન્યનું ભાન કરે તો મિથ્યા માન્યતારૂપી રોગ ટળે, ને સમ્યગ્દર્શન આદિ નિરોગતા પ્રગટે, -તે જ સુખ છે.

દેહ તે હું-એવી વાસનાની ગંધ જીવને બેસી ગઈ છે એટલે દેહનાં કાર્યોને જ પોતાનાં કાર્યો માનીને અજ્ઞાની વર્તે છે; પણ ચૈતન્યની ગંધ-(રુચિ) અંદરમાં બેસાડતો નથી. દેહાદિ છેદાય કે ભેદાય, રહે કે જાય, પણ તે હું નથી, શરીર છેદાવ કે ભેદાવ તેથી હું કાંઈ છેદાતો-ભેદાતો નથી, દેહના વિયોગે મારો નાશ થતો નથી, હું તો ચૈતન્યસ્વરૂપ અસંયોગી શાશ્વત છું-આવી ભેદજ્ઞાનની ભાવનાથી આત્મજ્ઞાન કરે તો અવિદ્યાના સંસ્કારનો નાશ થઈ જાય છે. જેમ કૂવા ઉપરના કાળા કઠણ પત્થરા પણ દોરીના વારંવાર ઘસારાથી ઘસાઈ-ઘસાઈને તેમાં લિસોટા થઈ જાય છે, તેમ દેહથી ભિન્ન ચિદાનંદ તત્ત્વની વારંવાર ભાવનાના અભ્યાસથી અનાદિ અવિદ્યાના સંસ્કારનો નાશ થઈને ભેદજ્ઞાન થાય છે, ને અપૂર્વ જ્ઞાનસંસ્કાર પ્રગટે છે. (૧૨)



# દુઃખના કારણરૂપ દેહબુદ્ધિને છોડ....ને દેહથી ભિન્ન અંતરાત્મામાં પ્રવેશ કર

*

એ રીતે બહિરાત્માનું સ્વરૂપ વર્ણવીને હવે કહે છે કે આ દેહમાં આત્મબુદ્ધિ તે જ સંસારના દુઃખનું મૂળ છે. માટે હે જીવ! તે બહિરાત્મપણું છોડ, ને અંતર્‌આત્મામાં પ્રવેશ કરીને અંતરાત્મા થા–

मूलं संसारदुःखस्य देह एवात्मधीस्ततः।
त्यक्त्वैनां प्रविशेदन्तर्बहिरव्यापृतेन्द्रियः॥ १५ ॥

આ જડ શરીરમાં આત્મબુદ્ધિ કરવી તે સંસારદુઃખનું મૂળ-કારણ છે, માટે હે જીવ! દેહમાં આત્મપણાની મિથ્યા કલ્પના છોડીને, બાહ્યવિષયો તરફની પ્રવૃત્તિ રોક, ને અંતરના ચૈતન્ય-સ્વરૂપમાં પ્રવેશ કર.

જીવને ભ્રાંતિરૂપી ભૂત એવું વળગ્યું છે કે તે દેહને જ આત્મા માનીને, શણગારે–નવરાવે–ધોવરાવે તેમાં સુખ માને છે. ધર્માત્માને બહારમાં ક્યાંય આત્મબુદ્ધિ હોતી નથી. સંસારના દુઃખનું મૂળ શું? કે શરીરાદિ હું–એવી મિથ્યાબુદ્ધિ જ સંસારદુઃખનું મૂળ છે. દેહને આત્મા માને તે પોતાના જ્ઞાનને વિષયોથી પાછું વાળીને આત્મા તરફ કેમ વાળે? તે તો ઇંદ્રિયો તરફ જ જ્ઞાનનું વલણ કરે છે, ને બહારમાં જ વ્યાપાર કરે છે; તે જ દુઃખ છે. ઇંદ્રિયવિષયોથી પાછું વાળીને જ્ઞાનને અંતરમાં એકાગ્ર કરતાં અતીન્દ્રિય આનંદનો સ્વાદ આવે છે. આત્મામાં આનંદનું ભાણું ભર્યું છે, તેને છોડીને મૂઢ જીવ બહારના વિષયોમાં આનંદ માને છે. અહીં આચાર્યદેવ તેને મૂઢબુદ્ધિ છોડવાની પ્રેરણા કરે છે કે અરે જીવ! બાહ્ય વિષયોમાં ભટકવું છોડ ને અંતરાત્મામાં પ્રવેશ કર. બહારમાં શરીરાદિથી તારું જીવન નથી, શરીરમાં મૂર્છાથી તો તારું

ભાવમરણ થાય છે. તારું જીવન તો તારા ચિદાનંદસ્વરૂપમાં જ છે, તેમાં તું પ્રવેશ કર.

જેમ રાજા પોતાને ભૂલીને એમ માને કે હું ભીખારી છું, તેમ આ ચૈતન્યરાજા પોતાના સ્વરૂપને ભૂલીને, દેહ તે જ હું છું –એમ માનીને વિષયોનો ભીખારી થઈ રહ્યો છે; તેનું નામ ભાવમરણ છે. તેના ઉપર કરુણા કરીને કહે છે કે અરે જીવો!

"ક્ષણુક્ષણુ ભયંકર ભાવમરણે કાં અહો! રાચી રહો."

એ દેહાદિમાં આત્મબુદ્ધિ છોડો, ને ભિન્ન ચૈતન્યસ્વરૂપને ઓળખીને તેની શ્રદ્ધા કરો....કે જેથી આ ઘોર દુઃખોથી છૂટકારો થાય ને આત્માનું નિરાકુળ સુખ પ્રગટે. આત્માનું સ્વરૂપ ઓળખીને પછી તેને સાધતાં આત્મા પોતે સ્વયમેવ પરમાત્મા બની જાય છે. સાધ્ય અને સાધન બંને પોતામાં છે, પોતાથી બહાર કોઈ સાધ્ય કે સાધન નથી, માટે તમારી ચૈતન્યસંપદાને સંભાળો ...ને બાહ્યબુદ્ધિ છોડો–એવો સંતોનો ઉપદેશ છે. (૧૫)

—◦—

[હવે આજે શ્રુતપંચમીનો મહાન દિવસ હોવાથી તેના મહિમા સંબંધી થોડુંક કહેવાય છે.]

## * વીર સં. ૨૪૮૨ શ્રુતપંચમી–પ્રવચન *

શ્રુતપંચમીનો ઇતિહાસ આ પ્રમાણે છે:

વીતરાગ સર્વજ્ઞ અંતિમ તીર્થંકર દેવાધિદેવ મહાવીર પરમાત્માના શ્રીમુખથી દિવ્યધ્વનિદ્વારા જે હિતોપદેશ નીકળ્યો તે ઝીલીને ગૌતમગણધરદેવે એક મુહૂર્તમાં બાર અંગની રચના કરી. બાર અંગમાં તો અપાર શ્રુતજ્ઞાનનો દરિયો ભર્યો છે. મહાવીર ભગવાનના મોક્ષ પધાર્યા બાદ ગૌતમસ્વામી, સુધર્મસ્વામી અને જંબુસ્વામી એ ત્રણ કેવળી, તથા આચાર્ય વિષ્ણુ, નંદિ, અપરાજિત, ગોવર્દ્ધન અને ભદ્રબાહુ–એ પાંચ શ્રુતકેવળી ભગવંતો

૧૬૨ વર્ષમાં અનુક્રમે થયા. ત્યારપછી બાર અંગનું જ્ઞાન પરંપરા ઘટતું-ઘટતું ચાલ્યું આવતું હતું, અને તેનો કેટલોક ભાગ ધરસેનાચાર્યદેવને ગુરુપરંપરાથી મળ્યો હતો. મહાવીર ભગવાન મોક્ષ પધાર્યા બાદ ૬૮૩ વર્ષે ધરસેનાચાર્યદેવ થયા. તેઓ સૌરાષ્ટ્રના ગીરનારપર્વતની ચંદ્રગૂફામાં બિરાજતા હતા, તેઓ અષ્ટાંગ મહાનિમિત્તના જાણનાર અને ભારે શ્રુતવત્સલ હતા. ભગવાનની પરંપરાથી ચાલ્યા આવેલા શ્રુતના વિચ્છેદનો ભય થતાં તેમણે મહિમાનગરીમાં ધર્મોત્સવ નિમિત્તે ભેગા થયેલા દક્ષિણના આચાર્યો ઉપર એક લેખ મોકલ્યો; તે લેખદ્વારા ધરસેનાચાર્યદેવના આશયને સમજીને તે આચાર્યોએ શાસ્ત્રના અર્થને ગ્રહણ-ધારણ કરવામાં સમર્થ, મહા વિનયવંત, શીલવંત એવા બે મુનિઓને ધરસેનાચાર્યદેવ પાસે મોકલ્યા; ગુરુઓ દ્વારા મોકલવાથી જેમને ઘણી તૃપ્તિ થઈ છે, જેઓ ઉત્તમ દેશ, ઉત્તમ કુળ અને ઉત્તમ જાતિમાં ઉત્પન્ન થયેલા છે, સમસ્ત કળાઓમાં પારંગત છે, એવા તે બંને મુનિવરો ત્રણ વાર આચાર્યભગવંતોની આજ્ઞા લઈને ધરસેનાચાર્યદેવ પાસે આવવા નીકળ્યા.

જ્યારે તે બંને મુનિવરો આવી રહ્યા હતા ત્યારે, અહીં ધરસેનાચાર્યદેવે રાતના પાછલા ભાગમાં એવું શુભસ્વપ્ન જોયું કે બે મહા સુંદર સફેદ બળદ ભક્તિપૂર્વક ત્રણ પ્રદક્ષિણા દઈને નમ્રપણે ચરણોમાં નમી રહ્યા છે.—આ પ્રકારનું મંગલ સ્વપ્ન દેખવાથી સંતુષ્ટ થઈને આચાર્યદેવે 'जयवंत हो श्रुतदेवता' એવા વાક્યનું ઉચ્ચારણ કર્યું.

તે જ દિવસે પૂર્વોક્ત બંને મુનિવરો આવી પહોંચ્યા, ને ભક્તિપૂર્વક આચાર્યદેવના ચરણોમાં વંદનાદિ કર્યાં. મહાધીર ગંભીર અને વિનયની મૂર્તિ એવા તે બંને મુનિઓએ ત્રીજે દિવસે ધરસેનાચાર્યદેવ પાસે વિનયપૂર્વક નિવેદન કર્યું કે પ્રભો! આ કાર્યને માટે અમે બંને આપના ચરણકમળમાં આવ્યા છીએ. તેઓએ

આવું નિવેદન કર્યું ત્યારે 'બહુ સારું, કલ્યાણ હો' એમ આચાર્યદેવે આશિષ–વચન કહ્યા.

ત્યારબાદ, જો કે શુભસ્વપ્ન ઉપરથી જ તે બંને મુનિઓની વિશેષતા જાણી લીધી હતી છતાં ફરીને પરીક્ષા કરવા માટે, ધરસેનાચાર્યદેવે તે બંને સાધુઓને બે મંત્રવિદ્યા આપીને કહ્યું કે, બે દિવસના ઉપવાસપૂર્વક આ વિદ્યાને સિદ્ધ કરો. પરીક્ષા કરવા માટે આચાર્યદેવે એક વિદ્યાના મંત્રમાં વધારે અક્ષરો આપ્યા હતા ને બીજામાં ઓછા અક્ષરો આપ્યા હતા. બંને મુનિઓને વિદ્યા સિદ્ધ થતાં બે દેવીઓ દેખાણી, પણ તેમાં એકના દાંત બહાર નીકળેલા હતા ને બીજી કાણી હતી. તેને જોઈને મુનિઓએ વિચાર્યું કે 'દેવતાઓ કદી વિકૃતાંગ હોતાં નથી' માટે જરૂર વિદ્યાના મંત્રમાં કંઈક ફેર છે. મહાસમર્થ એવા તે મુનિવરોએ મંત્રાક્ષરો સરખા કર્યા, જેમાં વધારે અક્ષરો હતા તે કાઢી નાંખ્યા, ને જેમાં ઓછા અક્ષરો હતા તે પૂરા કર્યા. પછી તે મંત્ર પઢતાં બંને દેવીઓ સરખા રૂપમાં દેખાણી. ભગવાન ધરસેનાચાર્યદેવ પાસે જઈને તેઓએ વિનયપૂર્વક સમસ્ત વૃત્તાંત કહેતાં આચાર્યદેવે સંતુષ્ટ થઈને તેમને ભગવાનની સીધી પરંપરાથી ચાલ્યું આવેલું અગાધ શ્રુતજ્ઞાન ભણાવવું શરૂ કર્યું; ને અષાડ સુદ અગીયારસે સવારે ગ્રંથ સમાપ્ત થતાં ભૂત જાતના વ્યંતરદેવોએ આવીને વાજિંત્રનાદપૂર્વક તે બંનેની ભારે પૂજા કરી. ભૂત નામના દેવોએ પૂજા કરી તેથી ધરસેનાચાર્યદેવે એકનું નામ 'ભૂતબલિ' રાખ્યું, ને બીજા મુનિના દાંત દેવોએ સરખા કરી દીધા તેથી તેનું નામ 'પુષ્પદંત' રાખ્યું. અને એ રીતે ધરસેનાચાર્યદેવે શ્રુતજ્ઞાન ભણાવીને તરત તે પુષ્પદંત અને ભૂતબલિ મુનિવરોને ત્યાંથી વિદાય આપી.

ત્યારબાદ તે બંને મુનિવરોએ તે શ્રુતજ્ઞાનને षट्खंडागम રૂપે ગૂંથ્યું....ને અંકલેશ્વરમાં (લગભગ બે હજાર વર્ષ પહેલાં)

જેઠસુદ પાંચમે ચતુર્વિધ સંઘે તે શ્રુજ્ઞાતનના મહિમાનો ભારે મોટો ઉત્સવ કર્યો; એ રીતે વીતરાગી સંતોએ શ્રુતજ્ઞાનનો પ્રવાહ વહેતો રાખ્યો. તેનો આજે દિવસ છે.

મહાવીર ભગવાને જે કહ્યું અને અત્યારે મહાવિદેહમાં સીમંધર ભગવાન જે કહી રહ્યા છે તેનો અંશ આ શાસ્ત્રોમાં છે. રાગ–દ્વેષ–મોહરહિત વીતરાગી પુરુષોએ રચેલી આ વાણી છે. સર્વજ્ઞ ભગવાનની પરંપરાથી ચાલ્યું આવેલું આવું શ્રુતજ્ઞાન ટકી રહ્યું તેથી ચતુર્વિધ સંઘે ભેગા થઈને અંકલેશ્વરમાં ઘણા જ મોટા મહોત્સવપૂર્વક જેઠ શુદ પાંચમે શ્રુતજ્ઞાનનું બહુમાન કર્યું, ત્યારથી આ દિવસ 'શ્રુતપંચમી' તરીકે પ્રસિદ્ધ થયો, અને દર વર્ષે તે ઉજવાય છે. અત્યારે તો તેનો વિશેષ પ્રચાર થતો જાય છે, ને ઘણે ઠેકાણે તો આઠ દિવસ સુધી ઉત્સવ કરીને શ્રુતજ્ઞાનની પ્રભાવના થાય છે. આ શ્રુતપંચમીનો દિવસ ઘણો મહાન છે. અહો, સર્વજ્ઞ ભગવાનની વાણી દિગંબર સંતોએ ટકાવી રાખી છે.

પુષ્પદંત અને ભૂતબલિ આચાર્યભગવંતોએ જે ષટ્ખંડાગમ રચ્યા તેના ઉપર વીરસેનાચાર્યદેવે ધવલા નામની મહાન ટીકા રચી છે. તે વીરસેનાચાર્ય પણ એવા સમર્થ હતા કે સર્વાર્થગામિની (–સકલઅર્થમાં પારંગત) એવી તેમની નૈસર્ગિક પ્રજ્ઞાને દેખીને બુદ્ધિમાન લોકોને સર્વજ્ઞની સત્તામાં સંદેહ ન રહેતો, અર્થાત્ તેમની અગાધ જ્ઞાનશક્તિને જોતાં જ બુદ્ધિમાનોને સર્વજ્ઞની પ્રતીત થઈ જતી. આવી અગાધ શક્તિવાળા આચાર્યદેવે ષટ્ખંડાગમની ટીકા રચી. આ પરમાગમ સિદ્ધાંતશાસ્ત્રો સેંકડો વર્ષોથી તાડપત્ર ઉપર લખેલા મૂડબિદ્રીના શાસ્ત્રભંડારોમાં વિદ્યમાન છે. થોડાક વર્ષો પહેલાં તો તેનાં દર્શન પણ દુર્લભ હતા....પણ પાત્ર જીવોના મહાભાગ્યે આજે તે બહાર પ્રસિદ્ધ થઈ ગયા છે. (ગુરુદેવ સાથે દક્ષિણ દેશના તીર્થોની યાત્રા વખતે આપણે રત્નપ્રતિમા સહિત આ

તાડપત્રલિખિત ધવલસિદ્ધાંતના પણ દર્શન કર્યા હતા.)

આચાર્યભગવંતોએ સર્વજ્ઞભગવાનની વાણીનો સીધો નમૂનો આ શાસ્ત્રોમાં ભર્યો છે. એ ઉપરાંત બીજા પણ અનેક મહાસમર્થ આભના થાંભ જેવા કુંદકુંદાચાર્યદેવ વગેરે સંતો જૈનશાસનમાં પાકયા, ને તેમણે સમયસારાદિ અલૌકિક મહાશાસ્ત્રો રચ્યાં....તેનો એકેક અક્ષર આત્માના અનુભવમાં કલમ બોળીબોળીને લખાયો છે. એ સંતોની વાણીનાં ઊંડાં રહસ્યો ગુરુગમ વગર સાધારણ જીવો સમજી શકે તેમ નથી. મહાવીર ભગવાનની પરંપરાથી કેટલુંક જ્ઞાન મળ્યું તથા પોતે સીમંધર ભગવાનના ઉપદેશનું સાક્ષાત્ શ્રવણ કર્યું, તે બંનેને આત્માના અનુભવ સાથે મેળવીને આચાર્યભગવાને શ્રી સમયસારમાં ભરી દીધું છે. આ સમાધિશતકનાં બીજડાં પણ સમયસારમાં જ ભર્યા છે. પૂજ્યપાદ સ્વામી પણ મહાસમર્થ સંત હતા, તેમણે આ સમાધિશતકમાં ટૂંકામાં અધ્યાત્મભાવના ભરી દીધી છે. તેમાંથી પંદર ગાથાઓ વંચાણી છે, હવે સોળમી ગાથા વંચાય છે.



મુમુક્ષુજીવના ઉજવળ મનરૂપી છીપમાં
શ્રીગુરુનાં વચનરૂપ સ્વાતિબિંદુ પડતાં
સમ્યક્ત્વરૂપી સાચાં મોતી પાકે છે.

# અરેરે ! પૂર્વે મેં મારા આત્માને ન જાણ્યો, ઇંદ્રિયવિષયોમાં આત્મબુદ્ધિ કરીને તેમાં જ મોહ્યો

[ શ્રુતપંચમી–પ્રવચન : ચાલુ ]

આ આત્મા જ્ઞાનાનંદસ્વરૂપ છે. તે આત્માને જાણીને જેણે આત્મામાં જ આત્મબુદ્ધિ કરી તે અંતરાત્મા થયો, અને પૂર્વે કદી નહિ થયેલો એવો અપૂર્વ લાભ તેને થયો. જ્યાં 'અલબ્ધ-લાભ' થયો એટલે પૂર્વે કદી જે નહોતો પામ્યો તેની પ્રાપ્તિ થઈ, ત્યાં ધર્મીને એમ થાય છે કે અહો ! મારો આવો જ્ઞાનાનંદસ્વરૂપ આત્મા છે તેને મેં પૂર્વે કદી ન જાણ્યો....ને બહિરાત્મબુદ્ધિથી અત્યાર સુધી હું રખડ્યો. હવે મને મારા અપૂર્વ આત્મસ્વભાવનું ભાન થયું. આ રીતે અલબ્ધ આત્માની પ્રાપ્તિનો સંતોષ થયો કે અહો ! મને અપૂર્વ લાભ મળ્યો, પૂર્વે મને કદી આવા આત્માની પ્રાપ્તિ નહોતી થઈ. પૂર્વે હું આવા આત્માથી ચ્યુત થઈને બાહ્યવિષયોમાં જ વર્ત્યો–પણ હવે આત્માના અતીન્દ્રિય આનંદની પ્રાપ્તિથી સંતુષ્ટ થયો.–એ વાત ૧૬મી ગાથામાં કહે છે—

मत्तश्च्युत्वेन्द्रियद्वारैः पतितो विषयेष्वहम्।
तान् प्रपद्याऽहमिति मां पुरा वेद न तत्त्वतः ॥ १६ ॥

વર્તમાનમાં જેને આત્માનું ભાન થયું છે એવો અંતરાત્મા પોતાની પૂર્વ અવસ્થાને વિચારે છે કે અરે ! મારા વાસ્તવિક સ્વરૂપને પૂર્વે મેં ન જાણ્યું, અને મારા આવા આનંદસ્વરૂપથી ચ્યૂત થઈને, ઇંદ્રિયોદ્વારા પતિત થઈને હું વિષયોમાં જ ભટક્યો, તેમાં જ સુખ માનીને હું મારા સ્વરૂપથી ભ્રષ્ટ થયો.

આત્માના સ્વભાવનું ભાન થતાં અંદર કૃતકૃત્યતા વેદાય છે. અહો, મારી પ્રભુતા મારામાં છે, મારી પ્રભુતાને હું અત્યાર સુધી ભૂલ્યો, તેથી રખડ્યો; મારા આનંદસ્વરૂપથી ચ્યૂત થઈને વિષયો તરફના ઝંપાપાતથી હું દુઃખી જ થયો. પણ હવે મને મારા આત્માની અપૂર્વ પ્રાપ્તિ થઈ. આવા આત્માની પ્રાપ્તિ એટલે કે શ્રદ્ધા-જ્ઞાન -રમણતા તે સમાધિનું કારણ છે. ભગવાનની સ્તુતિમાં ભગવાન પાસે વરદાન માગે છે કે "समाहिवरमुत्तमं दिन्तु" હે ભગવાન! મને સમાધિનું ઉત્તમ વરદાન આપો. એ સમાધિ કેમ થાય તેની આ વાત છે.

વર્તમાન અપૂર્વ દશા સહિત પોતાની પૂર્વ દશાને પણ અંતરાત્મા વિચારે છે કે અરેરે! ઇંદ્રિયવિષયોમાં મેં અનંતકાળ વીતાવ્યો છતાં તેનાથી અંશમાત્ર તૃપ્તિ ન થઈ, પણ હવે વિષયાતીત અતીન્દ્રિય જ્ઞાનસ્વભાવને જાણતાં અપૂર્વ તૃપ્તિ થઈ ગઈ. વર્તમાનમાં અતીન્દ્રિય આનંદનો સ્વાદ આવ્યો ત્યારે પૂર્વના ઇંદ્રિયવિષયો પ્રત્યેથી ઉદાસીનતા થઈ ગઈ ને એમ વિષાદ થયો કે અરેરે! મારા ચૈતન્યઆનંદને ચૂકીને પૂર્વે ઇંદ્રિયવિષયોમાં મેં વ્યર્થ અનંતકાળ વીતાવ્યો.

જેણે આત્માના અતીન્દ્રિય અમૃતનો સ્વાદ ચાખ્યો તેને વિષયો વિષ જેવા લાગે છે....પર વિષયો તરફની લાગણી તેને દુઃખરૂપ લાગે છે, આત્માના નિર્વિકલ્પ આનંદના વેદન સિવાય બીજે ક્યાંય તે પોતાનો આનંદ સ્વપ્નેય માનતો નથી. જેને વિષયોની મીઠાશ લાગતી હોય કે રાગની મીઠાશ લાગતી હોય તેણે અતીન્દ્રિય આત્માના વીતરાગી અમૃતનો સ્વાદ ચાખ્યો નથી.

એક તરફ અંતરમાં અતીન્દ્રિય આનંદનો સાગર આત્મા છે;
બીજી તરફ બાહ્યમાં સુખ વગરના ઇંદ્રિયવિષયો છે;

ત્યાં જેમાં સુખ માને તે તરફ જીવ ઝૂકે છે. જે જીવ અંત-

રમાં અતીન્દ્રિય આત્મસ્વભાવ તરફ ઝૂકે છે તે તો પોતાના અતીન્દ્રિયસુખને અનુભવે છે; અને જે જીવ બાહ્ય વિષયોમાં સુખ માનીને ઇંદ્રિયવિષયો તરફ ઝૂકે છે તે ઘોર સંસારના દુઃખને પામે છે. સામસામા બે માર્ગ છે-(૧) અતીન્દ્રિયસ્વભાવને ચૂકીને ઈન્દ્રિયવિષયો તરફ ઝુકાવ તે સંસારમાર્ગ છે. અને (૨) ઈંદ્રિયવિષયોમાં સુખબુદ્ધિ છોડીને અંતરના જ્ઞાનાનંદસ્વભાવમાં ઝૂકાવ તે મોક્ષમાર્ગ છે.-જ્યાં ગમે ત્યાં જાવ.




અહો, આત્મામાં આનંદના નિધાન ભર્યા છે તે સંતો દેખાડે છે; પણ અજ્ઞાનથી અંધ થયેલા મૂઢ જીવો પોતાના આનંદનિધાનને દેખતા નથી.

आनंदं ब्रह्मणो रूपं निजदेहे व्यवस्थितम् ।
ध्यानहीना न पश्यंति जात्यंधा इव भास्करम् ।

(-પરમાનંદસ્તોત્ર)

અહો, નિજદેહમાં રહેલો આ જ્ઞાનસ્વરૂપ આત્મા પોતે જ આનંદસ્વરૂપ છે, આનંદ જ તેનું રૂપ છે, પણ અંતરમાં લક્ષ કરીને આંખ ઉઘાડે તો દેખાય ને? જેમ જન્માંધ મનુષ્યો

ઝળહળતા સૂર્યને પણ દેખતા નથી તેમ ઇંદ્રિયવિષયોમાં જ સુખ માનીને વર્તનારા મોહાંધ અજ્ઞાની જીવો પોતાના આનંદસ્વરૂપ આત્માને દેખતા નથી. તેઓ વિષયોમાં એવા મૂર્છાઈ ગયા છે કે જરાક પાછું વાળીને ચૈતન્ય સામે નજર પણ કરતા નથી. જ્ઞાની જાણે છે કે મેં પણ પૂર્વે અજ્ઞાનદશામાં અનંતકાળ ગુમાવ્યો પણ હવે મને મારા આત્માનું ભાન થયું. હવે મેં મારા અતીન્દ્રિય આનંદનો સ્વાદ ચાખ્યો, હવે મને સ્વપ્નેય બાહ્યવિષયોમાં સુખબુદ્ધિ થવાની નથી. પં. બનારસીદાસજી કહે છે કે–

'ज्ञानकला जिसके घट जागी ते जगमांही सहज वैरागी।
ज्ञानी मगन विषयसुखमांही यह विपरीत, संभवे नांही॥'

આત્માના જ્ઞાનાનંદસ્વભાવનો નિર્ણય થતાં અતીન્દ્રિય આનંદનો સ્વાદ આવે, અને ઈંદ્રિયવિષયો નીરસ લાગે. ઈંદ્રયના વિષયો અજીવ છે ને હું તો જ્ઞાનસ્વરૂપ આત્મા છું–એમ જ્યાંસુધી નથી જાણતો ત્યાંસુધી જીવ અજ્ઞાનપણે બાહ્ય વિષયોને સુંદર માની રહ્યો છે. શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ ઈત્યાદિ બાહ્ય વિષયો જ્ઞાનથી ભિન્ન જ્ઞેયો છે. હું તો ઉપયોગસ્વરૂપ છું–એવું ભાન થતાં બાહ્ય વિષયોની વૃત્તિ કાળા વિષધરની માફક દુઃખદાયક લાગે છે; ચૈતન્યના રસ પાસે વિષયોનો રસ છૂટી ગયો છે. પહેલાં આવા આત્માનો નિર્ણય કરવો જોઈએ. આત્માનો નિર્ણય કરતાં અતીન્દ્રિય સ્વાદ આવે. પછી જે પુણ્ય–પાપની વૃત્તિ આવે ને બાહ્યવિષયોમાં વલણ જાય, તેમાં ધર્મીને સુખબુદ્ધિ થતી નથી; વિષયોનો રસ ઊડી જાય છે, તે તરફનું જોર તૂટી જાય છે. વિષયો તરફના રાગદ્વેષનો એકાંત સ્વાદ અજ્ઞાનદશામાં લેતો, તેને બદલે હવે જ્ઞાનદશામાં રાગ વગરના આનંદનો સ્વાદ આવ્યો, ને વિષયોના સ્વાદ ઝેર જેવા લાગ્યા એટલે તેનો રસ છૂટી ગયો. આત્માના અતીન્દ્રિય આનંદ પાસે ઇંદ્રો અને ચક્રવર્તીઓના વૈભવને જ્ઞાની તુચ્છ સમજે છે.

ભગવાન! એકવાર નિર્ણય તો કર કે હું આનંદકંદ આત્મા

છું ને વિષયો મારાથી પર છે—આમ ઉપયોગમાં નિર્ણય કરતાં ચૈતન્યના અતીન્દ્રિય અમૃતનો સ્વાદ આવે છે. તે સ્વાદના આનંદ આગળ ઇંદ્રના વૈભવો પણ તૂચ્છ ભાસે છે; ઈંદ્રિયના વિષયો લુખા લાગે છે. ઈંદ્રિયવિષયો તરફ વલણ જાય તે દુઃખ છે. ચૈતન્યની સુંદરતા જાણી ત્યાં બીજાની સુંદરતા લાગતી નથી; ચૈતન્યના આનંદમાં જે નમ્યો તે હવે બાહ્ય વિષયો પ્રત્યે અણુનમ રહેશે. જેમ લગ્ન વખતે વરરાજાના ગાણામાં ગાય છે કે "નહિ નમશે રે નહિ નમશે, મોટાના છોરૂ નહિ નમશે" —તેમ આ આત્મા જાગ્યો ને 'વર' એટલે ઉત્કૃષ્ટ—પ્રધાન એવા આત્માના સ્વભાવમાં આરૂઢ થયો તે વર-રાજા-ચૈતન્યરાજા હવે "નહિ નમશે રે નહિ નમશે, બાહ્યવિષયોમાં નહિ નમશે." અતીન્દ્રિય ચૈતન્યમાં જે નમ્યો તે ઇંન્દ્રિયવિષયોમાં અણુનમ રહેશે,—સ્વપ્નેય તેમાં સુખ નહીં માને.

ઉપયોગને અંતરમાં વાળીને જ્યાં ચૈતન્યના શાંતરસને નિર્ણયમાં લીધો ત્યાં વિકાર કે વિષયો પોતાના શાંતરસથી ભિન્ન અગ્નિ જેવા લાગે છે; આત્માના શાંતરસના સ્વાદ સિવાય સમકિતીને બીજા સ્વાદ રુચતા નથી. જેમ શીત પાણીમાં રહેનારૂં માછલું ઊની રેતીમાં આવે ત્યાં દુઃખી થાય છે, તો અગ્નિમાં તો તે કેમ રહી શકે? પાણીમાં જ જે પોષાણું તેને પાણી વિના બહારમાં કેમ ગોઠે? તેમ આત્માના ચૈતન્ય-સરોવરના શાંત જળમાં કેલિ કરનાર સમકિતી હંસને ચૈતન્યના શાંતરસ સિવાય બહારમાં પુણ્ય-પાપની વૃત્તિની કે ઇંદ્રિય-વિષયોની રુચિ ઊડી ગઇ છે; ચૈતન્યના આનંદનો એવો નિર્ણય (વેદન સહિત) થઇ ગયો છે કે બીજા કોઇ વેદનમાં સ્વપ્નેય સુખ લાગતું નથી—આવી સમકિતીની દશા છે.

આ સંબંધમાં શ્લોક કહ્યો છે કે—

जायन्ते विरसा रसा विघटते गोष्ठी कथा कौतुकं
शीर्यन्ते विषयास्तथा विरमति प्रीतिः शरीरेऽपि च।
जोषं वागपि धारयंत्यविरतानंदात्मनः स्वात्मन—
श्चिंतायामपि यातुमिच्छति मनो दोषैः समं पंचताम्॥

અહો! આ ચૈતન્યસ્વરૂપ આત્માના ચિંતનમાત્રથી પણ રસો વિરસ થઈ જાય છે, ગોષ્ટી-કથાનું કૌતૂક ઊડી જાય છે, વિષયોનું વિરેચન થઈ જાય છે અને શરીર ઉપરથી પણ પ્રીતિ વિરમી જાય છે. વાણીનું જોસ વિરમી જાય છે, ને મન પણ સમસ્ત દોષસહિત પંચત્વને પામે છે, એટલે કે ચૈતન્યના ચિંતનથી મનસંબંધી સમસ્ત દોષો નાશ પામી જાય છે, ને આત્મા અવિરતપણે આનંદને ધારણ કરે છે.—આવો ચૈતન્યના ચિંતનનો મહિમા છે.

જ્ઞાનીનેય શુભાશુભરાગ આવે પણ અંતરમાં ચૈતન્યના રસ આડે તેનો રસ ઊડી ગયો છે. જ્ઞાનીને રાગ થાય ત્યાં અજ્ઞાનીને એમ લાગે છે કે એને રાગની રુચિ હશે! પણ તે વખતે અંદર રાગથી અત્યંત પાર એવા જ્ઞાનરસનો નિર્ણય જ્ઞાનીને વર્તે છે તે નિર્ણયની અજ્ઞાનીને ખબર નથી. જ્ઞાની રાગમાં એકતાપણે પરિણમતા જ નથી. શુભરાગ વખતે સર્વજ્ઞદેવની ભક્તિ વગેરેનો ભાવ આવે ત્યાં વીતરાગતા પ્રત્યેના બહુમાનનો ભાવ ઊછળ્યો છે ને રાગની રુચિ નથી,—પણ તે અંતરના નિર્ણયને અજ્ઞાની ઓળખતો નથી, ને "આરંભ-પરિગ્રહ વધી ગયો છે" એમ અજ્ઞાની બાહ્યદૃષ્ટિથી દેખે છે. પણ ચૈતન્યના અકષાય સ્વભાવને ચૂકીને રાગાદિમાં ધર્મ માનવો તે જ અનંત આરંભ-પરિગ્રહ છે; જ્ઞાનીની દૃષ્ટિમાં કષાયના એક અંશની પણ પક્કડ રહી નથી, ને પરિગ્રહમાં ક્યાંય એકતાબુદ્ધિ નથી, બહુ જ અલ્પ રાગ-દ્વેષ રહ્યા છે તેથી તેને આરંભ-પરિગ્રહ ઘણો અલ્પ છે. ચક્રવર્તી-સમકિતીને છ ખંડનો રાજવૈભવ હોવા છતાં ઘણો અલ્પ આરંભ-પરિગ્રહ વર્તે છે; અને મિથ્યાદૃષ્ટિ દ્રવ્યલિંગી થઈને પંચમહાવ્રત પાળે, બાહ્યમાં હિંસાદિ

કરતો ન હોય, છતાં અંતરમાં રાગથી ધર્મ માનતો હોવાથી, તેને અનંત કષાયનો આરંભ–પરિગ્રહ છે; કષાયની રુચિ વડે તે અકષાયી ચિદાનંદ સ્વભાવને હણી નાંખે છે, તે જ જીવહિંસા છે. રાગના રસની જેને મીઠાસ છે તે આરંભ–પરિગ્રહમાં જ ઊભો છે. જ્ઞાનીને ચૈતન્યના આનંદરસ સિવાય બીજા કોઈ વિષયોમાં રસ નથી, તેથી તેને વિષયોનો પરિગ્રહ કે આરંભ છૂટી ગયો છે; સમ્યક્‌શ્રદ્ધા–જ્ઞાનમાં પોતાના અકષાયી ચિદાનંદસ્વભાવને તે જીવતો રાખે છે.

સમસ્ત ઇંદ્રિયવિષયોથી પાર થઈને આત્માના અતીન્દ્રિય આનંદમાં લીન થયેલા એવા અશરીરી સિદ્ધભગવંતો ઉપરથી પુકાર કરે છે કે અરે વિષયોના ભિખારી! એ વિષયોને છોડ, તારું સુખ આત્માના અતીન્દ્રિય સ્વભાવમાં છે, તેની લગની લગાડ. અહો! સિદ્ધભગવંતોને પ્રતીતમાં લ્યે તોપણ જીવને ઇંદ્રિયવિષયોમાં સુખબુદ્ધિ ઊડી જાય, ને આત્માના અતીન્દ્રિય સુખસ્વભાવની પ્રતીત થઈ જાય. રાગમાં સુખ, ઇંદ્રિયવિષયોમાં સુખ, એમ અજ્ઞાની વિષયોનો ભિખારી થઈ રહ્યો છે; સિદ્ધભગવાન રાગરહિત ને ઇંદ્રિયવિષયો રહિત થઈ ગયા છે ને એકલા આત્મસ્વભાવથી જ પરમસુખી છે. તે જગતના જીવોને એમ દર્શાવી રહ્યા છે કે અરે જીવો! વિષયોમાં–રાગમાં તમારું સુખ નથી, આત્મસ્વભાવમાં જ સુખ છે, તેને અંતરમાં દેખો, ને ઇન્દ્રિયવિષયોનું કુતૂહલ છોડો. ચૈતન્યના આનંદનો જ ઉલ્લાસ, તેનો જ રસ, તેનું જ કુતૂહલ, તેમાં જ હોંસ, તેની જ ગોઠી કરો.

સમકિતીને જ્યાં આત્માના આનંદનું ભાન થાય છે ત્યાં બાહ્યવિષયો નિરસ લાગે છે ને પૂર્વની અજ્ઞાનદશા ઉપર ખેદ થાય છે કે અરેરે! હું અત્યારસુધી બાહ્યવિષયોમાં જ સુખ માનીને મારા આ અતીન્દ્રિય આનંદને ચૂકી ગયો. અત્યારસુધી પૂર્વે કદી મેં મારો આવો આનંદ પ્રાપ્ત ન કર્યો. હવે આત્માનો અતીન્દ્રિય

આનંદ પ્રાપ્ત થતાં તે અપૂર્વ લાભથી જ્ઞાની પરમ સંતુષ્ટ થઈને કૃતકૃત્યતા અનુભવે છે. તેને હવે ઇન્દ્રિયવિષયો વિરસ લાગે છે, વિષયોની કથાનું કૌતુક તેને શમી જાય છે, વિષયોની ગોષ્ઠી-પ્રીતિ છૂટી જાય છે, શરીર પ્રત્યેની પ્રીતિ પણ છૂટી જાય છે, વાણી જાણે મૌન થઈ જાય છે, આનંદસ્વરૂપ પોતાના આત્માના ચિંતનથી સમસ્ત દોષસહિત મન પણ પંચત્વને પામે છે એટલે કે નાશ પામે છે, ને આત્મા આનંદમાં એકાગ્ર થતો જાય છે.—અંતરાત્માની આવી દશા હોય છે. ॥૧૬॥

અહીં જિજ્ઞાસુ શિષ્ય પૂછે છે કે હે પ્રભો! આવા અંતરાત્મા થવા માટે આત્માને જાણવાનો ઉપાય શું છે? તેનો ઉત્તર હવે કહેશે.





અહા, આત્માના સ્વસંવેદન–પ્રત્યક્ષનું અપાર સામર્થ્ય છે; સ્વસંવેદનથી અંતરમાં ચૈતન્યરસ ચાખ્યા પછી હવે અમારું ચિત્ત બીજે ક્યાંય લાગતું નથી; ચિત્ત ચૈતન્યમાં જ સંલગ્ન છે. નિજસ્વરૂપમાં લાગેલા ચિત્તને પરની ચિંતા કરવાની નવરાશ જ ક્યાં છે?



## અંતરમાં પરમાત્માનો પ્રકાશ કેમ થાય?

હવે અંતરાત્મા થવા માટે આત્માને જાણવાનો ઉપાય કહે છે–

एवं त्यक्त्वा बहिर्वाचं त्यजेदन्तरशेषतः ॥
एष योगः समासेन प्रदीपः परमात्मनः ॥ १७ ॥

હું દેહાદિથી ભિન્ન ચૈતન્યસ્વરૂપ આત્મા છું, બહારમાં ઇંદ્રિયોદ્વારા જે દેખાય છે તે બધુંય અચેતન છે, તે હું નથી, તે બધા મારાથી ભિન્ન છે–એવા ભાનપૂર્વક ચૈતન્યસ્વરૂપના ચિંતનમાં એકાગ્રતાવડે બાહ્યવચનપ્રવૃત્તિ છોડવી તેમ જ અંતરંગ વિકલ્પો પણ છોડવા; આનું નામ યોગ છે, અને સંક્ષેપથી આ યોગ તે પરમાત્માનો પ્રકાશક પ્રદીપ છે.

જુઓ, એકલી વાણીને રોકીને મૌન થઈને બેસી જવાની આ વાત નથી; વાણી તો જડ છે, તેને રોકવાનો જેનો અભિપ્રાય છે તે તો વાણીનો કર્તા થાય છે, તેનું લક્ષ જડ ઉપર છે પણ આત્મા ઉપર નથી. જ્ઞાની તો જાણે છે કે વાણી તે જડ છે, તે વાણી મારાથી ભિન્ન છે, તે વાણીથી મારું સ્વરૂપ પ્રકાશિત થતું નથી, ને વાણી તરફના વિકલ્પવડે પણ મારા સ્વરૂપનો પ્રકાશ થતો નથી, વાણી અને વિકલ્પ બંનેથી પાર થઈને અંતર્મુખ ચૈતન્યના ચિંતનમાં એકાગ્રતાવડે જ મારા સ્વરૂપનું પ્રકાશન થાય છે. વાણી બોલવાની ક્રિયા થતી હોય તે વખતે પણ જ્ઞાનીને તેનાથી ભિન્ન આવા ચૈતન્યનું ભાન છે, માટે એમ કહ્યું છે કે જ્ઞાની બોલે છતાં મૌન છે. અને અજ્ઞાની મૌન છતાં બોલે છે કેમકે 'હું ન બોલ્યો' એવા અભિપ્રાયથી તે ભાષાનો સ્વામી થાય છે. વચન અને વિકલ્પ બંનેથી જુદો હું તો જ્ઞાન છું, મારા જ્ઞાનવડે જ હું મને જાણું છું–એમ જ્ઞાની પોતે પોતાના આત્માને સ્વ-

સંવેદનથી પ્રકાશે છે – આ જ આત્માને જાણવાની રીત છે, આનું નામ જ યોગ છે. આ સિવાય મન, વચન કે કાયાના જડ યોગથી આત્માને જાણવા માંગે તો તે મૂઢ છે, તેણે ચૈતન્ય સાથે જોડાણ નથી કર્યું પણ જડ સાથે જોડાણ કર્યું છે; તે જ્ઞાનસ્વરૂપમાં સાવધાન નથી તેથી તેને સમાધિ નથી. જ્ઞાનસ્વરૂપમાં સાવધાની તે જ સમાધિ છે. અને એવી સાવધાની ઉપયોગને આત્મામાં જોડવા-રૂપ યોગ વડે જ થાય છે.

ભાઈ, એકવાર સત્યનો નિર્ણય કરીને હા તો પાડ. મારા જ્ઞાનસ્વરૂપ સિવાય બીજે ક્યાંય મારું સુખ કે શાંતિ નથી એમ એકવાર નિર્ણય કર તો અંતર્મુખ થવાનો અવસર આવે. પણ જેને નિર્ણય જ ખોટો હોય, બહારમાં ને રાગમાં શાંતિ માને, તેને અંતર્મુખ એકાગ્ર થવાનો અવસર ક્યાંથી આવે? ઘણા કહે છે કે મરણ ટાણે આપણે સમાધિ રાખશું. પણ જીવનમાં જેણે દેહથી ભિન્ન આત્માની દરકાર કરી નથી, દેહાદિનાં કાર્યોને જ પોતાનાં કાર્ય માન્યા છે, તે દેહ છૂટવા ટાણે કોના જોરે સમાધિ રાખશે? જેણે દેહથી ભિન્ન આત્માને જાણીને તેની વારંવાર ભાવનાનો અભ્યાસ કર્યો છે તેને જ દેહ છૂટવા ટાણે ચૈતન્યના જોરે સમાધિ રહી શકશે. પોતાના આત્મા સિવાય બહારમાં બીજું કોઈ શરણ આત્માને છે જ નહિ. બહારમાં બીજાને શરણ માનીને સમાધાન કરવા માંગે તે તો ફાંફાં છે, સંયોગ છૂટી જતાં તેનું સમાધાન ટકી નહિ શકે. અને આત્માના આધારે જેણે સમાધાન કર્યું તેને ગમે તેવા પ્રતિકૂળ સંયોગમાં પણ તે ટકી રહેશે.

સ્વર્ગમાં અસંખ્ય સમકિતી દેવો છે; તેમને જ્યારે આયુષ્ય પૂરું થવાનો વખત આવે ત્યારે, ત્યાં સ્વર્ગમાં શાશ્વત રત્નોનાં જિનબિંબો છે તેમના ચરણમાં જઈને ભક્તિથી કહે છે કે 'અહો નાથ! આપનું જ શરણ છે, આપે બતાવેલા આત્મસ્વભાવનું

જ શરણ છે, જૈનધર્મનું જ શરણ છે. પ્રભો ! આપે બતાવેલા ધર્મની આરાધના અધૂરી રહી ગઈ તેથી અહીં અવતાર થયો હતો, હવે મનુષ્યઅવતાર પામીને અમારી આરાધના પૂરી કરશું ને મુક્તિ પામશું." એમ ભાવના ભાવતાં જિનેન્દ્રદેવના ચરણ-સમીપે જ દેહ છૂટી જાય છે, ને પરમાણુઓ છૂટા થઈને ઊડી જાય છે. જુઓ, અંદર ચૈતન્યનું શરણ ભાસ્યું છે એટલે તેના જોરે આવી ભાવનાથી દેહ છોડે છે. જ્યારે મૂઢ અજ્ઞાની જીવો તો અસમાધિપણે વલોપાત કરી કરીને મરે છે.

સર્વજ્ઞ ભગવાનનો ઉપદેશ બાહ્ય વિષયોથી છોડાવીને અંતરમાં ચૈતન્યનું શરણ કરાવે છે; તે જ જીવનું હિત છે, કેમકે ચૈતન્યના અનુભવથી જ ભવનો નાશ થઈને મોક્ષસુખ પ્રગટે છે.

'વચનામૃત વીતરાગનાં પરમ શાંતરસમૂળ,
ઔષધ જે ભવરોગનાં કાયરને પ્રતિકૂળ.'

દેહને જ જેણે આત્મા માન્યો છે, વિષયોમાં જ જેણે સુખ માન્યું છે એવા મૂઢ જીવોને વીતરાગની વાણી પ્રતિકૂળ પડે છે, કેમ કે વીતરાગની વાણી તો વિષયોનું વિરેચન કરાવનારી છે. મૂઢ કાયર જીવો વિષયોની લીનતા છોડીને ચૈતન્યને દેખી શકતા નથી, તેઓ તો ચૈતન્યના પુરુષાર્થથી રહિત છે, તેમનામાં ભવરહિત એવા વીતરાગની વાણીનો નિર્ણય કરવાની તાકાત નથી. "અહો જીવો ! તમારું સુખ તમારામાં છે, બાહ્ય વિષયોમાં ક્યાંય સુખ નથી, આત્મા જ સુખસ્વભાવી છે, માટે આત્મામાં અંતર્મુખ થયે જ સુખ છે" — આવી વાણીના રણકાર જ્યાં કાને પડે ત્યાં તો આત્માર્થી જીવનો આત્મા ઝણઝણી ઊઠે કે વાહ ! આ ભવરહિત વીતરાગી પુરુષની વાણી !! આત્માના પરમશાંતરસને બતાવનારી આ વાણી અપૂર્વ છે ! વીતરાગી સંતોની વાણી પરમ અમૃત છે, ને એ ભવરોગનો નાશ કરનાર અમોઘ ઔષધ છે.— આમ તેનો

આત્મા ઉલ્લસી જાય છે, ને પુરુષાર્થની દિશા સ્વતરફ વળી જાય છે, વિષયોમાંથી સુખબુદ્ધિ ઊડી જાય છે.–એણે જ ખરેખર ભવરહિત વીતરાગની વાણીનો નિર્ણય કર્યો છે. બાહ્યવિષયોની કે રાગની પ્રીતિવાળો જીવ ભવરહિત પુરુષોની વીતરાગી વાણીનો નિર્ણય કરી શકતો નથી.

સ્વસન્મુખ થવાનું બતાવનારી વીતરાગની વાણીનો નિર્ણય કરનાર જ્ઞાની વચન અને વિકલ્પની પ્રવૃત્તિનું અવલંબન છોડીને, જ્ઞાનને અંતર્મુખ કરીને પોતાના આત્માને સમસ્ત પરપદાર્થોથી ભિન્ન દેખે છે–જાણે છે–અનુભવે છે. આ પોતાના પરમાત્મસ્વરૂપને દેખવા માટેનો યોગ છે. (૧૭)





દુનિયામાં ગમે ત્યાં હોય—મુમુક્ષુ જીવ
પોતાના આત્મહિતના ધ્યેયને કદી
ભૂલતો નથી, કે ઢીલું કરતો નથી.





# જ્ઞાનીની અંતર્મુખ વૃત્તિ



દેહાદિથી ભિન્ન ચિદાનંદસ્વરૂપ આત્માના ભાનપૂર્વક, બાહ્ય પદાર્થો તરફની પ્રવૃત્તિ છોડીને અંતરમાં ઠરવા માટે જ્ઞાની એમ વિચારે છે કે–

> यन्मया दृश्यते रूपं तन्न जानाति सर्वथा।
> जानन्न दृश्यते रूपं ततः केन ब्रवीम्यहम्॥ १८॥

ઇંદ્રિયજ્ઞાનનો વેપાર બાહ્ય પદાર્થોમાં જ છે; ઇંદ્રિયજ્ઞાન-દ્વારા બાહ્યમાં જે કાંઈ દેખાય છે તે તો અચેતન છે, શરીરનું રૂપ વગેરે દેખાય છે તે તો અચેતન છે, તે જરા પણ જાણતું નથી. હું તેના ઉપર રાગ કરું કે દ્વેષ કરું તો પણ તેને કાંઈ ખબર નથી કે આ મારા ઉપર રાગ કે દ્વેષ કરે છે; એટલે રાગ-દ્વેષ પણ નિરર્થક છે. મારા અભિપ્રાયને તે જાણતું જ નથી, તો હું તેની સાથે શું બોલું? અને જે જાણનારા છે એવા અન્ય જીવોનું રૂપ તો મને ઇંદ્રિયજ્ઞાન દ્વારા દેખાતું નથી; માટે બહારમાં હું કોની સાથે બોલું? આત્મા તો ઇંદ્રિયનો વિષય બનતો નથી ને જડ અચેતન શરીર તો કાંઈ જાણતું નથી, તેથી તેની સાથેનો બકવાદ વ્યર્થ છે; માટે બાહ્ય પ્રવૃત્તિ જ બધી વ્યર્થ છે, તેથી ઇંદ્રિયો તરફનો વેપાર છોડીને હું મારા જ્ઞાનને અંતર્મુખ કરું છું.–એમ જ્ઞાની ભાવના ભાવે છે. આ રીતે બાહ્ય વિષયો તરફનું વલણ છોડીને જ્ઞાનને આત્મામાં એકાગ્ર કરવું તેમાં જ શાંતિ અને સમાધિ છે. જ્ઞાનને બાહ્ય વિષયોમાં ભટકાવવું તે તો અશાંતિ અને વ્યગ્રતા છે.

એક વાર દૃઢ નિર્ણયથી પોતાના વેદનમાં જ એમ ભાસવું જોઈએ કે અરે! બાહ્ય વલણમાં ક્યાંય કોઈ પણ વિષયમાં રંચમાત્ર સુખ મને વેદાતું નથી, બાહ્ય વલણમાં તો એકલી આકુળતા છે, ને અંતર તરફના વલણમાં જ શાંતિ અને અનાકુળતા છે; માટે મારે મારા સ્વભાવમાં જ અંતર્મુખ થવા જેવું છે.—આવા નિર્ણયના જોરે અંતર્મુખ થતાં વિકલ્પ તૂટીને અતીન્દ્રિય આનંદનો અનુભવ થાય છે.

સમાધિ કેમ થાય એટલે આત્માને શાંતિ કેમ થાય? તેની આ વાત છે. બહિર્મુખપણું છોડીને એકદમ અંતર્મુખ થવાની આ વાત છે. ઇંદ્રિયજ્ઞાનનો વેપાર બાહ્યમાં છે ને તેનાથી તો જડ શરીર દેખાય છે, તે જડમાં તો કાંઈ સમજવાની તાકાત નથી, તો તેની સાથે હું શું વાત કરું? અને સામાનો અતીન્દ્રિય આત્મા તો કાંઈ ઇંદ્રિયજ્ઞાનથી દેખાતો નથી; માટે પરને સમજાવવાની કે પર સાથે વાત કરવાની બાહ્યવૃત્તિ છોડીને પોતાના આત્માને લક્ષમાં લઈને ઠરવાનું છે—એમ જ્ઞાની ભાવના ભાવે છે.

અહો! આ મારો આત્મા તો જ્ઞાન જ છે; તેને જ્ઞાનસ્વભાવથી બહાર લક્ષ જઈને જે કોઈ શુભ-અશુભ વિકલ્પ ઊઠે તે વિકલ્પ નિરર્થક છે. આત્મા તો ઇંદ્રિયથી ગ્રાહ્ય નથી, ઇંદ્રિયથી તો શરીર દેખાય છે, તે શરીર તો અચેતન—જડ છે, તેનામાં એવી તાકાત નથી કે મારા ભાવને જાણી શકે. મારા ભાવને જાણનારો જે આત્મા છે તે તો ઇંદ્રિયદ્વારા ગ્રાહ્ય થતો નથી; માટે ઇંદ્રિય તરફનો ઝુકાવ છોડીને હું તો સ્વસન્મુખ એકાગ્ર રહું છું. આ મારા આત્મા સિવાય બીજું જે કાંઈ છે તે બધુંય મારાથી બાહ્ય છે. જ્યારે ઇંદ્રિયો વડે બાહ્ય વેપાર થાય છે ત્યારે જીવ તો તેનાથી દેખાતો નથી, ને જડ દેખાય છે તે તો કાંઈ સમજતું નથી, તો હું કોની સાથે જ્ઞાનને જોડું? કોની સાથે બોલું? કોને સમજાવું? જુઓ, આ ભેદજ્ઞાન! આવું જ્ઞાન કરે ત્યાં પર

તરફનું જોર તૂટી જાય. જ્ઞાનને અંતર્મુખ કરીને સ્વસંવેદનથી પોતે પોતાને જાણવો એવો આનો અભિપ્રાય છે. પછી બહારમાં વૃત્તિ જાય ને વિકલ્પ ઊઠે પણ તેના અભિપ્રાયનું જોર તો સ્વ-સંવેદન તરફ જ છે. મારા વિકલ્પથી કાંઈ પર જીવો સમજતા નથી, તેમ જ તે વિકલ્પ મને મારા સ્વસંવેદનમાં પણ સહાયક નથી,–આમ જાણીને ધર્મી પોતાના સ્વભાવ તરફ વળે છે, ને તેમાં એકાગ્ર થાય છે,–તેનું નામ સમાધિ છે. જેને આવું ભેદજ્ઞાન નથી ને 'હું બીજાને સમજાવી દઉં' એવા અભિપ્રાયનું જોર છે તે કદી બહિર્મુખપણું છોડીને અંતર્મુખ થતો નથી ને તેને રાગ-દ્વેષરહિત સમાધિ થતી નથી.

અરે, મારા ચૈતન્યસ્વરૂપથી બહાર જયાં જોઉં છું ત્યાં બહા-રમાં તો જડ અચેતન શરીરાદિ દેખાય છે, તે તો મડદું છે, તે મડદા સાથે હું શું બોલું? અને ચૈતન્યસ્વરૂપ જીવ અમૂર્ત છે તે તો બહારમાં દેખાતો નથી, જે દેખાતો નથી તેની સાથે પણ હું શું બોલું? જ્યાં ચૈતન્યને દેખવા જાઉં છું ત્યાં તો અંતર્-દૃષ્ટિ થાય છે ને બાહ્યલક્ષ તથા વિકલ્પ છૂટી જાય છે; ત્યાં કોની સાથે બોલું? એટલે કે બહારમાં લક્ષ જ કરવા જેવું નથી; હું તો જ્ઞાયકસ્વરૂપ જ છું ને મારા જ્ઞાયકસ્વરૂપમાં જ હું રહીશ. વિકલ્પ ઊઠે ને પર લક્ષ જાય કે પરને સમજાવવાની વૃત્તિ ઊઠે તે મારું સ્વરૂપ નથી, તેનાથી મને લાભ નથી; તેમ જ બીજા જીવોને પણ વાણીથી કે વાણી તરફના લક્ષથી લાભ નથી, તે જીવો પણ પરલક્ષ છોડીને પોતાના જ્ઞાયકસ્વરૂપમાં વળશે ત્યારે જ તેમને લાભ થશે.–એમ જાણીને જ્ઞાની અંતરમાં ઠરે છે.

જ્ઞાયકતત્ત્વમાંથી કાંઈ વાણીનો ધ્વનિ નથી ઊઠતો, તે વાણીનો ધ્વનિ તો જડપરમાણુઓમાં ઊઠે છે. વાણી તરફનો વિકલ્પ ઊઠે તે પણ જ્ઞાયકતત્ત્વમાંથી નથી ઊઠતો, જ્ઞાન પર લક્ષમાં અટકતાં વિકલ્પ ઊઠ્યો છે, તે જ્ઞાનનું સ્વરૂપ નથી. આવા જ્ઞાનસ્વરૂપને નક્કી કરે તો અંદર અપૂર્વ શાંતિ ને સમાધિ થાય. (૧૮)

# સમાધિ માટે નિર્વિકલ્પતત્ત્વની ભાવના

બાહ્ય વિકલ્પ છોડીને, અંતરનો વિકલ્પ પણ છોડવા માટે ધર્મી વિચારે છે કે–

यत्परैः प्रतिपाद्योऽहं यत्परान् प्रतिपादये।
उन्मत्तचेष्टितं तन्मे यदहं निर्विकल्पकः॥ १९॥

હું ઉપાધ્યાયાદિ પરવડે પ્રતિપાદ્ય થાઉં એટલે કે બીજા વડે હું સમજું, કે હું બીજાને પ્રતિપાદન કરીને સમજાવું,–આવો જે વિકલ્પ છે તે મારી ઉન્મત્ત ચેષ્ટા છે, કેમકે ખરેખર હું નિર્વિકલ્પ છું; વિકલ્પવડે કે વચનવડે ગ્રાહ્ય થાય એવું મારું સ્વરૂપ નથી.–આ રીતે જ્ઞાની અંતરંગ વિકલ્પોને પણ છોડીને નિર્વિકલ્પ સ્વસંવેદનમાં ઠરવા માંગે છે.

ચૈતન્યસ્વરૂપ આત્મા પોતે પોતાથી જ સ્વસંવેદ્ય છે; તે પોતાની જાગૃતિ વગર બીજા કોઈથી સમજે એવો નથી. માટે જ્ઞાતાસ્વભાવથી બહાર વૃત્તિ જાય ને બીજા પાસેથી સમજવાની કે બીજાને સમજાવવાની વૃત્તિ ધર્મીને ઊઠે તે પણ મોહની ચેષ્ટા હોવાથી તેને અહીં ઉન્મત્ત ચેષ્ટા કહી છે. ‘ઉન્મત્ત ચેષ્ટા’નો અર્થ એમ ન સમજવો કે જે ઉપદેશ કરે તે બધા અજ્ઞાની છે.–ઉપદેશની વૃત્તિ તો જ્ઞાનીને આવે; પણ ઉપદેશમાં ભેદથી પ્રતિપાદન થાય છે; તે ભેદદ્વારા અભેદ આત્માનું ગ્રહણ થતું નથી માટે ભેદની વૃત્તિ ઊઠે તે ઉન્મત્ત ચેષ્ટા છે એટલે કે મોહનો ઉન્માદ છે; તે મારા જ્ઞાનનું સ્વરૂપ નથી. મારા આત્માનું સ્વરૂપ તો નિર્વિકલ્પ–અતીન્દ્રિયજ્ઞાનથી ગ્રાહ્ય છે, વિકલ્પથી ગ્રાહ્ય નથી.–એમ જે નથી જાણતો, ને બીજાના શબ્દોથી હું સમજી જાઉં કે હું વિકલ્પવડે બીજાને સમજાવી દઉં–એમ માને છે તેને તો મિથ્યાત્વનો મોટો ઉન્માદ છે. ધર્મી જાણે છે કે વાણીથી કે

વિકલ્પથી આત્મા ગ્રાહ્ય થાય તેવો નથી; વાણીમાં ને વિકલ્પમાં તો ભેદથી પ્રતિપાદન આવશે, "આત્મા દર્શન–જ્ઞાન–ચારિત્ર-સ્વરૂપ છે" એમ પ્રતિપાદન કરે તો તેમાં પણ ભેદ છે, તે વાણીના કે ભેદના લક્ષે આત્માના નિર્વિકલ્પ સ્વરૂપનું ગ્રહણ થતું નથી, માટે ભેદનો વિકલ્પ ઊઠે તે પણ મોહની ચેષ્ટા છે, મારા જ્ઞાયક-તત્ત્વમાં તે વિકલ્પનો પ્રવેશ નથી.

જુઓ, આ અંતર્મુખદૃષ્ટિનો અભિપ્રાય! હું તો જ્ઞાયક જ છું, વિકલ્પ કે વાણી મારું સ્વરૂપ નથી. ઉપદેશની વૃત્તિ આવે ને વાણીનો ધોધ છૂટતો હોય તે વખતે પણ જ્ઞાનીને આવી જ્ઞાયકતત્ત્વની દૃષ્ટિ છૂટતી નથી. અને જે વિકલ્પ ઊઠ્યો છે તેને પણ જ્ઞાનતત્ત્વથી ભિન્ન, મોહનું કાર્ય જાણે છે; તે વિકલ્પ અસ્થિરતાની ચેષ્ટા છે એમ જાણે છે એટલે તેનું જોર વિકલ્પ ઉપર નથી જતું પણ જ્ઞાયકસ્વભાવ તરફ જ તેનું જોર રહે છે. તેથી તેને વિકલ્પ તૂટીને સ્વરૂપમાં સ્થિરતારૂપ સમાધિ થાય છે.

અહો, આચાર્યદેવ કહે છે કે પરમ ઉપશાંત ચૈતન્યતત્ત્વના આનંદમાંથી બહાર નીકળીને અસ્થિરતામાં જે વિકલ્પો ઊઠે છે તે મારી ઉન્મત્ત–ચેષ્ટા છે. જુઓ તો ખરા! આ છઠ્ઠા–સાતમા ગુણસ્થાને ઝૂલતા ને પંચપરમેષ્ઠીપદમાં ભળેલા એવા શ્રી પૂજ્યપાદ સ્વામી કહે છે કે અરે! અમારા અતીન્દ્રિય આનંદના વેદનમાંથી બહાર નીકળીને પરને સમજાવવાનો વિકલ્પ ઊઠે તે પણ નિરર્થક ઉન્મત્તવત્ ચેષ્ટા છે. જે શુભ રાગના વિકલ્પને આચાર્યદેવ ઉન્મત્તચેષ્ટા કહે છે તે શુભરાગથી અજ્ઞાની મૂઢજીવો સંવર–નિર્જરા થવાનું માને છે. અરે! વીતરાગી સંતોએ જેને ઉન્મત્ત-ચેષ્ટા કીધી તેને મૂઢ જીવો ધર્મ માને છે, પણ તેમની તે માન્યતા ઉન્મત્ત જેવી છે. રાગ અને ધર્મ વચ્ચેનો વિવેક નહિ જાણતા હોવાથી તેઓ ઉન્મત્ત જેવા છે. ભગવાન ઉમાસ્વામી તત્ત્વાર્થ-સૂત્રજીમાં કહે છે કે 'सदसतोरविशेषाद्यदृच्छोपलब्धेरुन्मत्तवत्'

અર્થાત્ મિથ્યાદૃષ્ટિ જીવ સત્ અને અસત્‌ને અવિશેષપણે પોતાની સ્વેચ્છાથી ઉન્મત્તની જેમ ગ્રહણ કરે છે, તેને સત્–અસત્‌નો વિવેક નથી તેથી તેનું જ્ઞાન મિથ્યા છે. જે જીવ શુભરાગથી ધર્મ માને છે તે પણ રાગને અને ધર્મને એકપણે માને છે એટલે સત્–અસત્‌ને એકપણે માને છે તેથી તે મિથ્યાદૃષ્ટિ ઉન્મત્ત છે. અહીં તો એવું મિથ્યાત્વ ટળ્યા પછી પણ, અસ્થિરતાના રાગની જે ચેષ્ટા છે તે પણ નિરર્થક હોવાથી તેને ઉન્મત્તચેષ્ટા જાણીને, સંતો તે છોડીને સ્વરૂપમાં ઠરવાની ભાવના ભાવે છે–તેની વાત છે.

જુઓ તો ખરા આ વીતરાગમાર્ગ! એક શુભ વિકલ્પ પણ વીતરાગમાર્ગમાં પાલવતો નથી. વસ્તુનું સ્વરૂપ વિકલ્પાતીત છે, તેના અનુભવરૂપ વીતરાગમાર્ગ છે; અને તેમાં જ આનંદ તથા સમાધિ છે. (૧૯)





ચૈતન્યસ્વરૂપની સ્વાનુભૂતિમાં રમતા જ્ઞાનીઓને દેખીને મુમુક્ષુને સ્વાનુભવની પ્રેરણા જાગે છે.



# સ્વસંવેદ્ય આત્માની ભાવના

## આત્મા સ્વભાવને છોડતો નથી, ને પરભાવને ગ્રહતો નથી

❊

સમકિતી અંતરાત્મા સ્વસંવેદનથી પોતાના નિર્વિકલ્પ આત્મસ્વરૂપને કેવું જાણે છે તે કહે છે—

यदग्राह्यं न गृह्णाति गृहीतं नापि मुंचति ।
जानाति सर्वथा सर्वं तत्स्वसंवेद्यमस्म्यहम् ॥ २० ॥

અગ્રાહ્ય એવા ક્રોધાદિ વિકારી ભાવોને પોતાના સ્વરૂપમાં જે ગ્રહતો નથી, અને ગૃહીત એવા પોતાના અનંત જ્ઞાનાદિસ્વરૂપને જે કદી છોડતો નથી, જે સર્વથા સર્વને જાણે છે-એવો સ્વસંવેદ્ય હું છું.-એમ ધર્મી જાણે છે.

હું તો સદાય જ્ઞાન-દર્શન-આનંદસ્વરૂપ જ છું, શરીર-મન-કર્મ-રાગ-દ્વેષ વગેરેને મારા સ્વરૂપમાં મેં કદી ગ્રહ્યા જ નથી, મારા જ્ઞાનસ્વરૂપથી તે જુદા ને જુદા જ છે. મારો સહજસ્વભાવ જ્ઞાન-આનંદસ્વરૂપ છે તેને હું કદી છોડતો નથી; મારો આત્મા ક્રોધાદિ સ્વરૂપ નથી પણ સર્વનો જાણનાર જ છે – આવો આત્મા જ હું છું-એમ અંતરાત્મા પોતાના સ્વસંવેદનથી અનુભવે છે.

જુઓ, આ સમકિતીનો આત્મા ! સમકિતી પોતાના આત્માને શરીરરૂપ કે રાગાદિરૂપ નથી માનતો, પણ જ્ઞાયકસ્વરૂપ જ માને છે. આત્મા ગૃહીત એવા પોતાના સહજ જ્ઞાનાદિ સ્વરૂપને છોડતો નથી. જ્ઞાનાદિને 'ગૃહીત' કહ્યા એનો અર્થ એમ નથી કે તેને આત્માએ નવા ગ્રહણ કર્યા છે; પરંતુ અનાદિથી જ આત્મા તે જ્ઞાનાદિસ્વરૂપ જ છે, તે સ્વરૂપથી આત્મા કદી છૂટતો નથી; અને

ક્રોધાદિસ્વરૂપ કદી થઈ જતો નથી. ક્ષણિક પર્યાયમાં ક્રોધાદિ છે પણ તે પર્યાય જેટલો જ આત્મા સમકિતી માનતો નથી, તે ક્રોધાદિને પોતાના સ્વરૂપથી બાહ્ય જાણે છે, ને જ્ઞાનઆનંદમય સ્વભાવને જ તે પોતાના અંતરસ્વરૂપે ગ્રહણ કરે છે. શ્રદ્ધાજ્ઞાનમાં જે ચિદાનંદસ્વભાવને ગ્રહણ કર્યો તેને ધર્મી કદી છોડતા નથી, અને ક્રોધાદિને પોતાના સ્વરૂપમાં એકમેક માનીને કદી ગ્રહણ કરતા નથી, તેને પોતાના સ્વરૂપથી જુદા જ જાણે છે. આ રીતે સ્વસંવેદનમાં ઉપયોગસ્વરૂપ આત્માને ક્રોધાદિથી જુદા અનુભવવો તે પરમાત્મા થવાનો ઉપાય છે.

મારો આત્મા ઉપયોગસ્વરૂપ છે તે ઉપયોગમાં જ છે, ને ક્રોધાદિમાં નથી; તથા ક્રોધાદિભાવો મારા ઉપયોગમાં નથી; આવું ભેદજ્ઞાન જ્યારે થાય છે ત્યારે તે અંતરાત્મા ક્રોધાદિ પરભાવોમાં એકતાપણે કદી પરિણમતો જ નથી, ક્રોધાદિને આત્માના સ્વરૂપપણે ગ્રહતો નથી, અને 'હું તો જ્ઞાયક છું'–એમ શ્રદ્ધાજ્ઞાનમાં ગ્રહણ કર્યું છે તેને કદી છોડતો નથી, પોતાના આત્માને જ્ઞાયકસ્વરૂપે જ સ્વીકારે છે.

ધર્મી પ્રમોદથી–નિઃશંકપણે એમ જાણે છે કે અહો ! હું તો જ્ઞાનઆનંદસ્વરૂપ જ રહ્યો છું, રાગાદિને મેં મારા સ્વરૂપમાં કદી ગ્રહ્યા જ નથી, મારો સ્વભાવ કદી રાગાદિરૂપ થઈ ગયો નથી. જ્ઞાનના સ્વાદને અને રાગના સ્વાદને ધર્મી જુદો જુદો જાણે છે. શુદ્ધ જ્ઞાયકસ્વરૂપમાં રાગાદિ પરભાવોને કદી એકપણે તે સ્વીકારતો નથી. શરીરને ગ્રહે કે છોડે, કર્મોને ગ્રહે કે છોડે, રાગાદિને ગ્રહે કે છોડે–એવો આત્માનો સ્વભાવ નથી, આત્માનો સ્વભાવ તો સ્વસંવેદનથી ગ્રાહ્ય એવો જ્ઞાનાનંદરૂપ જ છે. શરીરાદિને હું છોડું–એમ માનનારે તે શરીરાદિને પોતામાં ગ્રહેલા માન્યા છે,–તે વિભ્રમ છે. એ જ પ્રમાણે બહારના આશ્રયે–ઇંદ્રિયો વગેરેથી જ્ઞાનનું ગ્રહણ થાય એમ જે માને છે તેણે પોતાના

આત્માને જ્ઞાનાનંદસ્વરૂપ નથી જાણ્યો, જ્ઞાનને પોતાથી જુદું માન્યું છે, એટલે છોડી દીધું છે,–તે બહિરાત્મા છે. ધર્મી તો જાણે છે કે મેં શરીરાદિને મારામાં કદી ગ્રહ્યા જ નથી કે તેને હું છોડું; તેમજ મારા જ્ઞાનાદિસ્વરૂપને મેં કદી છોડયું જ નથી કે તેને બહારથી ગ્રહણ કરું. હું તો સદાય શરીરાદિથી જુદો જ રહ્યો છું ને મારા જ્ઞાનાનંદસ્વરૂપમાં સદા એકમેકરૂપે જ રહ્યો છું. હું સર્વથા સર્વનો જાણનાર જ છું.–આવો આત્મા સ્વસંવેદનગમ્ય જ છે. જે સ્વસંવેદનથી પોતાના આવા આત્માને જાણે છે તે અંતરાત્મા છે. (૨૦)





આનંદના ધામમાં શોક શા?
સુખના ધામમાં દુઃખ શા?
જ્ઞાનના ધામમાં અજ્ઞાન શા?
મુક્તિના માર્ગમાં મુંઝવણ શી?



## દેહને આત્મા માનીને અજ્ઞાનથી કેવી ચેષ્ટા કરી ? તેનું દૃષ્ટાંતસહિત વર્ણન

ઉપર કહ્યો તેવા આત્મસ્વરૂપના જ્ઞાન વગર પૂર્વે અજ્ઞાનદશામાં મેં કેવી ચેષ્ટા કરી— તે ધર્મી વિચારે છે—

उत्पन्नपुरुषभ्रान्तेः स्थाणौ यद्वद्विचेष्टितं ।
तद्वन्मे चेष्टितं पूर्वं देहादिष्वात्मविभ्रमात् ॥ २१ ॥

જેમ કોઈ પુરુષને ઝાડના ઠૂંઠામાં 'આ પુરુષ છે' એવી ભ્રાંતિ થઈ જાય અને તે ભ્રાંતિને લીધે તેને બોલાવે,—તેના ઉપર ખીજાય, વળી તેને મનાવે—એમ અનેક પ્રકારની વ્યર્થ ચેષ્ટા કરે તેમ મેં પણ પૂર્વે ભ્રમથી આ દેહરૂપ ઠૂંઠાને જ આત્મા માનીને વ્યર્થ ચેષ્ટાઓ કરી, અને તેથી હું દુઃખી થયો.

જેમ કોઈ પુરુષ રાત્રે અંધારામાં કોઈ માણસને મળવા ગયો હોય, ત્યાં ઝાડના ઠૂંઠાને દેખીને ભ્રમણાથી એમ માની લ્યે કે આ માણસ છે, એમ માનીને તેને બોલાવે,—'ભાઈ બોલોને ! કેમ બોલતા નથી ! મારાથી કેમ રીસાણા છો ?' પણ ઠૂંઠું તો કાંઈ બોલે નહિ, એટલે ખીજાઈને તેને બાથ ભરવા જાય, ત્યાં ખબર પડે કે અરે ! આ તો ઝાડનું ઠૂંઠું ! મેં તેને માણસ માનીને અત્યાર સુધી વ્યર્થ ચેષ્ટાઓ કરી. તેમ અજ્ઞાની જીવ આ દેહને જ આત્મા માની રહ્યો છે, દેહ તો ઝાડના ઠૂંઠા જેવો જડ છે છતાં તેને જ જીવ માનીને 'હું બોલું, હું ખાઉં' એમ અજ્ઞાની વ્યર્થ ચેષ્ટાઓ કરે છે. ધર્મી જાણે છે કે અરે, મેં પણ પહેલાં અજ્ઞાનદશામાં શરીરને આત્મા માનીને ઉન્મત્તવત્ વ્યર્થ ચેષ્ટાઓ કરી; હવે ભાન થયું કે અહો, હું તો જ્ઞાનાનંદસ્વરૂપ જ છું, આ દેહ તો જડ અચેતન છે; દેહથી હું અત્યંત જુદો જ છું, પૂર્વે

પણ જુદો જ હતો પણ ભ્રમથી તેને મારો માનીને મેં વ્યર્થ ચેષ્ટાઓ કરી હતી.

બળદેવ-વાસુદેવને અતિશય પ્રેમ હોય છે; જ્યારે વાસુદેવ મરી જાય છે ત્યારે બળદેવ અતિશય પ્રેમને લીધે તેના મડદાને છ મહિના સુધી સાથે ફેરવે છે, ને જાણે તે હજી જીવતા જ હોય એમ તેની સાથે ચેષ્ટા કરે છે. લક્ષ્મણજી મરી જતાં રામચન્દ્રજી તેના મૃતકશરીરને લઈને ફરે છે ત્યારે કહે છે કે અરે ભાઈ! હવે તો તું બોલ, મારા ઉપર તેં આવી રીસ કદી કરી નથી; સવાર પડે ત્યાં કહે કે ભાઈ લક્ષ્મણ! હવે તો તું ઊઠ, સવાર થઈ ગઈ; ક્યાં સુધી સૂઈ રહીશ? જિનેન્દ્ર ભગવાનની પૂજાનો અવસર ચાલ્યો જાય છે. વળી તેને નવરાવે, તેના મોઢામાં કોળીઓ મૂકીને તેને ખવરાવે-એમ અનેક પ્રકારની ચેષ્ટાઓ મડદા સાથે કરે છે. (-જો કે આ પ્રસંગે પણ રામચંદ્રજી તો આત્મજ્ઞાની હતા, તેમને માત્ર અસ્થિરતાનો મોહ હતો, આત્માને દેહાદિથી ભિન્ન જ જાણતા હતા એટલે અજ્ઞાન ન હતું; પણ અહીં તો મરેલાંને જીવતું માનીને વ્યર્થ ચેષ્ટાઓ કરી તે બતાવવા માટે દૃષ્ટાંત લીધું છે.) તેમ આ શરીર તો સદાય જડ મૃતકકલેવર છે પણ અજ્ઞાની જીવ મોહથી આ શરીર તે જ હું છું એમ માનીને તેની સાથે વ્યર્થ ચેષ્ટાઓ કરે છે. અજ્ઞાની જીવ આ જડ દેહરૂપી મડદાને જીવતું માનીને (એટલે કે તેને જ આત્મા માનીને) અનંતકાળથી તેને સાથે ફેરવી રહ્યો છે; મૃતકકલેવરમાં ચૈતન્ય ભગવાન મૂર્છાઈ ગયો છે. દેહની ચેષ્ટાઓથી જે પોતાને સુખી-દુઃખી માને છે, દેહની ક્રિયા હું કરું એમ માને છે, દેહની ક્રિયા ધર્મનું સાધન થાય એમ માને છે તે બધાય શરીરને જ આત્મા માનનારા છે. તેઓ પોતાના શ્રદ્ધા-જ્ઞાનરૂપી ખભા ઉપર જડ મડદાને જ ધારણ કરીને ભવભ્રમણમાં રખડી રહ્યા છે. રામચંદ્રજીને તો જ્યારે ખભે લક્ષ્મણનું મડદું હતું ત્યારે

પણ અંતરના શ્રદ્ધા-જ્ઞાનમાં પોતાના ચિદાનંદસ્વભાવનું જ ગ્રહણ હતું, રાગનું કે દેહાદિનું એક ક્ષણ પણ ગ્રહણ ન હતું. અરે! અજ્ઞાનદશામાં ચૈતન્યતત્ત્વને ચૂકીને ભ્રમથી જીવ કેવી કેવી વ્યર્થ ચેષ્ટાઓ કરી રહ્યો છે તેની તેને પોતાને ખબર નથી. જ્યારે જીવ પોતે જ્ઞાની થયો ત્યારે તેને ખબર પડી કે અરે! પૂર્વે અજ્ઞાનદશામાં મેં કેવી નકામી ચેષ્ટાઓ કરી! (૨૧)





સ્વને જાણું પરને જાણું;
સ્વમાં પરને કદી ન માનું.



સુખને ઇચ્છું દુઃખથી ડરું
મિથ્યા ભાવો કદી ન કરું



## દેહ અને આત્માની ભિન્નતા જાણતાં શું થયું?

*

અજ્ઞાનદશામાં તો દેહને જ આત્મા માનીને ભ્રમથી વ્યર્થ ચેષ્ટાઓ કરી; પણ હવે દેહથી ભિન્ન ચૈતન્યમૂર્તિ આત્માનું ભાન થતાં જ્ઞાનીની ચેષ્ટા કેવી થઈ જાય છે તે બતાવે છે—

यथाऽसौ चेष्टते स्थाणौ निवृत्ते पुरुषाग्रहे ।
तथा चेष्टोऽस्मि देहादौ विनिवृत्तात्मविभ्रमः ॥२२॥

જ્ઞાની વિચારે છે કે, જેમ ઝાડના ઠૂંઠાને પુરુષ માનીને વ્યર્થ ચેષ્ટા કરનાર તે મનુષ્યને જ્યારે ખબર પડે કે અરે, આ તો પુરુષ નથી પણ ઝાડનું ઠૂંઠું છે,–ત્યારે તેની સાથે ઉપકાર-વાતચીત વગેરેની ચેષ્ટા છોડી દે છે; તેમ મેં અજ્ઞાનદશામાં તો દેહને જ આત્મા માનીને વ્યર્થ ચેષ્ટાઓ કરી, ને હું દુઃખી થયો, પણ હવે મને ભાન થયું કે અરે, આ દેહ તો જડ છે, તે મારો ઉપકારી કે અપકારી નથી, તે મારાથી ભિન્ન છે; હું તો અરૂપી ચિદાનંદ આત્મા છું.–આવું ભાન થતાં શરીરની ચેષ્ટાઓ પ્રત્યે હવે મને ઉદાસીનતા થઈ ગઈ છે, અર્થાત્ શરીરની ચેષ્ટા મારી છે—એમ હવે મને જરા પણ ભાસતું નથી, શરીરની ચેષ્ટાવડે મારું કાંઈ સુધરે કે બગડે—એવી ભ્રમણા હવે છૂટી ગઈ છે. મારી ચેષ્ટા તો જ્ઞાનચેતનામય છે.

આ દેહાદિથી જુદો, જ્ઞાનાનંદસ્વરૂપ જ હું છું—એવું જ્યાં સ્વસંવેદનથી સમ્યક્ ભાન થયું ત્યાં ધર્માત્મા જાણે છે કે અરે! અત્યારસુધી તો પત્થરમાં પુરુષની ભ્રાંતિની માફક આ અચેતન શરીરને જ મેં આત્મા માન્યો ને તેની સાથે વ્યર્થ ચેષ્ટાઓ કરી. જેમ અંધારાને લીધે કોઈ પુરુષ પત્થરને કે ઝાડના ઠૂંઠને પુરુષ માનીને તેને બોલાવે, તેના ઉપર પ્રેમ કરે, તેની સાથે લડે, લડતાંલડતાં ને પોતાના ઉપર પડે ત્યાં એમ માને કે

આણે મને દાબ્યો, અને કહે કે ભાઈસાબ! હવે ઊઠ....એમ અનેક પ્રકારે તેની સાથે ભ્રાંતિથી ચેષ્ટા કરે....પણ જ્યાં પ્રકાશ થાય ને દેખાય કે અરે, આ તો પુરુષ નથી પણ પત્થર છે-ઠૂંઠ છે, મેં ભ્રાંતિથી વ્યર્થ ચેષ્ટા કરી....!-તેમ અજ્ઞાનરૂપી અંધારાને લીધે અજ્ઞાની અચેતન શરીરાદિને જ આત્મા માનીને તેની સાથે પ્રીતિ કરતો, બાહ્ય વિષયોને પોતાના ઇષ્ટ-અનિષ્ટકારી માનીને તેમના પ્રત્યે રાગ-દ્વેષ કરતો, હું જ ખાઉં છું-હું જ પીઉં છું, હું જ બોલું છું, આંખથી હું દેખું છું, આ ઇંદ્રિયો હું જ છું-એમ માનીને અનેક પ્રકારે ભ્રાંતિથી ચેષ્ટા કરતો, પણ હવે જ્યાં જ્ઞાનપ્રકાશ થયો....ને સ્વસંવેદનવડે આત્માને દેહથી ભિન્ન જાણ્યો ત્યાં ધર્મી જાણે છે કે અરે! આ દેહ તો અચેતન છે, તે હું નથી, છતાં તેને જ આત્મા માનીને અત્યારસુધી મેં વ્યર્થ ચેષ્ટાઓ કરી, પણ હવે એ ભ્રાંતિ ટળી ગઈ છે. જડ શરીરથી ભિન્ન આત્મા જાણ્યો છે એટલે જ્ઞાની ઇંદ્રિયોનો દાસ નથી પણ તેનાથી ઉદાસ છે, અને અતીન્દ્રિય-આત્માનો દાસ (ઉપાસક) છે. અજ્ઞાની તો જડ-ઇંદ્રિયોને પોતાની માનીને તેનો જ દાસ થઈ રહ્યો છે. કાન-આંખ વગેરે ઇંદ્રિયો સારી હોય તો હું શબ્દનું શ્રવણ, રૂપનું અવલોકન બરાબર કરી શકું-એમ માનીને અજ્ઞાની ઇંદ્રિયવિષયોમાં જ રાગ-દ્વેષ કરતો થકો તેનો દાસ થઈને, વિષયોનો ગુલામ થઈને વર્તે છે. મારો આત્મા પોતે જ્ઞાનાનંદસ્વરૂપ છે,-ઇંદ્રિયોથી પાર છે-એવા સમ્યક્‌ભાનમાં ધર્મી જિતેન્દ્રિય વર્તે છે. તે જાણે છે કે મારું જ્ઞાન કે મારો આનંદ ઇંદ્રિયવિષયોમાં નથી. હું પોતે જ જ્ઞાન ને આનંદસ્વરૂપ છું,-એટલે તેને બાહ્યવિષયોમાં આત્મબુદ્ધિ નથી.

આ આત્મા જ શરીર છે-એમ સીધી રીતે ભલે ન કહે, પણ બાહ્યવિષયોથી જ્ઞાન ને આનંદ થવાનું જે માને છે તે જીવ શરીરને જ આત્મા માને છે, ને પોતાને શરીરરૂપ જ માને છે.

જીવ જેનાથી પોતાને જ્ઞાન ને સુખ થવાનું માને તેને ‘આત્મા’ જ માને છે. જે ઇંદ્રિયોથી કે પરથી જ્ઞાનાનંદ થવાનું માને છે તે, જડને જ આત્મા માનીને તેના દાસપણે વર્તે છે. ધર્મી જાણે છે કે મેં પણ પૂર્વે અજ્ઞાનદશામાં ભ્રમણાથી દેહને જ આત્મા માનીને ચેષ્ટાઓ કરી....પણ હવે ભાન થયું કે આ દેહ તો મારાથી અત્યંત જુદો અચેતન છે; જેમ લાકડાનો થાંભલો મારાથી જુદો છે તેમ આ દેહ પણ મારાથી જુદો છે. હું તો અરૂપી ચૈતન્યસ્વરૂપી સ્વસંવેદ્ય છું. શરીરથી મારી જાત જ જુદી છે.

* શરીર રૂપી, હું અરૂપી;
* શરીર જડ, હું ચેતન;
* શરીર સંયોગી, હું અસંયોગી;
* શરીર વિનાશી, હું અવિનાશી;
* શરીર આંધળું, હું દેખતો;
* શરીર ઇંદ્રિયગ્રાહ્ય, હું અતીન્દ્રિય–સ્વસંવેદનગ્રાહ્ય;
* શરીર મારાથી બાહ્ય પરતત્ત્વ,
અને હું અંતરંગ ચૈતન્યમૂર્તિ સ્વતત્ત્વ;

–આ રીતે શરીરને અને મારે અત્યંત ભિન્નતા છે.

આવા અત્યંત ભિન્નપણાના વિવેકથી જ્યાં ભેદજ્ઞાન થયું અને યથાર્થ તત્ત્વશ્રદ્ધાનરૂપ સમ્યગ્દર્શન થયું ત્યાં શરીરાદિમાં આત્મબુદ્ધિનો ભ્રમ છૂટી ગયો, શરીરના સુધરવા–બગડવાથી મારું કાંઈ સુધરે કે બગડે–એવો ભ્રમ છૂટી ગયો, ને દેહાદિ પરદ્રવ્યોથી ઉપેક્ષિત થઈને ચિદાનંદસ્વભાવમાં વળ્યો....આનું નામ સમાધિ છે. ભિન્ન આત્મતત્ત્વના ચિંતન વિના સમાધિ થાય જ નહિ. પરદ્રવ્યોથી આત્માને ભિન્ન જાણ્યા વિના તેમનાથી ઉપેક્ષા થાય

નહિ. પરદ્રવ્યોથી ઉપેક્ષા વિના સ્વતત્ત્વમાં એકાગ્રતા કેવી? અને સ્વતત્ત્વમાં એકાગ્રતા વગર સમાધિ કેવી? સમાધિ વગર સુખ કે શાંતિ કેવાં? માટે સૌથી પહેલાં ભેદજ્ઞાનના અભ્યાસવડે દેહાદિથી ભિન્ન જ્ઞાનાનંદસ્વરૂપ આત્માને જાણવો તે જ સમાધિનું મૂળ છે. (૨૨)





જ્ઞાનભાવ છે સુખનું ધામ;
રાગતણું ત્યાં શું છે કામ?



આતમલક્ષ્મી ખોલ ખજાના,
જો તું ચાહે મોક્ષમેં જાના.



# હું મારા ચૈતન્ય-ચિહ્નથી સ્વસંવેદ્ય છું. બાહ્યચિહ્ન હું નથી



હવે, 'હું પુરુષ, હું સ્ત્રી, હું નપુંસક' એમ બાહ્ય લિંગમાં આત્માની જે ભ્રમણા, તેમજ 'હું એક, હું બે' ઇત્યાદિ સંખ્યામાં આત્માની જે ભ્રમણા, તે દૂર કરવા માટે, લિંગ અને સંખ્યાથી જુદું અસાધારણ આત્મસ્વરૂપ બતાવે છે—

> येनात्मनाऽनुभूयेऽहं आत्मनैवात्मनात्मनि ।
> सोऽहं न तन्न सा नासौ नैको न द्वौ न वा बहुः ॥२३॥

હું મારા આત્માને, ચૈતન્યસ્વરૂપ આત્માવડે આત્માના સ્વસંવેદનથી આત્મામાં જ અનન્યપણે અનુભવું છું; તે જ હું છું. એ સિવાય સ્ત્રી–પુરુષ વગેરે ચિહ્ન કે એક–બે વગેરે સંખ્યાના વિકલ્પો તે હું નથી. સ્વસંવેદનગમ્ય ચૈતન્ય જ મારું ચિહ્ન છે.

સ્ત્રીપણું, પુરુષપણું વગેરે ચિહ્નવડે તો શરીર ઓળખાય છે, પણ તે ચિહ્નવડે કાંઈ આત્મા નથી ઓળખાતો. વ્યાકરણનાં વચનો અને વિભક્તિઓ અરૂપી આત્માને સ્પર્શતા નથી એટલે કે ભાષાના શબ્દોથી ગમ્ય થાય એવો આત્મા નથી, આત્મા તો પોતે પોતાથી જ સ્વસંવેદનગમ્ય છે. આવા આત્માને જે જાણે છે તેને સાચી આત્મભાવના થાય છે, તેને જ સમાધિ–સુખ–શાંતિ અથવા ધર્મ થાય છે.

સમાધિને માટે દેહાદિથી ભિન્ન સ્વસંવેદ્ય જ્ઞાનાનંદસ્વરૂપી આત્માની ભાવનાનું આ વર્ણન ચાલે છે. પુરુષપણું–સ્ત્રીપણું વગેરે શરીરના આકારો તે હું નથી, તેમજ તે સંબંધી વિકાર પણ ઉપાધિભાવ છે, તે મારા સ્વસંવેદ્ય આત્માથી બાહ્ય છે. વળી હું એક છું–અનેક છું ઇત્યાદિ વિકલ્પોથી પણ હું પાર છું; બાહ્ય લિંગો અને

સંખ્યાના ભેદોથી પાર જ્ઞાનાનંદસ્વરૂપ જ હું છું. શરીર આધેય ને હું તેનો આધાર, અથવા હું આધેય ને શરીર મારો આધાર—એવું આધાર–આધેયપણું તો મારે નથી; તેમજ જ્ઞાનાદિ ગુણો આધાર ને આત્મા આધેય—એવો આધારઆધેયનો ભેદ પણ મારા એકાકાર સ્વરૂપમાં નથી, આધાર–આધેયના ભેદવડે અનુભવમાં આવું એવો હું નથી, ભેદના વિકલ્પરહિત નિર્વિકલ્પ સ્વસંવેદન-ગમ્ય હું છું—આમ ધર્મી પોતાના આત્માની ભાવના કરે છે. (૨૩)



જેનામાં સુખ છે—તેને જાણતાં સુખ થાય છે.
જેનામાં સુખ નથી તેને જાણતાં સુખ થતું નથી.

## હું જાગૃત છું, અતીન્દ્રિય છું, સ્વસંવેદ્ય છું

*

હવે જ્ઞાનીને કોઈ પૂછે કે તમે જે આત્માને અનુભવો છો તે કેવો છે? કેવા આત્મસ્વરૂપને તમે અનુભવો છો?–એમ પૂછતાં જ્ઞાની કહે છે કે–

यदभावे सुपुप्तोऽहं यद्भावे व्युत्थितः पुनः ।
अतीन्द्रियमनिर्देश्य तत्स्वसंवेद्यमस्म्यहम् ॥ २४ ॥

જેના અભાવમાં હું સુષુપ્ત હતો એટલે કે જે શુદ્ધાત્માના સંવેદનની ઉપલબ્ધિ વિના અજ્ઞાનરૂપી ઘોર નિદ્રાથી હું ઘેરાયેલો હતો, મારા જ્ઞાનચક્ષુ બીડાઈ ગયા હતા, અને હવે જેના સદ્‌ભાવથી હું જાગૃત થયો, જે શુદ્ધાત્માના સંવેદનની ઉપલબ્ધિ થતાં મારા જ્ઞાનચક્ષુ ખૂલી ગયા, તથા જે ઇંદ્રિયો અને વિકલ્પોથી અગોચર, અતીન્દ્રિય છે, એવો સ્વસંવેદ્ય હું છું. આવા સ્વસંવેદ્ય આત્મારૂપે જ હું મને અનુભવું છું. એ સિવાય દેહાદિ કોઈ પરદ્રવ્યો મને મારાપણે જરા પણ ભાસતા નથી. આ રીતે સમ્યગ્જ્ઞાન થતાં આત્માને પોતાના સ્વરૂપની નિઃશંક ખબર પડે છે.

જ્યારે હું મારા આત્માને જાણતો ન હતો ત્યારે યથાર્થ તત્ત્વોના જ્ઞાનનો મને અભાવ હતો, કોઈ તત્ત્વોના સ્વરૂપને હું યથાર્થ જાણતો ન હતો અને ગાઢ મોહની નિદ્રામાં સૂતો હતો. પણ હવે શુદ્ધ ચૈતન્યતત્ત્વનું મને ભાન થતાં હું જાગ્યો ને બધા તત્ત્વોના યથાવત્ સ્વરૂપને જાણવારૂપે હું પરિણમ્યો. આવું શુદ્ધ ચૈતન્યતત્ત્વ હું છું, કે જેના અભાનથી હું સુપ્ત હતો ને હવે જેના ભાનથી હું જાગ્યો. કેવું છે મારું સ્વરૂપ? અતીન્દ્રિય છે અને વચનના વિકલ્પોથી અગોચર છે; માત્ર સ્વસંવેદનગમ્ય છે. વ્યવહારના વિકલ્પોથી કે રાગથી ગ્રહણ થાય એવું મારું સ્વરૂપ નથી, મારું સ્વરૂપ તો અંતરના સ્વસંવેદનવડે જ અનુભવમાં

આવે તેવું છે. આવું સ્વસંવેદ્યતત્ત્વ હું છું.

'जो सुत्तो ववहारे सो जोई जग्गए सकज्जम्मि ।
जो जग्गदि ववहारे सो सुत्तो अप्पणे कज्जे ॥'

"મોક્ષપ્રાભૃત"ની આ ગાથામાં કુંદકુંદાચાર્યદેવ કહે છે કે જે જીવો વ્યવહારમાં સૂતેલા છે (એટલે કે વ્યવહાર પ્રત્યે ઉદાસીન છે), તેઓ પોતાના આત્મકાર્યમાં જાગૃત છે; અને જેઓ વ્યવહારમાં જાગે છે એટલે કે વ્યવહારમાં તન્મય વર્તે છે તેઓ પોતાના આત્મકાર્યને માટે ઊંઘે છે. વ્યવહારનો આશ્રય કરીને લાભ માનનાર જીવ અજ્ઞાની છે, તે શુદ્ધઆત્માને જાણતો નથી, તેમજ બીજા તત્ત્વોના સ્વરૂપને પણ તે જાણતો નથી, માટે તે મોહનિદ્રામાં સુતેલો છે. જ્ઞાની તો પોતાના ચિદાનંદસ્વરૂપને દેહાદિથી તથા રાગાદિથી ભિન્ન જાણીને તેની ભાવનામાં જાગૃત છે ને વ્યવહારમાં તે અજાગૃત છે એટલે કે તેને રાગાદિ પ્રત્યેનો ઉત્સાહ તૂટી ગયો છે....ચૈતન્યસ્વરૂપમાં જ ઉત્સાહ વર્તે છે.

ધર્મી કહે છે કે અરે! અત્યાર સુધી મારા ચૈતન્યસ્વરૂપને ભૂલીને હું અજ્ઞાનરૂપી નિદ્રામાં અસાવધાનપણે સુતો....પણ હવે ચૈતન્યસ્વરૂપને જાણીને હું જાગ્યો ને સાવધાન થયો; મેં મારા સ્વરૂપને ઇંદ્રિયોથી પાર જાણ્યું, રાગથી પાર જાણ્યું, સિદ્ધ જેવા અતીન્દ્રિય જ્ઞાન-આનંદસ્વરૂપ મારા આત્મસ્વરૂપને મેં સ્વસંવેદનથી જાણ્યું....તેથી હવે હું જાગૃત છું.

જુઓ, ધર્મી સદાય જાગૃત છે ને અજ્ઞાની તો સદાય અસાવધાનીથી ઊંઘતો છે. હું જ્ઞાનાનંદસ્વરૂપ જ છું એવી આત્મજાગૃતિ ધર્મીને ક્ષણમાત્ર પણ ખસતી નથી, ઊંઘ વખતેય એવી જાગૃતિ-પ્રતીતિ છૂટતી નથી તેથી તે જાગૃત જ છે. અને મિથ્યાદૃષ્ટિને ચૈતન્યસ્વરૂપમાં ઉત્સાહરૂપ જાગૃતિ નથી, આત્માને ભૂલીને તે તો ઊંઘે જ છે; જાગતો હોય-શાસ્ત્ર વાંચતો હોય-ભક્તિ વગેરે

કરતો હોય તોપણ ચિદાનંદસ્વરૂપની જાગૃતિ વિના તે ઊંઘતો જ છે.

કોઈ એમ પણ કહે છે કે 'અજ્ઞાની ઊંઘતા સારા, કેમ કે ઊંઘમાં પાપ ન થાય'-તો તે વાત જૂઠી છે. ઊંઘ વખતેય અજ્ઞાનીને મિથ્યાત્વાદિ પાપોનું સેવન વર્ત્યા જ કરે છે. અને જ્ઞાનીને ઊંઘ વખતેય ચૈતન્યસ્વરૂપની પ્રતીતિરૂપ જાગૃતિ વર્ત્યા જ કરે છે. માટે અહીં તો એક જ નિયમ બતાવ્યો કે જેને શુદ્ધ ચૈતન્યની ઉપલબ્ધિ છે તે જ જાગે છે, અને જેને શુદ્ધ ચૈતન્યની ઉપલબ્ધિ નથી તે ઊંઘે જ છે. 'હું કોણ છું' તેનું મને અજ્ઞાનદશામાં ભાન ન હતું-હું બેભાન હતો; હવે મારા શુદ્ધ ચૈતન્યસ્વરૂપનું ભાન થતાં હું જાગ્યો ને સ્વસંવેદ્ય ચૈતન્યતત્ત્વને જ મેં મારાપણે અનુભવ્યું.-આમ ધર્મી પોતાના આત્મસ્વરૂપને અનુભવે છે.

જેમ ઊંઘમાં સૂતેલા મનુષ્યને આસપાસનું ભાન રહેતું નથી, તેમ દેહમાં આત્મબુદ્ધિ કરીને મોહનિદ્રામાં સૂતેલા પ્રાણીઓને સ્વ-પરનું કાંઈ ભાન નથી. સંતો સ્વ-પરનું ભેદજ્ઞાન કરાવીને તેની મોહનિદ્રા છોડાવે છે, ને તેને જગાડે છે કે અરે જીવ! તું જાગ...જાગ! જાગીને તારા ચૈતન્યપદને જો. તું પરમાં જાગૃતિ કરીને તારા ચૈતન્યપદને ભૂલી રહ્યો છે, એટલે અજ્ઞાનરાત્રિમાં સૂતો છે, તેમાંથી હવે જાગ. જ્ઞાની તો પોતાના ચૈતન્યસ્વરૂપને દૃષ્ટિમાં લઈને તેની સાધનામાં સદા જાગૃત છે. મધરાતે જગતના પ્રાણીઓ નિદ્રામાં સૂતા હોય પણ સંત-મુનિવરો તો મધરાતે પણ ચૈતન્યના ધ્યાનની મસ્તીમાં જાગતા હોય. અહીં તો કહે છે કે જ્યારથી ચિદાનંદસ્વભાવનું સ્વસંવેદન થયું ત્યારથી આત્મા જાગ્યો. અજ્ઞાનીઓ રાગાદિ વ્યવહારમાં જ જાગૃત છે એટલે કે રાગમાં જ ઉત્સાહિત છે, ત્યારે જ્ઞાનીઓ તો રાગમાં ઉત્સાહરહિત છે. આ રીતે જે વ્યવહારમાં અજ્ઞાનીઓ જાગે છે તેમાં જ્ઞાનીઓ

સૂતેલા (એટલે કે આદર વગરના) છે; અને જ્ઞાનીઓ પોતાના જે ચૈતન્યતત્ત્વના સ્વસંવેદનમાં જાગૃત છે તેમાં અજ્ઞાનીઓ સૂતેલા છે-ભાન વગરના છે, તેમનાં જ્ઞાનચક્ષુ બીડાઈ ગયેલાં છે.

જ્યાં અંતર્મુખ થઈને અતીન્દ્રિય આત્માનું સ્વસંવેદન થયું ત્યાં ધર્મીના ચૈતન્યચક્ષુ ખૂલી ગયા, અનાદિની અજ્ઞાનનિદ્રા છોડી ગઈ. તે કહે છે કે અહા! આવા મારા તત્ત્વને અત્યારસુધી કદી મેં નહોતું જાણ્યું, પણ હવે સ્વસંવેદનથી મેં મારા આત્મ-તત્ત્વને જાણી લીધું છે....હવે હું જાગૃત થયો છું. (૨૪)





જ્ઞાની-ધર્માત્મા જગતના કાર્યોનો ઉત્સાહ છોડીને
નિજસ્વરૂપના ઉત્સાહમાં સદાય જાગૃત વર્તે છે.
નિજસ્વરૂપમાં જેનો ઉપયોગ છે તે જાગૃત છે.
ચૈતન્યસ્વરૂપથી જે વિમુખ છે તે ઊંઘતો છે.



# જ્ઞાનસ્વરૂપના અનુભવમાં વીતરાગતા તેમાં શત્રુ-મિત્રનો અભાવ

*

આત્માને સમાધિ કેમ થાય–વીતરાગી શાંતિ કેમ થાય તેનું આ વર્ણન છે. મારો આત્મા દેહથી ભિન્ન જ્ઞાનાનંદસ્વરૂપ છે–એમ પરથી ભિન્ન આત્માને જાણ્યા વગર સમાધિ થાય નહિ. જે પોતાને પરથી ભિન્ન જ્ઞાનાનંદસ્વરૂપ જાણે છે તેને પરમાં 'આ મારો મિત્ર કે આ મારો શત્રુ' એવી બુદ્ધિ રહેતી નથી; એટલે બોધસ્વરૂપ આત્માના લક્ષે તેને એવો વીતરાગભાવ થઈ જાય છે કે કોઈ મારો શત્રુ કે કોઈ મારો મિત્ર એમ તે માનતો નથી. તે વાત હવેની ગાથામાં કહે છે–

> क्षीयन्तेऽत्रैव रागाद्यास्तत्त्वतो मां प्रपश्यतः।
> बोधात्मानं ततः कश्चिन्न मे शत्रुर्न च प्रियः॥२५॥

મારા જ્ઞાનસ્વરૂપ આત્માના અવલોકનથી અહીં જ રાગદ્વેષાદિ દોષો ક્ષય પામી જાય છે, તેથી મારે કોઈ મિત્ર નથી કે કોઈ શત્રુ નથી. જુઓ, આ વીતરાગી સમાધિની રીત! હું તો જ્ઞાનસ્વરૂપ જ છું–એમ નક્કી કરીને પોતાના જ્ઞાનસ્વરૂપની ભાવનામાં રહ્યો ત્યાં બહારમાં કોઈ મને મારા શત્રુ કે મિત્ર ભાસતા નથી, કેમકે જ્ઞાનસ્વરૂપની ભાવનાથી રાગદ્વેષનો નાશ થઈ ગયો છે. જેના ઉપર રાગ હોય તેને પોતાનો મિત્ર માને, તથા જેના ઉપર દ્વેષ હોય તેને શત્રુ માને, પણ હું તો બોધસ્વરૂપ શુદ્ધ ચૈતન્ય છું–એવી ભાવનામાં રાગ–દ્વેષનો ક્ષય થતાં કોઈ મિત્ર કે શત્રુપણે ભાસતાં નથી. પહેલાં આવો વીતરાગી અભિપ્રાય થયા વગર કદી રાગ-દ્વેષનો નાશ થાય નહિ ને વીતરાગી સમાધિ પ્રગટે નહિ. હું જ્ઞાનસ્વરૂપ છું; રાગ-દ્વેષ મારા જ્ઞાન-

સ્વરૂપમાં છે જ નહિ ને બહારના કોઈ મારા શત્રુ કે મિત્ર નથી—આવા વીતરાગી અભિપ્રાયપૂર્વક ચૈતન્યની ભાવનાથી વીતરાગી સમાધિ થાય છે. પણ પરને પોતાનું ઈષ્ટ–અનિષ્ટ માને પરને મિત્ર કે શત્રુ માને તેને રાગદ્વેષ કદી છૂટે નહિ. માટે જ્ઞાનસ્વરૂપ આત્માને જાણીને ભાવના કરવી તે જ રાગાદિના નાશનો ને સમાધિનો ઉપાય છે.

આ શરીરની સેવા કરનાર મારા મિત્ર નથી કેમકે શરીર હું નથી, શરીરનો ઘાત કરનાર મારા શત્રુ નથી કેમકે શરીર હું નથી, હું તો જ્ઞાનસ્વરૂપ છું. મારા જ્ઞાનસ્વરૂપની શ્રદ્ધા–જ્ઞાન કરીને તેની ભાવનાથી રાગાદિનો ક્ષય થતાં મને કોઈ મિત્ર કે શત્રુપણે ભાસતા નથી. સમ્યગ્દષ્ટિ-અંતરાત્મા કોઈ રાજા હોય ને લડાઈનો પણ પ્રસંગ આવી જાય, છતાં તે પ્રસંગેય તેને ભાન છે કે હું તો જ્ઞાનસ્વરૂપ છું, મારા જ્ઞાનસ્વરૂપને આ જગતમાં કોઈ મિત્ર કે વેરી નથી.—આવો વીતરાગી અભિપ્રાય ધર્મીને કોઈ ક્ષણે છૂટતો નથી. અને આવા અભિપ્રાયને લીધે જ્ઞાનાનંદસ્વરૂપની ભાવના કરતાં રાગાદિનો ક્ષય થાય છે. ચોથા ગુણસ્થાને હજી અમુક રાગ-દ્વેષ થાય છે તેટલો દોષ છે પણ કોઈ પરને શત્રુ કે મિત્ર માનીને તે રાગદ્વેષ થતા નથી, તેમજ જ્ઞાનસ્વરૂપમાં તે રાગદ્વેષ કર્તવ્યપણે ભાસતા નથી; 'હું જ્ઞાનસ્વરૂપ છું' એવી આત્મભાવનાના જોરે ધર્મીને રાગાદિ નાશ થતા જાય છે.

જ્યાંસુધી આ જીવ પોતાના નિજાનંદસ્વભાવના સહજ-અમૃતનું પાન નથી કરતો ત્યાં સુધી જ બાહ્ય પદાર્થોને ભ્રમથી તે ઈષ્ટ–અનીષ્ટ માને છે. તેથી ઈષ્ટ સંયોગમાં તે મિત્રતા માને છે ને અનીષ્ટ સંયોગમાં તે શત્રુતા માને છે; આ રીતે પરને મિત્ર કે શત્રુ માનતો હોવાથી રાગ–દ્વેષનો તેનો અભિપ્રાય છૂટતો નથી, ને વીતરાગી શાંતિ તેને થતી નથી. પણ જ્યારે સંયોગથી ભિન્ન પોતાના ચિદાનંદ સ્વભાવના વીતરાગી અમૃતનું પાન કરે

છે ત્યારે પોતાને સદા જ્ઞાનસ્વરૂપે જ દેખે છે, ને જ્ઞાનસ્વરૂપમાં કોઈને મિત્ર કે શત્રુ તરીકે તે માનતો નથી; અહા! હું તો જ્ઞાનમૂર્તિ છું, જ્ઞાનસ્વભાવની ભાવનામાં રાગ-દ્વેષ છે જ નહિ; તો રાગ વગર હું કોને મિત્ર માનું? ને દ્વેષ વગર હું કોને શત્રુ માનું? મિત્ર કે શત્રુ તો રાગ-દ્વેષમાં છે. જ્ઞાનમાં મિત્ર-શત્રુ કેવા? જ્ઞાનમાં રાગ-દ્વેષ નથી, તો રાગ-દ્વેષ વિના મિત્ર કે શત્રુ કેવા? આ રીતે જ્ઞાનભાવનારૂપે પરિણમેલા જ્ઞાની કહે છે કે મારા ચિદાનંદ-સ્વરૂપને દેખતાંવેંત જ રાગ-દ્વેષ એવા ક્ષીણ થઈ ગયા છે કે જગતમાં કોઈ મને મિત્ર કે શત્રુ ભાસતા નથી, જગતથી ભિન્ન મારું જ્ઞાનાનંદસ્વરૂપ જ મને ભાસે છે. જુઓ, આવા આત્મસ્વરૂપની ભાવના તે જ વીતરાગી સમાધિનો ઉપાય છે, ને વીતરાગી સમાધિ તે જ ભવના અંતનો ઉપાય છે; માટે વારંવાર આવા આત્મસ્વરૂપની ભાવના કરવી. (૨૫)

* * *

૨૫ મી ગાથામાં એમ કહ્યું કે બોધસ્વરૂપ આત્માની ભાવનાથી રાગાદિનો ક્ષય થઈ જતાં મને કોઈ શત્રુ કે મિત્ર તરીકે ભાસતા નથી; હું તો મારા જ્ઞાનાનંદસ્વરૂપના શાંતરસમાં જ રહું છું.

ત્યારે હવે પૂછે છે કે તમે ભલે બીજાને શત્રુ કે મિત્ર ન માનો, પણ બીજા જીવો તો તમને શત્રુ કે મિત્ર માનતા હશેને? તો તેના ઉત્તરરૂપ ગાથા કહે છે—

मामपश्यन्नयं लोको न मे शत्रुर्न च प्रियः ।
मां प्रपश्यन्नयं लोको न मे शत्रुर्न च प्रियः ॥२६॥

હું તો બોધસ્વરૂપ અતીન્દ્રિય આત્મા છું; જેઓ અતીન્દ્રિય આત્માને નથી જાણતા એવા અજ્ઞ જીવો તો મને દેખતા જ નથી, તેઓ માત્ર આ શરીરને દેખે છે પણ મને નથી દેખતા, તેથી તેઓ મારા શત્રુ કે મિત્ર નથી. તેઓ આ શરીરને શત્રુ કે મિત્ર માને

છે પણ મને તો દેખતા જ નથી, તો દેખ્યા વગર શત્રુ કે મિત્ર ક્યાંથી માને? જેને જેનો પરિચય જ નથી તે તેને શત્રુ કે મિત્ર ક્યાંથી માને? અજ્ઞ જનોને બોધસ્વરૂપ એવા મારા આત્માનો પરિચય જ નથી, તેમના ચર્મચક્ષુથી તો હું અગોચર છું, તેઓ બિચારા પોતાના આત્માને પણ નથી જાણતા તો મારા આત્માને તો ક્યાંથી જાણે? અને મને જાણ્યા વગર મારા સંબંધમાં શત્રુ–મિત્રપણાની કલ્પના ક્યાંથી કરી શકે?

અને, આત્માના સ્વરૂપને જાણનારા વિજ્ઞ જનો તો કોઈને શત્રુ–મિત્ર માનતા નથી; તેઓ તો મને પણ જ્ઞાનસ્વરૂપે જ દેખે છે એટલે મારા સંબંધમાં તેમને પણ શત્રુ–મિત્રપણાની કલ્પના થતી નથી.

પરમાં શત્રુ–મિત્રપણાની કલ્પના અજ્ઞાનીને થાય છે, પણ તે તો મારા આત્માને દેખતો નથી; અને જ્ઞાની મારા આત્માને દેખે છે પણ તેમને કોઈ પ્રત્યે શત્રુ–મિત્રપણાની કલ્પના થતી નથી; માટે મારે કોઈ શત્રુ–મિત્ર નથી ને હું કોઈનો શત્રુ–મિત્ર નથી–એમ ધર્મી જાણે છે.

**પ્રશ્ન**:—ભરત અને બાહુબલિ બંને જ્ઞાની હતા છતાં બંને સામસામા લડ્યા હતા, છતાં કોઈ કોઈના શત્રુ નથી?

**ઉત્તર**:—બંનેને અસ્થિરતાનો દ્વેષ હતો, પણ સામા આત્માને પોતાનો શત્રુ માનીને તે દ્વેષ થયો ન હતો. તે વખતે ભાન હતું કે હું જ્ઞાનસ્વરૂપ છું ને સામો આત્મા પણ જ્ઞાનસ્વરૂપ જ છે, તે કાંઈ મારો શત્રુ કે મિત્ર નથી, ને હું તેનો શત્રુ કે મિત્ર નથી. બંનેને અંતરમાં બોધસ્વરૂપ આત્માનું ભાન હતું એટલે અભિપ્રાય-અપેક્ષાએ કોઈ કોઈને શત્રુ–મિત્ર માનતા ન હતા. અને આવા આત્માને જાણીને પછી તેની ભાવનામાં સ્થિર થતાં એવી સમાધિ થાય છે કે કોઈ પ્રત્યે દ્વેષની કે રાગની વૃત્તિ જ નથી ઊઠતી; માટે તેને કોઈ શત્રુ કે મિત્ર નથી.

સર્વ જીવ છે જ્ઞાનમય, એવો જે સમભાવ,
તે સામાયિક જાણવું, ભાખે જિનવરરાય.

ધર્મી જીવ પોતાને તેમજ સર્વે જીવોને શુદ્ધ–બુદ્ધ જ્ઞાનસ્વરૂપ દેખે છે. આ રીતે 'સ્વ'ના જ્ઞાનપૂર્વક પરને પણ પોતાના જેવા જ સ્વભાવે જે જાણે છે તેને પરપ્રત્યે શત્રુ–મિત્રપણાની માન્યતા થતી નથી. અને 'સ્વ'ના જ્ઞાનવગર પરને જાણતો જ નથી, તો જાણ્યા વગર તેને શત્રુ કે મિત્રની કલ્પના ક્યાંથી થાય? અજ્ઞાની તો જડ–શરીરને જ દેખે છે ને તેને જ શત્રુ–મિત્રપણે માને છે, પણ શરીર તો હું નથી. માટે હું કોઈનો શત્રુ–મિત્ર નથી ને મારે કોઈ શત્રુ–મિત્ર નથી. આ રીતે રાગ-દ્વેષની વૃત્તિ છોડીને હું મારા જ્ઞાનસ્વરૂપ આત્માને જ ફરી ફરી ભાવું છું–અનુભવું છું.

જુઓ, આ જ્ઞાનીની વીતરાગી ભાવના! પોતે પોતાના આત્માને બોધસ્વરૂપ દેખે છે ને જગતના બધાય આત્માઓ પણ એવા બોધસ્વરૂપ જ છે એમ જાણે છે, તેથી પોતાને કોઈ પ્રત્યે શત્રુ–મિત્રપણાની બુદ્ધિ રહી નથી, તેમજ બીજા મને શત્રુ–મિત્ર માનતા હશે એવું શલ્ય રહ્યું નથી. 'અજ્ઞ' તો મને દેખતા નથી, ને 'વિજ્ઞ' કોઈને શત્રુ–મિત્ર માનતા નથી કેમકે તેને આત્મસ્વરૂપની ભાવનાથી રાગદ્વેષ ક્ષય થઈ ગયા છે. આ રીતે અજ્ઞ કે વિજ્ઞ કોઈની સાથે મારે શત્રુ કે મિત્રપણું નથી; હું તો જ્ઞાનસ્વરૂપ છું. આ રીતે બોધસ્વરૂપ આત્માની ભાવનાથી વીતરાગી સમાધિ થાય છે. (૨૬)

—o—



# પરમાત્મ તત્ત્વને ભાવવું



卐

એ રીતે, "હું શુદ્ધ બોધસ્વરૂપ આત્મા છું, મારે કોઈની સાથે શત્રુ-મિત્રપણું નથી."—એવા જ્ઞાનવડે બહિરાત્મપણું છોડીને, અંતરાત્મા થઈને, સંકલ્પ રહિત પરમાત્માને ભાવવો એમ હવે કહે છે—

त्यक्त्वैवं बहिरात्मानम् अन्तरात्मव्यवस्थितः।
भावयेत्परमात्मानं सर्वसंकल्पवर्जितम् ॥ २७ ॥

પૂર્વોક્ત રીતે, 'હું બોધસ્વરૂપ છું'—એવા સ્વસંવેદન-દ્વારા બહિરાત્મપણું છોડીને અંતરાત્મા થવું, અને અંતરાત્મા થઈને સમસ્ત સંકલ્પ-વિકલ્પોથી રહિત પરમાત્માને ભાવવો. આવી પરમાત્મભાવના તે પરમાત્મા થવાનો ઉપાય છે.

હજી તો જે પરને શત્રુ-મિત્ર માને છે તેને પરમાત્મતત્ત્વની ભાવના હોતી નથી, તેને તો રાગદ્વેષની જ ભાવના છે. હું બધાયથી જુદો બોધસ્વરૂપ જ છું—એમ જાણીને બહિરાત્મપણું છોડવું ને અંતરાત્મા થવું; એ રીતે આત્મસ્વરૂપના જ્ઞાતા અંતરાત્મા થઈને પોતાના પરમાત્મતત્ત્વને સર્વ સંકલ્પવિકલ્પરહિત થઈને ભાવવું. આવી ભાવનાથી આત્માનું સહજ સુખ અનુભવમાં આવે છે, ને વીતરાગી સમાધિ થાય છે. માટે જગતના દંદ-ફંદના વિકલ્પો છોડીને જ્ઞાનાનંદસ્વરૂપ પરમાત્માની જ ભાવના કરવી. (૨૭)

# વારંવાર પરમાત્મભાવનાનું ફળ

*

જ્ઞાનાનંદસ્વરૂપને જાણીને તેની જ ફરી ફરી ભાવના કરવાથી શું ફળ થાય છે તે હવે કહે છે :–

सोऽहमित्यात्तसंस्कारस्तस्मिन् भावनया पुनः।
तत्रैव दृढसंस्कारात्लभते ह्यात्मनि स्थितिम् ॥ २८ ॥

આ જે શુદ્ધજ્ઞાનસ્વરૂપ પરમાત્મા છે તે જ હું છું–એવા સંસ્કાર પામીને, વારંવાર તેમાં ભાવના કરીને, તેમાં જ દઢ સંસ્કાર થતાં આત્મસ્વરૂપમાં સ્થિતિ થાય છે. આ રીતે સ્વરૂપમાં સ્થિરતા થતાં આત્મા પરમ આનંદના અનુભવમાં મગ્ન થાય છે.

જુઓ, આ પરમાત્મા થવા માટેની ભાવના; અનાદિથી આત્માના વાસ્તવિક સ્વરૂપને ભૂલીને દેહ તે હું, અથવા રાગ તે હું–એવી વિપરીત ભાવના દઢપણે ઘૂંટી છે, પણ દેહથી ને રાગથી પાર, જેવા પરમાત્મા છે તેવો જ હું છું–એવી ભાવના પૂર્વે કદી જીવે ભાવી નથી. 'જ્ઞાનઆનંદનો પિંડ પરમાત્મા હું છું' —अप्पा सो परमप्पा–એવી દઢ ભાવનાવડે તેમાં એકત્વબુદ્ધિ થતાં અપૂર્વ આનંદનું સ્વસંવેદન થાય છે. 'હું મનુષ્ય છું' ઇત્યાદિ ભાવના જેમ દઢપણે ઘૂંટાઈ ગઈ છે તેમ 'હું મનુષ્ય નહિ પરંતુ હું તો દેહથી ભિન્ન જ્ઞાનશરીરી પરમાત્મા છું'–એવી ભાવના દઢપણે ઘૂંટાવી જોઈએ,–એવી દઢભાવના થવી જોઈએ કે તેમાં જ અભેદતા ભાસે, તેમાં જ પોતાપણું ભાસે; ને દેહાદિમાં ક્યાંય પોતાપણું ન ભાસે; સ્વપ્નમાં પણ એમ આવે કે હું ચિદાનંદ પરમાત્મા છું....અનંત સિદ્ધ ભગવંતોની સાથે હું વસું છું. 'શરીર તે હું છું' એમ સ્વપ્ને પણ ન ભાસે. આ રીતે આત્મભાવનાના દઢ સંસ્કારવડે તેમાં જ લીનતા થતાં આત્મા પોતે પરમાત્મા થઈ જાય છે.–પરમાત્મસ્વરૂપની

ભાવનાનું આ ફળ છે; કેમકે–'જેવી ભાવના તેવું ભવન.'

જે પોતાના આત્માને શુદ્ધ સ્વરૂપે ભાવે છે–અનુભવે છે તેને શુદ્ધતારૂપ ભવન–પરિણમન થાય છે. અને જે પોતાના આત્માને રાગાદિ અશુદ્ધસ્વરૂપે જ અનુભવે છે તેને અશુદ્ધતારૂપ પરિણમન થાય છે.

જે શુદ્ધ જાણે આત્મને તે શુદ્ધ આત્મ જ મેળવે;
અણુશુદ્ધ જાણે આત્મને, અણુશુદ્ધ આત્મ જ તે લહે.

–માટે આચાર્ય પૂજ્યપાદસ્વામી કહે છે કે હે જીવ! તારા આત્માને શુદ્ધ પરમાત્મસ્વરૂપે જાણીને 'આ જ હું છું' એવી દૃઢ ભાવના કર, અને વારંવાર તેની ભાવના કરીને તેમાં લીન થા. નિજ–પરમાત્મસ્વરૂપની દૃઢ ભાવનાથી જીવ જ્યારે તેમાં લીન થાય છે (અર્થાત્ અભેદભાવનારૂપે પરિણમે છે) ત્યારે અનંત આનંદનિધાનનો તેને અનુભવ થાય છે, અને તે પોતાને વીતરાગી પરમાનંદસ્વરૂપ પરમાત્મા માને છે; બાહ્ય પદાર્થોના ક્ષણિક કાલ્પનિક સાંસારિક સુખમાંથી તેને મમત્વ છૂટી જાય છે, બાહ્ય વિષયોમાં તેને સ્વપ્ને ય સુખની કલ્પના થતી નથી. આ રીતે, અભેદબુદ્ધિથી પરમાત્મસ્વરૂપનું ચિંતન કરતાં કરતાં તેમાં સ્થિરતા થઈ જાય છે તેને શુદ્ધાત્મલાભ કહેવાય છે; શુદ્ધાત્માની ભાવનાના ફળમાં શુદ્ધાત્મદશા પામીને અનંતકાળ સુધી જીવ અનુપમ સ્વાધીન આત્મસુખનો ભોક્તા થાય છે. માટે 'સોહં' એવી અભેદભાવના, એટલે કે 'જ્ઞાનાનંદસ્વરૂપ પરમાત્મા હું છું'–એવું સ્વસંવેદન, તેનો વારંવાર દૃઢતાપૂર્વક અભ્યાસ કરવો જોઈએ. (૨૮)

# આત્મા જ નિર્ભય ધામ છે. બીજું તો ભયસ્થાન છે.

જ્ઞાનાનંદસ્વરૂપ આત્માને જાણીને તેની જ વારંવાર ભાવના કરવાથી આત્મા પરમ પદને પામે છે, માટે તે ભાવના કરવા જેવી છે—એમ કહ્યું. ત્યાં હવે કોઈ પ્રશ્ન કરે છે કે પ્રભો ! આપે કહી તેવી ભાવના કરવી તો કઠણ–કષ્ટદાયક લાગે છે, ને બાહ્ય પદાર્થોની ભાવના સુગમ લાગે છે; આ રીતે આત્માની ભાવના તો ભયનું સ્થાન લાગે છે, ને બહારના વિષયોમાં નિર્ભયતા લાગે છે; તો આત્મામાં પ્રવૃત્તિ કઈ રીતે થાય !! તેને આચાર્યદેવ ઉત્તર આપે છે કે અરે જીવ ! જ્યાં તું કષ્ટ અને ભય માને છે એવા તારા ચૈતન્યપદ સમાન બીજું કોઈ ઇષ્ટ અને નિર્ભય સ્થાન નથી, અને બાહ્ય પદાર્થોને તું નિર્ભયતાનું કારણ માને છે તેના જેવું ભયસ્થાન બીજું કોઈ નથી.—

> मूढात्मा यत्र विश्वस्तः ततो नान्यद्भयास्पदम् ।
> यतो भीतस्ततो नान्यदभयस्थानमात्मनः ॥२९॥

> મૂઢ જીવ વિશ્વસ્ત છે જ્યાં, તે જ ભયનું સ્થાન છે;
> ભયભીત છે જે સ્થાનથી, તે તો અભયનું ધામ છે.

અરે મૂઢ જીવ ! ચૈતન્યને ચૂકીને બહારમાં શરીર, લક્ષ્મી, કુટુંબ વગેરેને અભયસ્થાન માનીને તેનો તું વિશ્વાસ કરી રહ્યો છે, તે તો ભયસ્થાન છે, બહારમાં તનો કોઈ શરણ નથી. અંતરમાં ચૈતન્યસ્વભાવ જ પરમ શરણ છે; તેને ભયસ્થાન માનીને તું તેનાથી દૂર ભાગે છે પણ અરે મૂઢ ! તારા આત્મા જેવું અભયસ્થાન જગતમાં કોઈ નથી.

અરે! તારું ચૈતન્યતત્ત્વ ભયનું સ્થાન નથી, તે મૂંઝવણનું સ્થાન નથી, દુઃખનું સ્થાન નથી; તારું ચૈતન્યતત્ત્વ અભયપદનું સ્થાન છે....શાંતિસ્વરૂપ છે....આનંદનું ધામ છે. આવા આત્મતત્ત્વ સિવાય બહારમાં તને કોઈ પણ ચીજ શરણ નથી, તને બીજું કોઈ નિર્ભયતાનું સ્થાન નથી. અરે! આવો ભગવાન આત્મા અભયસ્થાન હોવા છતાં મૂઢ આત્માઓ તેનાથી ડરે છે,-તેની રુચિ કરતા નથી પણ ખેદ કરે છે;-પરિણામમાં ચંચળતા સંદેહ કરે છે તે જ ભય છે. એટલે નિઃશંકપણે તેમાં એકાગ્ર થતા નથી. બહારમાં દેહ, કુટુંબ, લક્ષ્મી વગેરેમાં સુખ માનીને તેમાં નિઃશંકપણે ભયવગર પ્રવર્તે છે....પણ તેમાં ક્યાંય સુખ નથી, તે કોઈ શરણનું સ્થાન નથી. એક ચૈતન્યપદ જ અભય છે....તે જ શરણનું સ્થાન છે....માટે નિભર્યપણે તેમાં પ્રવર્તો....એમ 'સ્વામી'નો ઉપદેશ છે.

ચૈતન્યસ્વભાવ પ્રત્યે હોંશ લાવતો નથી ને બહારમાં હોંશ લાવીને પ્રવર્તે છે, તેને ચૈનત્યનો ડર લાગે છે, ભય લાગે છે. જેને ભયનું સ્થાન માને તેમાં કેમ પ્રવર્તે? અને જેને અભયસ્થાન માને તેને કેમ છોડે? ચૈતન્યસ્વભાવનો વિશ્વાસ અજ્ઞાનીને આવતો નથી એટલે નિઃશંકપણે તેમાં ઉલ્લાસ કરતો નથી, તેનાથી દૂર ભાગે છે, ને વિષયોની સમીપ ઉલ્લાસથી દોડે છે, તેમાં સુખનો વિશ્વાસ કરે છે; જેમ મૃગજળની પાછળ મૃગ દોડે તેમ વિષયો પ્રત્યે તે દોડે છે....બાહ્ય વિષયોને શરણ માનીને તેની પાછળ ઝાંવા નાંખીનાંખીને દોડે છે ને આકુળતાથી દુઃખી થાય છે. જ્યાં સુખની સત્તા ભરી છે એવા પોતાના આત્માની સત્તાનો તો વિશ્વાસ કરતો નથી, તેની આસ્થા કરતો નથી, ત્યાં તો નાસ્તિક થઈ જાય છે; ને બહારમાં સુખ ન હોવા છતાં ત્યાં સુખ માનીને તે તરફ દોડે છે. જેમ જેને ઝેરી સર્પ કરડ્યો હોય તે મનુષ્ય કડવા લીમડાને પણ પ્રેમથી ચાવે છે, તેમ જેને મિથ્યાત્વરૂપી કાળા નાગનું ઝેર ચડ્યું તે જીવ દુઃખદાયક ઇંદ્રિય-વિષયોને પણ

સુખદાયક માનીમાનીને તે તરફ દોડે છે. ઇંદ્રિયવિષયો તો ભ
ભયનું–દુઃખનું જ સ્થાન છે, ને આ અતીન્દ્રિય ચિદાનંદસ્વ
આત્મા જ અભયસ્થાન અને સુખનું ધામ છે. ચૈતન્યની સન્મુ
તામાં આનંદરસનો અનુભવ થાય છે, માટે તું તારા શુ
ચૈતન્યપદનો અનુભવ કર, એમ સંતોનો ઉપદેશ છે.

સમયસારમાં પણ શુદ્ધ આત્માના અનુભવનો જ ઉપદે
આચાર્યદેવે કર્યો છે. ત્યાં શિષ્ય પ્રશ્ન પૂછે છે કે પ્રભો ! પહેલેથ
જ આપ શુદ્ધ આત્માના અવલંબનનો ઉપદેશ આપો છો, પરં
તેમાં તો કષ્ટ લાગે છે, કાંઈક વ્યવહારનું અવલંબન બતાવો
ત્યારે આચાર્યદેવ કહે છે કે અરે ભાઈ! વ્યવહારના (શુભ
રાગના) અવલંબનમાં તારું કાંઈ હિત નથી, તેમાં એકલું દુઃખ
જ છે, ને ચૈતન્યતત્ત્વ આનંદનો સાગર છે તેમાં તારું સુખ છે;
માટે શુદ્ધનયવડે તેના જ અનુભવનો ઉદ્યમ કર; ત્યાંથી જ હિતની
શરૂઆત થાય છે.

સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર તે આત્માના હિતકર છે છતાં અજ્ઞાની તેને અહિતરૂપ–કષ્ટરૂપ માને છે. ને વિષયકષાયો આત્માને અહિતરૂપ છે છતાં તેમાં અજ્ઞાની હિત માનીને પ્રવર્તે છે.–છહાળામાં કહે છે કે–

"રાગાદિ પ્રગટ યે દુઃખદેન, તિનહીકો સેવત માનત ચૈન."

અને

"આતમહિત–હેતુ વિરાગ જ્ઞાન, તે લખે આપકું કષ્ટ દાન."

જુઓ, આ અજ્ઞાનીનાં લક્ષણ! રાગાદિ વિભાવો દુઃખરૂપ હોવા છતાં મૂઢતાથી તેને સુખરૂપ માનીને તેનું સેવન કરે છે; અને ચૈતન્યસ્વભાવમાં અંતર્મુખ થઈને જે જ્ઞાન–વૈરાગ્ય કરવા તે આત્માના હિતનો હેતુ હોવા છતાં મૂઢ જીવ તે પોતાને કષ્ટદાયક સમજે છે. આત્મજ્ઞાનને કષ્ટદાયક સમજીને તેનાથી દૂર ભાગે

છે, ને રાગાદિને સુખદાયક માનીને તેના તરફ હોંશથી દોડે છે. આ તે કેવી મૂઢતા છે! અજ્ઞાની જીવોની આવી પ્રવૃત્તિ માટે કરુણાપૂર્વક શ્રીમદ્ રાજચંદ્રજી કહે છે કે અરે જીવ!

અનંત સુખ નામ દુઃખ, ત્યાં રહી ન મિત્રતા,
અનંત દુઃખ નામ સુખ, પ્રેમ ત્યાં વિચિત્રતા!
ઊઘાડ ન્યાય નેત્રને, નીહાળ રે! નીહાળ તું,
નિવૃત્તિ શીઘ્રમેવ ધારી તે પ્રવૃત્તિ બાળ તું.

અહો, જે અનંત સુખનું ધામ છે એવા ચૈતન્યસ્વભાવમાં તો તને મિત્રતા ન રહી–તેમાં ઉત્સાહ અને પ્રેમ ન આવ્યો; ને અનંત દુઃખનું ધામ એવા જે બાહ્યવિષયો તેમાં તને સુખબુદ્ધિ થઈ, ત્યાં તને પ્રેમ આવ્યો–ઉત્સાહ આવ્યો,–એ કેવી વિચિત્રતા છે!! અરે જીવ! હવે તારા જ્ઞાનચક્ષુને ઉઘાડ રે ઉઘાડ!! જ્ઞાનચક્ષુ ઉઘાડીને તું જો કે તારો સ્વભાવ દુઃખરૂપ નથી, તે સ્વભાવના સાધનમાં જરાય કષ્ટ નથી, ને બાહ્ય વિષયો તરફનું વલણ એકાંત દુઃખરૂપ છે, તેમાં સ્વપ્નેય સુખ નથી.–આમ વિવેકથી વિચારીને તારા અંતર્સ્વભાવ તરફ વળ, ને બાહ્ય વિષયોમાં સુખબુદ્ધિ છોડીને તેમનાથી નિવૃત્ત થા....નિવૃત્ત થા. નિત્ય નિર્ભય સ્થાન અને સુખનું ધામ તો તારો આત્મા જ છેઃ

"સુખધામ અનંત સુસંત ચહી,
દિનરાત રહે તદ્ ધ્યાનમંહી"

અનંત સુખનું ધામ એવું જે ચૈતન્યપદ તેને ચાહતા થકા સંતો દિનરાત તેના ધ્યાનમાં રહે છે, માટે હે જીવ! દિનરાત તું તારા ચૈતન્યપદનો વિશ્વાસ કર. જગતમાં સુખનું ધામ કોઈ હોય તો મારું ચૈતન્યપદ જ છે–એમ વિશ્વાસ કરીને, નિઃશંકપણે સ્વભાવમાં ઝૂક....સ્વભાવની સમીપ જતાં તને પોતાને ખબર પડશે કે અહો! આ તો મહાઆનંદનું ધામ છે, આની સાધનામાં કષ્ટ નથી પણ ઉલ્ટું તે તો કષ્ટના નાશનો ઉપાય

છે....આ જ મારું નિર્ભયપદ છે.

ચૈતન્યસ્વભાવમાં અંદર તો પ્રવેશ કરે નહિ, અરે! તેની નજીક પણ આવે નહિ, ને એમ ને એમ દૂરથી જ કષ્ટરૂપ માનીને તેનાથી દૂર ભાગે, ને વિષયો તરફ વેગથી દોડે, એવા મૂઢ જીવોને ચૈતન્યધ્યાનમાં પ્રવૃત્તિ ક્યાંથી થાય? તેથી આચાર્યદેવ કરુણાથી સમજાવે છે કે અરે જીવ! જેમાં તું સુખ માની રહ્યો છે એવા ઇંદ્રિયવિષયો સમાન બીજું કોઈ ભયસ્થાન નથી; અને જેમાં તું કષ્ટ માની રહ્યો છે એવી પરમાત્મભાવના સિવાય બીજું કોઈ અભયસ્થાન નથી. ભવ-દુઃખોથી તારી રક્ષા કરે એવું કોઈ અભયસ્થાન આ જગતમાં હોય તો તે તારું પરમાત્મતત્ત્વ જ છે, માટે તેની ભાવનામાં ઉદ્યત થા.

જેમ, જેને મોટો સર્પ ડસ્યો હોય ને ઝેર ચડ્યું હોય તે, કડવો લીમડો પણ પ્રેમથી ચાવે છે, તેમ જેને મિથ્યારુચિરૂપી ઝેર ચડ્યું છે એવો જીવ, દુઃખદાયી એવા વિષયકષાયોને સુખદાયી સમજી તેમાં સંલગ્ન રહે છે; વળી જેમ પિત્તજ્વરવાળા રોગીને મીઠું દૂધ પણ કડવું લાગે છે તેમ જેને ઊંધી રુચિનો રોગ લાગુ પડ્યો છે એવા બહિરાત્માને પરમ સુખદાયક એવી આત્મસ્વરૂપની ભાવના પણ કષ્ટરૂપ લાગે છે.-આવી વિપરીત બુદ્ધિને લીધે જ અજ્ઞાની જીવ આત્મસ્વરૂપની ભાવના ભાવતો નથી ને વિષકષાયની જ ભાવના ભાવે છે. સંતો આત્મસ્વરૂપની ભાવના કરવાની વાતો કરે ત્યાં પણ, 'અરે! તે આપણાથી કેમ બને? આત્માની સમજણ આપણને ક્યાંથી થાય?'-એમ ભડકીને ભયભીત થાય છે, પોતાથી તે થઈ જ ન શકે એમ માનીને તેમાં નિરુત્સાહી રહે છે, ને બાહ્ય વિષયોમાં જ ઉત્સાહરૂપ વર્તે છે; તેથી જ અનાદિકાળથી જીવ દુઃખી થઈ રહ્યો છે. ખરેખર તો આ જીવને પોતાના પરમાત્મતત્ત્વની ભાવના સિવાય બીજો કોઈ પદાર્થ જગતમાં સુખદાયી નથી, માટે તે ભાવના જ કર્તવ્ય છે.

જેમ રાજદરબારમાં પહેલવહેલા રાજા પાસે જનારને અજાણપણાને કારણે કંઈક ક્ષોભ કે ભય જેવું લાગે છે, પણ વારંવાર જેને રાજાનો પરિચય થઈ ગયો તેને રાજા પાસે જતાં કાંઈ ક્ષોભ કે ભય થતો નથી, પણ ઊલટો હર્ષ થાય છે, તેમ ચૈતન્યરાજાના દરબારમાં, પહેલવહેલો આત્માનો અનુભવ કરવા માટે પ્રયત્ન કરનારને, અનાદિના અજાણપણાને કારણે કંઈક કષ્ટ જેવું લાગે, પણ રુચિપૂર્વક વારંવાર ચૈતન્યરાજાનો પરિચય કરતાં તે સુગમ-સહજ તથા આનંદરૂપ લાગે છે....અને વારંવાર ચૈતન્યતત્ત્વની ભાવના કરીને તેમાં લયલીન રહેવા માગે છે, માટે ચૈતન્યતત્ત્વની ભાવના ખરેખર કષ્ટરૂપ નથી પણ આનંદરૂપ છે. આવો વિશ્વાસ લાવીને હે જીવ! તું વારંવાર તેની ભાવના કર.

અરે! અત્યાર સુધી તારા સુખને ભૂલીને તેં પરમાં સુખ માન્યું....તું ભ્રમણાથી ભૂલ્યો....ને દુઃખી થયો. અરે! સ્વપદ દુર્ગમ અને પરપદ સુગમ–એમ માનીને તેં સ્વપદની અરુચિ કરી....ને પરપદને તારું કરવાની વ્યર્થ મહેનત કરીને તું દુઃખી થયો. પર ચીજ કદી આત્માની થઈ જ નથી ને થતી જ નથી. આ ચૈતન્ય જ સ્વપદ છે, તે જ તારું શરણ છે; પણ તેં કદી તારા ચૈતન્યનું શરણ લીધું નથી, માટે અરે જીવ! તારા નિર્ભય ચૈતન્યપદને જાણીને તેમાં નિઃશંકપણે એકાગ્ર થા. પરચીજો ને રાગાદિ તો અપદ છે–અપદ છે, આ શુદ્ધ ચૈતન્ય જ તારું સ્વપદ છે–સ્વપદ છે. ધર્મી જાણે છે કે જગતની ગમે તેવી પ્રતિકૂળતા તે કાંઈ મને ભયસ્થાન નથી; મારું ચૈતન્યસ્વરૂપ અભય છે. નિશંકપણે ચૈતન્યમાં હું પ્રવર્તું છું–તેમાં મને કોઈ સંયોગો ભય ઉપજાવવા સમર્થ નથી, મારા ચૈતન્યદુર્ગમાં પરસંયોગોનો પ્રવેશ જ નથી, પછી ભય કોનો? અજ્ઞાની બાહ્ય સંયોગમાં શરણ માનીને અને તેને નિર્ભયસ્થાન માનીને તેમાં પ્રવર્તે છે, પણ તે તો ખરેખર ભયનું સ્થાન છે. જેને શરણભૂત માન્યા તે

સંયોગો એક ક્ષણમાં ખસી જશે....જે માતાપિતાને કે પુત્રને શરણ માન્યા તે એક ક્ષણમાં ફૂ થઈને ક્યાંય ઊડી જશે.... લક્ષ્મી અને શરીર ક્યાંય ચાલ્યાં જશે....માટે તેમાં ક્યાંય અભયસ્થાન નથી. જગતના કોઈ પદાર્થનો સંયોગ એવો ધ્રુવ નથી કે જે શરણભૂત થાય! અરે, સંયોગ તરફ વર્તતું તારું જ્ઞાન પણ ક્ષણમાં પલટી જશે, તેમાં પણ તારું શરણ નથી. આત્મરામ જ તને શરણ છે, તેની શ્રદ્ધા–જ્ઞાન કરીને તેમાં રમણતા કર! તે જ અભયસ્થાન છે.

હે નાથ! આવા અભયસ્વરૂપ આત્માની પ્રાપ્તિનો ઉપાય શું છે? એમ પૂછનાર શિષ્યને આત્મપ્રાપ્તિની રીત હવેની ગાથામાં સમજાવશે. (૨૯)



સંતોની વાત ટૂંકી ને ટચ;
સ્વમાં વસ ને પરથી ખસ.

# પરમાત્મ-પ્રાપ્તિની રીત



શિષ્ય પૂછે છે કે–હે પ્રભો! આવા શરણભૂત આત્માની પ્રાપ્તિનો ઉપાય શું છે? અભયપદરૂપ જે મારું પરમાત્મતત્ત્વ તેનું શું સ્વરૂપ છે ને કઈ રીતે મારે તેનો અનુભવ કરવો? એમ પૂછતાં શ્રી પૂજ્યપાદ–'જિનેન્દ્રબુદ્ધિ' દેવનંદી સ્વામી કહે છે કે–

> सर्वेन्द्रियाणि संयम्य स्तिमितेनान्तरात्मना ।
> यत्क्षणं पश्यतो भाति तत् तत्त्वं परमात्मनः ॥ ३० ॥

સર્વે ઇંદ્રિયોને રોકીને, એટલે કે ઉપયોગને અંતર્મુખ કરીને, સ્થિર થઈને અંતર–આત્માદ્વારા અવલોકન કરતાં તે ક્ષણે જે અનુભવમાં આવે છે તે જ પરમાત્મતત્ત્વ છે.

આ પરમાત્મતત્ત્વ અંતર્મુખ અનુભવનો જ વિષય છે, બાહ્ય ઇંદ્રિયોવડે તે પ્રતિભાસતું નથી. ઉપયોગને અંતર્મુખ કરતાં જે અનુભવમાં આવ્યું તે જ આત્માનું પરમ તત્ત્વ છે. અતીન્દ્રિય પરમાનંદમય આત્મતત્ત્વ છે, તેને અંતર્ અવલોકનથી જ્ઞાની અનુભવે છે. સંકલ્પ–વિકલ્પવડે પણ ચૈતન્યતત્ત્વ અનુભવમાં આવતું નથી. આત્મામાં ઉપયોગને સ્થિર કરવાથી જ તે અનુભવમાં આવે છે. આ જ પરમાત્મતત્ત્વની પ્રાપ્તિનો ઉપાય છે. આવું પરમાત્મસ્વરૂપ જ આત્માને અભયનું સ્થાન છે; એનાથી બહાર તો બધાય ભયસ્થાનો જ છે, ક્યાંય શરણ નથી.

જેને આત્મહિત કરવું છે, આત્માના આનંદનો અનુભવ કરવો છે તેણે બાહ્ય વિષયોથી વિમુખ થઈને અંતરમાં સ્વભાવ-સન્મુખ થવા જેવું છે. હજી તો જે બહારના વિષયોમાં સુખ માને, બહારના પદાર્થોનું કર્તૃત્વ માને તે બાહ્ય વિષયોથી પાછો

વળીને અંતરમાં કેમ વળે? અંતરના ચૈતન્યમાં જ સુખ છે, બહારના વિષયોમાં મારું કિંચિત્ સુખ નથી—એમ નિર્ણય કરીને ઉપયોગને અંતર્મુખ કરીને સ્થિર થતાં આનંદમય પરમાત્મ-તત્ત્વનો અનુભવ થાય છે. ચૈતન્યસત્તાના અવલોકનની વિદ્યા વગર જીવનું હિત થાય નહિ. ચૈતન્યસત્તાના શરણ વગર નિર્ભયતા થાય નહિ.

ઇંદ્રિયોથી પાર થઈને અંતર્મુખ જ્ઞાનવડે જ્યાં પરમાત્મ-સ્વરૂપને જાણ્યું ત્યાં ભાન થયું કે મારો આત્મા જ પરમાત્મા છે. અંતરમાં સ્વસંવેદનથી જે તત્ત્વ જણાયું તે જ પરમાત્માનું સ્વરૂપ છે. આત્માના અનુભવદ્વારા આવા પરમાત્મતત્ત્વને જાણ-વાનો ઉદ્યમ કરવો જોઈએ.

અતીન્દ્રિય આત્મા તરફ ઝુકાવ થતાં, બાહ્ય ઇંદ્રિયોના વિષયો તરફનું વલણ છૂટી જાય છે. બાહ્ય વિષયો તો છૂટા જ છે, પણ ઉપયોગનું વલણ તેના તરફથી ખસેડી આત્મસ્વભાવમાં કરવાનું છે. પહેલાં પોતાના પરિણામમાં જ એમ ભાસવું જોઈએ કે મારા ઉપયોગનો ઝુકાવ પર તરફ જાય તેમાં મારું સુખ નથી....અંત-રમાં ઉપયોગનો ઝુકાવ તે જ સુખ છે. આવા નિર્ણયપૂર્વક ઉપ-યોગને અંતરમાં એકાગ્ર કરવો તે જ પરમ આનંદના અનુભવની રીત છે. એ રીતે ઉપયોગને અંતરમાં એકાગ્ર કરતાંવેંત પોતાનું પરમાત્મતત્ત્વ પોતાને સાક્ષાત્ દેખાય છે, અનુભવાય છે. (૩૦)



# મારો આત્મા પરમાત્મા હું જ મારો ઉપાસ્ય

*

જ્ઞાની જાણે છે કે સ્વાનુભવથી જે પરમાત્મતત્ત્વને મેં જાણ્યું તે જ હું છું, હું જ પરમાત્મા છું; આ રીતે મારા પરમાત્મતત્ત્વ સાથે હું અભેદ છું, તેથી હું જ મારે ઉપાસવાયોગ્ય છું, મારાથી ભિન્ન બીજું કોઈ મારે ઉપાસ્ય નથી, એમ હવે કહે છે:

यः परात्मा स एवाऽहं योऽहं स परमस्ततः ।
अहमेव मयोपास्यो नान्यः कश्चिदितिस्थितिः ॥ ३१ ॥

અંતરમાં સ્વાનુભવથી પ્રસિદ્ધ એવું જે મારું પરમાત્મતત્ત્વ છે તે જ હું છું, અને જે હું છું તે જ પરમાત્મતત્ત્વ છે. આ પ્રમાણે પરમાત્મતત્ત્વમાં અભેદતા હોવાને કારણે હું જ મારો ઉપાસ્યદેવ છું, મારાથી ભિન્ન બીજું કોઈ મારે ઉપાસ્ય નથી—આવી વસ્તુસ્થિતિ છે. આરાધ્ય–આરાધકભાવની વ્યવસ્થા પોતાના સ્વતત્ત્વમાં જ સમાય છે.

'આત્મા જ પરમાત્મા છે,' એમ અજ્ઞાની જાણતો નથી, ને આત્માથી ભિન્ન બહારમાં બીજાને પોતાનું ઉપાસ્ય માને છે. જ્ઞાની તો જાણે છે કે પરમાત્મશક્તિનો પિંડ મારો આત્મા જ છે, પરમાત્મા ને હું જુદા નથી, તેથી મારો આત્મા જ મારો ઉપાસ્ય છે, ને હું મારો જ ઉપાસક છું. કયા પરમાત્મા? પોતાથી ભિન્ન અરિહંત ને સિદ્ધ પરમાત્મા તે તો આ આત્માના ઉપાસ્ય વ્યવહારથી છે; ખરેખર પોતે પોતાના આત્માને જ પરમાત્માપણે જાણીને તેની જ અભેદપણે ઉપાસના કરે ત્યારે, બીજા પરમાત્માની ઉપાસના વ્યવહારે કહેવાય; અરિહંત પરમાત્મા અને સિદ્ધ

પરમાત્મા વ્યવહારે જ આ આત્માના ઉપાસ્ય છે, ને આ આત્મા તેમનો ઉપાસક છે, પણ નિશ્ચયથી અરિહંત અને સિદ્ધ જેવો મારો આત્મા જ મારે ઉપાસ્ય છે. પરમાત્માપણાની તાકાત મારામાં જ છે; તેને અભેદપણે ઉપાસતાં હું પોતે જ પરમાત્મા થઈ જઈશ. મારાથી ભિન્ન બાહ્ય બીજું કોઈ મારે ઉપાસવા યોગ્ય નથી. પોતાના આરાધ્યમાં એકાગ્ર થઈને તલ્લીન થઈ જવું તે સાચી ઉપાસના છે.

જુઓ, આ ઉપાસના!! ભાઈ! તમે કોના ઉપાસક? તો જ્ઞાની કહે છે કે અમે તો અમારા શુદ્ધ આત્માના જ ઉપાસક છીએ. અમારો શુદ્ધ આત્મા જ અમારો પરમ ઇષ્ટ આરાધ્યદેવ છે. પંચ પરમેષ્ઠી પ્રભુ વ્યવહારે આરાધ્ય છે, પણ નિશ્ચયથી તેમના જેવો મારો શુદ્ધ આત્મા જ મારો આરાધ્ય છે. અંતરમાં સ્વસંવેદનવડે પરમાત્મતત્ત્વ પ્રસિદ્ધ થાય છે એટલે કે સાક્ષાત્ અનુભવમાં આવે છે, તે જ પોતાનું ઉપાસ્ય છે. આ રીતે અંતર્મુખ થઈને પોતે પોતાના આત્માની ઉપાસના કરવી તે પરમાત્મા થવાનો ઉપાય છે, એવી જ વસ્તુની મર્યાદા છે.

કોની આરાધનાથી આત્માને સમાધિ થાય તેની આ વાત છે.

જેવા સિદ્ધ ભગવાન છે તેવું જ પરિપૂર્ણ મારું સ્વરૂપ મારામાં શક્તિરૂપે છે. હું જે પરમાત્મપદ પ્રાપ્ત કરવા માંગું છું તે ક્યાંય બહારમાં નથી પણ મારામાં જ છે.—આવી આત્મસ્વભાવની ભાવનાના બળે જ સમાધિ થાય છે. ચૈતન્યની ભાવનાનું અવલંબન કરતાં ઇંદ્રિયવિષયોથી વિરક્તિ થઈને વૈરાગ્યની દ્રઢતા થાય છે.

જીવ વિકારથી તો છૂટવા માંગે છે; જેનાથી છૂટવા માંગે છે તે કાંઈ છૂટવામાં મદદ કરે? રાગાદિ વિકારથી તો છૂટવું છે તો તે છૂટવામાં રાગ કેમ મદદ કરે? રાગ કરતાં કરતાં છૂટકારો (મોક્ષમાર્ગ) થશે એમ જે માને છે તેને ખરેખર રાગથી છૂટવાની ભાવના નથી. પુણ્ય કરતાં કરતાં મોક્ષનાં દ્વાર ખુલી જશે—એમ

માનનારને મોક્ષની ખરી ભાવના જ નથી, મોક્ષને તે ખરેખર ઓળખતો પણ નથી.

અહીં પૂજ્યપાદ સ્વામી કહે છે કે અહો ! જેને મોક્ષની ભાવના હોય, આત્માને ભવભ્રમણથી છોડાવવો હોય, તે જીવો એવી ભાવના કરો કે હું જ પરમાત્મસ્વરૂપ છું. જે પરમપદને હું સાધવા માંગું છું તે મારામાં જ છે, મારો પરમાત્મસ્વભાવ જ મારે ઉપાસવા યોગ્ય છે. આવી સ્વભાવભાવની ભાવના કરો ને રાગની ભાવના છોડો. સ્વભાવભાવની ભાવના કરીને તેમાં એકત્વ કરતાં સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર ને મોક્ષ થાય છે. જો રાગથી લાભ થવાનો ભગવાનનો ઉપદેશ હોય તો તે ભગવાન પોતે રાગમાં કેમ ન રોકાણા? ભગવાન રાગ છોડીને વીતરાગ કેમ થયા? ભગવાન પોતે રાગ છોડીને સ્વરૂપમાં ઠર્યા તે જ એમ બતાવે છે કે રાગ છોડવાનો જ ભગવાનનો ઉપદેશ છે; રાગથી લાભ થાય એમ જે માને તે ભગવાનના ઉપદેશને માનતો નથી.

ભગવાનનો ઉપદેશ તો એમ છે કે તારો આત્મા જ પરમાત્મા છે, તેની ભાવના કર. તારું પરમાત્મસ્વરૂપ જ તારે આરાધ્ય છે; રાગ તે આરાધ્ય નથી. માટે પરથી ને રાગથી પરાઙ્મુખ થઈને, આત્મસ્વભાવની જ આરાધના કર. જે આવી આરાધના કરે છે તે જ ભગવાનના દિવ્ય ઉપદેશને ઝીલીને ભગવાનના કદમ-કદમ પર ચાલે છે, ભગવાન જે માર્ગે ચાલ્યા તે માર્ગે ભગવાનના પગલે-પગલે તે ચાલે છે. પણ રાગથી ધર્મ માનીને રાગને જે આરાધે છે તે ભગવાનના માર્ગે ચાલનારો નથી. અરે જીવ! તારે સર્વજ્ઞ ભગવાનના માર્ગે ચાલવું હોય-પ્રભુજીના પગલે-પગલે ચાલવું હોય તો રાગની ભાવના છોડીને, ચિદાનંદ-સ્વભાવની જ ભાવના કર...તેની ભાવનામાં એકાગ્ર થઈને ચૈતન્ય-જિનપ્રતિમા થા....આવો પરમાત્માનો માર્ગ છે; જે આવા માર્ગે ચાલે છે તે પોતે પરમાત્મા થઈ જાય છે. (૩૧)

# જ્ઞાનીને આનંદમય આત્મપ્રાપ્તિ



મારો આત્મા જ પરમાત્મસ્વરૂપ છે તેથી મારો આત્મા જ મારે ઉપાસ્ય છે–એમ જાણનાર ધર્મી શું કરે છે તે બતાવે છે—

प्रच्याव्य विषयेभ्योऽहं मां मयैव मयि स्थितम् ।
बोधात्मानं प्रपन्नोऽस्मि परमानंदनिर्वृतम् ॥३२॥

મારો આત્મા જ પરમાત્મસ્વરૂપ છે તેથી તે જ મારે આરાધ્ય છે–એમ મેં જાણ્યું છે; તેથી હવે હું બાહ્ય ઇંદ્રિયવિષયોથી મારા આત્માને ચ્યુત કરીને, મારામાં સ્થિત જ્ઞાનસ્વરૂપ અને પરમ આનંદથી પરિપૂર્ણ એવા મારા આત્માને મારા વડે જ પામ્યો છું.

મારા ઉત્કૃષ્ટ જ્ઞાન–આનંદસ્વરૂપને હું મારા વડે જ પામ્યો છું, રાગવડે નહિ. રાગના રસ્તે ચાલવાથી જ્ઞાનઆનંદમય પરમાત્મપદની પ્રાપ્તિ થતી નથી. રાગના પગલે ચાલતાં ચાલતાં ધર્મ થવાનું જે માને છે તે જીવ પરમાત્માનાં પગલાંને ઓળખતો નથી, તે જીવ પરમાત્માના પંથે–પરમાત્માના પગલે નથી ચાલતો. જેણે પરમાત્મા થવું હોય તેણે પરમાત્માના પગલે ચાલવું જોઈએ. બાહ્ય વિષયોથી ચ્યુત થઈને આત્માના પરમ જ્ઞાનાનંદસ્વરૂપમાં સ્થિર થવું તે જ પરમાત્માનો પંથ છે. હે જીવ! તારે પરમાત્મા થવું હોય તો તું આ રીતે પરમાત્મસ્વરૂપની ભાવના કરીને પરમાત્માના પગલે પગલે ચાલ....પરમાત્મતત્ત્વની અભેદ ભાવના ભાવીને ચૈતન્ય–જિનપ્રતિમા થા.

ધર્મી કહે છે કે મારા પરમાત્મસ્વરૂપને જ પરમ આરાધ્ય જાણીને હું મારામાં જ સ્થિર થયો છું; ને એ રીતે હું જિનેન્દ્ર ભગવાનના પુનિત પગલે ચાલ્યો જાઉં છું.. રાગથી જે ધર્મ માને

છે તે જીવ વિષયોથી ચ્યુત થતો નથી ને જ્ઞાનાનંદસ્વરૂપમાં ઠરતો નથી, એટલે તે ભગવાનના પગલે આવતો નથી. મારા આત્માની જ ઉપાસના કરીને હું ઉપાસક–સાધક થયો છું. આવી સાધના તે જ પરમાત્મપદની પ્રાપ્તિનો ઉપાય છે. દેહાદિથી ભિન્ન મારો આત્મા જ પરમાત્મશક્તિથી પરિપૂર્ણ છે, એમ ધર્મી પોતાના આત્માને જ ઉપાસ્ય જાણીને તેમાં એકાગ્રતાવડે તેની આરાધના કરે છે, ને તે ઉપાયથી પરમાત્મપદ પામીને અનંતકાળ સુધી શાંત પરમાનંદરસમાં જ મગ્ન રહે છે. (૩૨)





મોક્ષ એટલે શું? મોક્ષ એટલે પૂરું સુખ.
રાગ સુખ છે કે દુઃખ? રાગ તે દુઃખ છે.
રાગ વડે મોક્ષ થાય? ના; રાગ વડે તો દુઃખ થાય.
જો દુઃખ વડે સુખ થાય તો રાગ વડે મોક્ષ થાય.
રાગવડે મોક્ષ માનવો તે તો દુઃખનો રસ્તો છે.
રાગથી ભિન્ન આત્મને સાધવો તે સુખનો રસ્તો છે.



# નિજાત્માની ઉપાસના વિના બીજા કોઈ ઉપાયથી મુક્તિ થતી નથી

જ્ઞાની અંતર્મુખ થઈને દેહાદિથી ભિન્ન પોતાના ચૈતન્યસ્વરૂપની જ આરાધના કરે છે, એમ ૩૨મી ગાથામાં કહ્યું; હવે, દેહાદિથી ભિન્ન ચૈતન્યસ્વરૂપ મારો આત્મા જ મારે આરાધ્ય છે એમ જે નથી જાણતો તે જીવ ઘોર તપ કરે તોપણ મુક્તિ નથી પામતો, એમ કહે છે—

यो न वेत्ति परं देहादेवमात्मानमव्ययम् ।
लभते स न निर्वाणं तप्त्वापि परमं तपः ॥ ३३ ॥

એ રીતે પોતાના ઉપયોગને બાહ્ય વિષયોથી ચ્યુત કરીને એટલે કે અંતર્મુખ વાળીને, દેહાદિથી ભિન્ન અવિનાશી આત્માને જે જીવ નથી જાણતો, તે મહાન તપ કરે તોપણ નિર્વાણને નથી પામતો.

નિર્વાણનો માર્ગ તો અંતરમાં આત્માના આધારે છે. આત્માની શક્તિને જે જાણતો નથી તે પરાધીનપણે સંસારમાં રખડે છે. આત્મા દેવી ચૈતન્યશક્તિવાળો દેવ છે, પોતે જ પોતાનો આરાધ્ય દેવ છે.

તમે કઈ શક્તિના ઉપાસક? એમ પૂછતાં ધર્મી કહે છે કે હું મારી ચૈતન્યશક્તિનો જ ઉપાસક છું. પોતાની ચૈતન્યશક્તિને જાણીને તેની ઉપાસના વગર બીજા કોઈ ઉપાયે મુક્તિ થતી નથી.

જેને દેહથી ભિન્ન ચૈતન્યતત્ત્વનું ભાન નથી, ચૈતન્યના આહ્લાદનું વેદન નથી, ને દેહને જ આત્મા માનીને ઘોર તપશ્ચરણ કરે છે તે જીવ ઘોર તપ કરવા છતાં મુક્તિ પામતો નથી, માત્ર

ખેદ જ પામે છે. આનંદમાં લીનતા હોય ત્યાં તો ખેદ વગર સહેજે તપ થઈ જાય છે; પણ જ્યાં આત્માનો આનંદ ન હોય ત્યાં ખેદ અને આકુળતા જ હોય છે.

દેહથી ભિન્ન ચૈતન્યતત્ત્વ જ ધર્મનું સાધન છે તેને જે જાણતો નથી, ને શરીરને ધર્મનું સાધન માને છે તે શરીરને જ આત્મા માને છે. દેહથી પાર અવિનાશી ચૈતન્યનું અવલોકન તે કરતો નથી, ને દેહને આત્મા માને છે એટલે તેને તો દૃષ્ટિ જ ઊંધી છે. ઊંધી દૃષ્ટિથી તે ગમે તેટલા વ્રત-તપ-ત્યાગ કરે તોપણ તેને મુક્તિ થતી નથી; મોક્ષના કારણને તે જાણતો નથી. આત્મા શું ને અનાત્મા શું તેના ભેદજ્ઞાન વગર ધર્મનું સાધન થતું નથી. શુદ્ધચિદાનંદ સ્વભાવ હું છું-એમ જ્યાં સ્વ તરફ જ્ઞાન વળ્યું ત્યાં રાગાદિને હેય જાણીને તેનાથી પાછું વળ્યું. જો રાગને હેય ન જાણે તો જ્ઞાન તેની ઉપેક્ષા કરીને સ્વ તરફ કેમ વળે? જ્ઞાયકમૂર્તિ આત્મા જ મારે ઉપાદેય છે, એમ જાણીને સ્વભાવનું સાધન કર્યા વગર બીજો કોઈ મોક્ષનો ઉપાય નથી. ચૈતન્યના આનંદમાં લીનતા વગર અજ્ઞાની જે તપ વગેરે કરે છે તે બધોય ક્લેશ છે. ભગવાન જિનદેવની આજ્ઞા જાણ્યા વગર તે ક્લેશ કરે તો કરો, પણ તે ક્લેશવડે કાંઈ મુક્તિ પ્રાપ્ત થતી નથી. ખરેખર તો જેમાં ક્લેશ છે તેને તપ કહેવાય જ નહિ. તપ તો તેને કહેવાય કે જ્યાં ચૈતન્યનું પ્રતપન હોય, ને ચૈતન્યના આનંદનો ઉગ્ર અનુભવ હોય. જ્યાં ચૈતન્યની શાંતિનું વેદન નથી ત્યાં ખરેખર તપ નથી પણ 'તાપ' છે, ક્લેશ છે.

આત્માનો ચૈતન્યસ્વભાવ પોતે સુખરૂપ છે, ને દુઃખનું કારણ તો વિકાર છે. આ રીતે ચૈતન્યસ્વભાવ અને વિકાર એ બંનેનું જ્યાં ભેદજ્ઞાન નથી ત્યાં વિકારથી આત્માને છૂટકારો ક્યાંથી થાય? આત્માનો સ્વભાવ શું અને તેનાથી વિરુદ્ધ વિભાવ તે બંનેની ભિન્નતાને જે જાણતો નથી, ને દેહાદિને જ

માને છે, તેને તો મૂળમાં ભૂલ છે. જ્યાં મૂળમાં ભૂલ છે ત્યાં જે કોઈ સાધન કરે તે બધા વ્યર્થ છે. આત્માના જ્ઞાનવગર તે ભૂલ ટળે નહિ ને નિર્વાણ પામે નહિ. માટે મુમુક્ષુ–મોક્ષાર્થી જીવને દેહથી ભિન્ન સ્વસંવેદ્ય જ્ઞાનાનંદ તત્ત્વ જાણવાનો ઉપદેશ છે.

મોક્ષ તો દેહરહિત છે–રાગરહિત છે. દેહને તથા રાગને
જ જે આત્માનું સ્વરૂપ માને તે તેનાથી કેમ છૂટે? ચૈતન્યસ્વભાવ
દેહથી ને રાગથી પાર છે, એનું સ્વસંવેદન તે જ મોક્ષનો ઉપાય
છે. અજ્ઞાની દેહને તથા રાગને આત્મા માનીને, મંદકષાયથી તપ
વગેરે જે કાંઈ કરે તે બધુંય કણ છોડીને માત્ર ફોતરાં ફૂટવા
જેવું છે; તેના તપને જ્ઞાનીઓ અજ્ઞાનતપ–કુતપ–બાલતપ કહે છે.
અને એવા અજ્ઞાન–તપથી કદી મુક્તિ થતી નથી. રાગાદિથી લાભ
માનનારને મંદકષાય કહેવો તે પણ વ્યવહારથી (માત્ર શુભપરિણામની
અપેક્ષાએ) છે, બાકી અભિપ્રાય અપેક્ષાએ તો તે અનંતા કષાયમાં
ડૂબેલો છે.

ચેતનસ્વરૂપ આત્માના અંતરંગ પરિચય વગર શુભ રાગથી ગમે તેટલાં વ્રત–તપ કરે તોપણ મુક્તિનો ઉપાય હાથ આવતો નથી. દેહથી ને રાગથી છૂટું પડવું છે તેને બદલે તે દેહને ને રાગને જ આત્મા માને તે તેનાથી છૂટો ક્યારે પડે? દેહથી ને રાગથી ભિન્ન, હું તો ચૈતન્યસ્વરૂપ છું–એવું જ્ઞાન કરીને તેમાં એકાગ્રતાવડે જ જીવ મુક્ત થાય છે.

અજ્ઞાનીને ચૈતન્યના આનંદનું ભાન નથી એટલે તેનાં વ્રત-તપ તો સંસારના ભોગના હેતુએ જ છે; આત્માના અતીન્દ્રિય ચૈતન્ય–વિષયની રુચિ છોડીને જેણે વ્રત–તપના રાગની રુચિ કરી તે જીવને સંસારના ભોગની જ વાંછના છે; કેમ કે રાગનું ફળ તો સંસારમાં સ્વર્ગાદિ ગતિમાં ઇંદ્રિયભોગની પ્રાપ્તિ છે; અને તે સંસારના ભોગની વાંછના તે તો મોટું અશુભ (–મિથ્યાત્વ) છે; તેના ફળમાં તે જીવ ઘોર સંસારમાં પરિભ્રમણ કરશે.

વ્રત-તપમાં ખેદના પરિણામ થાય તે તો પાપ છે; પણ કદાચ શુભભાવથી વ્રત–તપ કરે તોપણ જ્ઞાનનંદસ્વરૂપ આત્મામાં એકાગ્રતા વગર તે બધું નિરર્થક છે, તેનું ફળ પણ સંસાર જ છે, તેના વડે નિર્વાણ પમાતું નથી. (૩૩)

આ ૩૩મી ગાથામાં એમ કહ્યું કે અજ્ઞાની ઘોર તપશ્ચરણાદિ કરવા છતાં નિર્વાણને પામતો નથી, પણ ક્લેશ જ પામે છે. તેની સામે જ્ઞાનીની વાત કરતાં હવે ૩૪મી ગાથામાં કહેશે કે–જ્ઞાની ભેદજ્ઞાનવડે ચૈતન્યના આહ્‌લાદને અનુભવતો થકો ઘોર તપશ્ચરણાદિમાં પણ જરાય ક્લેશ પામતો નથી.





જ્ઞાનીની સેવા રાગ વડે થતી નથી.
જ્ઞાનીની સેવા જ્ઞાનભાવવડે જ થાય છે
રાગથી ભિન્ન જ્ઞાનભાવરૂપે જે પરિણમ્યો
તેણે જ જ્ઞાનીની સાચી સેવા કરી.



# જ્ઞાનીનો તપ આનંદમય છે.



જેને આનંદસ્વરૂપ આત્માનું ભાન નથી એવા અજ્ઞાનીને પોતાને તપશ્ચરણ–વ્રતાદિમાં ખેદ લાગે છે, એટલે જ્ઞાની સંતોને પણ તપશ્ચરણમાં ખેદ થતો હશે, એમ તે માને છે; તેને એમ શંકા થાય છે કે મુક્તિને માટે ઘોર તપ કરનારા જ્ઞાની-સંતોને પણ મહાદુઃખ થતું હશે અને ચિત્તમાં ખેદ થતો હશે, તેથી તેને મુક્તિની પ્રાપ્તિ કેમ થાય? તે શંકાનું સમાધાન કરતાં આચાર્ય પૂજ્યપાદસ્વામી કહે છે કે—

> आत्मदेहान्तरज्ञानजनिताह्लादनिर्वृत्तः ।
> तपसा दुष्कृतं घोरं भुंजानोऽपि न खिद्यते ॥ ३४ ॥

અરે ભાઈ! આત્મા અને દેહના ભેદજ્ઞાનવડે, ચૈતન્યમાં એકાગ્ર થયેલા ધર્માત્મા તો આનંદથી આહ્લાદિત છે, તે તો ચૈતન્યના આનંદમાં ઝૂલે છે, અનાકુળ શાંતિરસના વેદનમાં ડુબકી મારીને લીન થયા છે; ત્યાં અનેક ઉપવાસાદિ તપશ્ચરણ સહેજે થઈ જાય છે, તેમાં તેમને ખેદ થતો નથી પણ ચૈતન્યના આનંદનો વિષયાતીત આહ્લાદ આવે છે. અરે! ચૈતન્યના અનુભવમાં દુઃખ કેવું? ઋષભદેવ પ્રભુ છ મહિના સુધી ધ્યાનમાં એવા લીન રહ્યા કે ચૈતન્યના આનંદમાં વચ્ચે આહારની વૃત્તિ જ ન ઊઠી. ત્યાં કાંઈ તેમને દુઃખ ન હતું. ત્યારપછી બીજા છ મહિના પણ તપ કર્યો. લગભગ એક વર્ષના ઉપવાસ થયા, છતાં પરિણામમાં જરાય ખેદ ન હતો; આત્માના આનંદમાં ઘણી લીનતા હતી. આનંદમાં લીનતાવડે જ્ઞાની મુક્તિને સાધે છે. મુક્તિને સાધતાં દુઃખ લાગે તો તેણે મુક્તિના માર્ગને જાણ્યો નથી. મુક્તિ તો પરમાનંદની પ્રાપ્તિ છે, ને તેનો ઉપાય પણ આનંદમય છે, તેના ઉપાયમાં

ગમે તેવી ઘોર પ્રતિકૂળતા આવી પડે તોપણ આત્માના આનંદથી આનંદિત સંતોને જરાય દુઃખ કે ખેદ થતો નથી. દેહને અને સંયોગોને પોતાથી ભિન્ન જાણીને જેઓ આત્મામાં જ લીન થયા છે તેમને દુઃખ કેવું? ગમે તેવા બાહ્ય સંયોગો આવી પડો પણ જ્યાં બાહ્યવિષયો સંબંધી ચિંતા જ નથી ત્યાં દુઃખ કેવું? ચૈતન્યનો સ્વભાવ જ આનંદ છે.–'आनंदं ब्रह्मणो रूपं' તેના ચિંતનમાં દુઃખ કેમ હોય? અહો! જ્ઞાનીને તો આત્મસ્વરૂપમાં અપૂર્વ આનંદનો અનુભવ છે, પણ સંયોગદૃષ્ટિવાળા મૂઢ અજ્ઞાની જીવને જ્ઞાનીના અંતરની ખબર નથી, પ્રતિકૂળ સંયોગોથી જ્ઞાનીને દુઃખ થતું હશે–એમ તે મૂઢતાથી માને છે, સિંહ આવીને ધ્યાનસ્થ મુનિના શરીરને ફાડી ખાતો હોય ત્યાં જેને એમ લાગે કે "અરેરે! મુનિને મહાદુઃખ થતું હશે"–તો તે જીવ મોટો મૂઢ છે. અરે મૂઢ! સંતો તો અંતરમાં ચૈતન્યસ્વરૂપની લીનતાથી મહાસુખી છે, મહાઆનંદી છે; શરીરને સિંહ ફાડી ખાય તેમાં શું થયું? શરીરથી આત્માને ભિન્ન જાણીને સંતો તો ચૈતન્યમાં લીન થઈને આનંદને જ અનુભવે છે. સાધક સંતો ઉપર ઉપસર્ગ આવે ત્યાં તે દૂર કરવાની વૃત્તિનો ભાવ ધર્મી ભક્તોને આવ્યા વિના રહે નહિ, પરંતુ ત્યાં સામા સંતોને દુઃખી માનીને તે ભાવ નથી આવતો, પણ પોતાના રાગને લીધે–ભક્તિભાવને લીધે તેવી વૃત્તિ આવે છે. જેને સંયોગ તરફ ઝૂકાવ થઈને રાગ–દ્વેષ થાય છે તેને જ દુઃખ થાય છે, પણ જેને સંયોગ તરફ ઝૂકાવ નથી ને સ્વભાવ તરફ જ ઝૂકાવ છે એવા સંતોને રાગદ્વેષ થતા નથી, અને તેથી ગમે તેવા સંયોગથી પણ તેમને દુઃખ થતું નથી, આનંદનો જ અનુભવ છે; ને એ રીતે ચૈતન્યના આનંદમાં લીન થઈને તે મુક્તિને સાધે છે.

શરીરને આત્મા માન્યો ત્યાં શરીર ઉપરના મમત્વને લીધે જ અજ્ઞાની દુઃખી ખેદખિન્ન થાય છે. પણ જ્યાં દેહથી આત્માને

જુદો જાણ્યો, દેહનું મમત્વ જ છૂટી ગયું ને ચૈતન્યમાં લીનતા થઈ ત્યાં ધર્મીને આનંદની જ અમૃતધારા વહે છે, તેમાં તેને ખેદ કે દુઃખ થતું નથી. ભેદજ્ઞાનપૂર્વકની તપસ્યા તે મોક્ષનું કારણ છે.

આત્મા અને શરીરનું ભેદજ્ઞાન કરીને જ્યાં આત્મામાં એકાગ્ર થયો ત્યાં સમસ્ત બાહ્યવિષયોની ચિંતા છૂટી જાય છે ને પોતાના પરમ અતીન્દ્રિય આનંદનો અનુભવ થાય છે. બહારના ગમે તેવા સંયોગમાં પણ તેનો આનંદ અબાધિત રહે છે; બાહ્યસંયોગની પ્રતિકૂળતાથી કે વ્રત–તપથી તેને ખેદ થતો નથી. (૩૪)



# જ્યાં ખેદ છે ત્યાં આત્મા નથી.
# નિજાનંદના કલ્લોલને જ્ઞાની જ દેખે છે.



જ્યાં સુધી બાહ્ય પદાર્થોમાં આ મને ઇષ્ટ અને આ મને અનિષ્ટ એવી રાગ-દ્વેષની બુદ્ધિરૂપ કલ્લોલોથી જીવ ચંચળ છે ત્યાં સુધી તેને ચૈતન્યના આનંદનો અનુભવ થતો નથી. જેનું ચિત્ત સમસ્ત બાહ્ય પદાર્થોથી ભિન્ન પોતાના જ્ઞાનાનંદસ્વરૂપ આત્મામાં વળ્યું છે તે જીવ રાગ-દ્વેષાદિ કલ્લોલોથી રહિત સ્થિર છે, ને એવા સ્થિર ચિત્તવાળો જીવ જ પરમ આનંદમય આત્મતત્ત્વને દેખે છે, બીજા દેખી શકતા નથી—એમ હવે કહે છે—

रागद्वेषादिकल्लोलैरलोलं यन्मनोजलम् ।
स पश्यत्यात्मनस्तत्त्वं तत्‌ तत्त्वं नेतरो जनः ॥ ३५ ॥

જેનું જ્ઞાનરૂપી જળ રાગદ્વેષાદિ કલ્લોલોથી અવિક્ષિપ્ત છે તે આત્મતત્ત્વને દેખે છે, બીજા જનો તેને દેખતા નથી. જેમ મેલા કે તરંગવાળા પાણીમાં રહેલી વસ્તુ દેખાતી નથી, તેમ જેનું જ્ઞાનજળ મિથ્યાત્વરૂપી મેલથી કે રાગ-દ્વેષરૂપી કલ્લોલોથી વિક્ષિપ્ત છે—ચંચળ છે તેના જ્ઞાનમાં આનંદમય આત્માનો અનુભવ થતો નથી.

આ આત્મતત્ત્વ રાગદ્વેષાદિ કલ્લોલોવડે વેદનમાં આવતું નથી. આત્માની આરાધનામાં જેને કષ્ટ લાગે તેણે આત્માને દેખ્યો જ નથી. પરમાનંદસ્વરૂપ આત્માની આરાધનામાં કષ્ટ કેમ હોય? બાહ્ય પદાર્થોમાં ઇષ્ટ-અનિષ્ટ સંકલ્પોના તરંગથી જે ડામાડોળ વર્તે છે તેને આત્માના આનંદમાં લીનતા થતી નથી. ચૈતન્ય-સરોવરનું જળ રાગદ્વેષના તરંગોથી ડોલી રહ્યું છે ત્યાં સમાધિ થતી નથી. જેમ તરંગથી ઉછળતા પાણીમાં અંદર ઊંડે રહેલી

વસ્તુ દેખાતી નથી તેમ જેનું જ્ઞાનજળ રાગ-દ્વેષરૂપી તરંગોથી ઊછળી રહ્યું છે તેને અંદર રહેલા આત્મતત્ત્વનું દર્શન થતું નથી. રાગ-દ્વેષ રહિત નિર્વિકલ્પ ચિત્તવડે આત્મદર્શન થાય છે. ચિદાનંદ તત્ત્વમાં ઊંડે ઊતરતાં રાગ- ષાદિના સંકલ્પો છૂટી જાય છે,- અને મન સ્થિર-શાંત થઈને આત્મામાં આનંદના કલ્લોલ ઊછળે છે. આવા શાંત ઉપયોગવાળો જીવ જ પોતાના પરમતત્ત્વને દેખે છે, બીજા જનો દેખી શકતા નથી.

પ્રભો! આત્મદર્શન શું છે તેની પણ તને ખબર ન હોય તો શાંતિ કે સમાધિ થાય નહિ. અંતરના ચૈતન્યનું નિર્વિકલ્પ વેદન ન થાય ત્યાં સુધી તો સમ્યગ્દર્શન પણ હોતું નથી. સંકલ્પ-વિકલ્પોથી વિમુખ થઈને ચૈતન્યસ્વભાવ તરફ ઝૂકીને નિર્વિકલ્પ વેદન કરે ત્યારે જીવને સમ્યગ્દર્શન થાય છે. સમ્યગ્દર્શન પછી મુનિદશા કે સમાધિ થાય છે. સમ્યગ્દર્શન થતાં અમુક શાંતિ ને સમાધિ તો થઈ છે, પણ હજી મુનિદશાની વિશેષ સમાધિ નથી. સંકલ્પ-વિકલ્પરહિત ચૈતન્યતત્ત્વનો આનંદ જેના વેદનમાં નથી આવ્યો તેને દુઃખ અને ખેદનાં પરિણામ થયા વિના રહેતાં નથી. નિર્વિકલ્પ મનવડે આત્મદર્શન થાય છે; અહીં 'મન' એટલે જ્ઞાન સમજવું. જ્ઞાન જ્યાં અંતર્મુખ વળ્યું ત્યાં નિર્વિકલ્પ થયું, ને આત્માના આનંદનું વેદન થયું. હવે તે જ્ઞાનસરોવર રાગદ્વેષાદિ તરંગોથી ડોલાયમાન થતું નથી, તેમાં રાગદ્વેષના વિક્ષેપો નથી, તે ચૈતન્યસરોવરમાં આનંદના તરંગ છે.

મિથ્યાત્વ તે સૌથી મોટો વિક્ષેપ છે; રાગાદિથી કિંચિત્ પણ લાભ થશે એવી મિથ્યાબુદ્ધિ તે આત્મદર્શનમાં મોટો વિક્ષેપ છે; તે વિક્ષેપથી ડામાડોળ જ્ઞાન અંતર્મુખ સ્થિર થઈને આત્માને દેખી શકતું નથી. અને, મિથ્યાત્વનો નાશ કરીને આત્માનું સમ્યગ્જ્ઞાન પ્રગટ કર્યા પછી પણ જ્યાંસુધી રાગ-દ્વેષના કલ્લોલોથી જ્ઞાનજળ ચંચળ વર્તે છે ત્યાંસુધી નિર્વિકલ્પ આનંદનું

વેદન થતું નથી. જ્યારે જ્ઞાનઉપયોગ અંતરમાં વળીને, રાગદ્વેષ રહિત નિર્વિકલ્પપણે સ્થિર થાય છે ત્યારે આત્મતત્ત્વ સ્વસંવેદન-પ્રત્યક્ષથી અનુભવમાં આવે છે; રાગ-દ્વેષના વિકલ્પમાં જોડાયેલું જ્ઞાન સ્વસંવેદનપ્રત્યક્ષથી આત્માને અનુભવી શકતું નથી.

અતીન્દ્રિય આત્મસ્વરૂપની સન્મુખતાવડે રાગદ્વેષાદિ તરંગો શાંત થઈ જાય છે. ચૈતન્યસ્વભાવની સન્મુખતા વગર બીજા કોઈ ઉપાયથી રાગદ્વેષના તરંગો શાંત થતા નથી. બહારની અનુકૂળતાના લક્ષે જે શાંતપરિણામ લાગે તે ખરી શાંતિ નથી. અંતરૂસ્વભાવના લક્ષે રાગ-દ્વેષનો અભાવ થતાં જ ખરી શાંતિ હોય છે. અંતર્મુખ ઉપયોગ વખતે નિર્વિકલ્પદશામાં પરમાત્મતત્ત્વ આનંદસહિત સ્ફુરાયમાન થાય છે,-પ્રગટ અનુભવમાં આવે છે. જેમ જેમ આવો અનુભવ વધતો જાય છે તેમ તેમ રાગ-દ્વેષ છૂટતા જાય છે ને વીતરાગી સમાધિ થતી જાય છે; પછી બહારની ગમે તેવી પ્રતિકૂળતા કે અનુકૂળતાથી પણ તેનું ચિત્ત ચલાયમાન થતું નથી. સ્વરૂપલીનતામાં જે અચિંત્ય આનંદ છે તેને ધર્મી પોતે જ જાણે છે, બીજા બાહ્યદષ્ટિજીવો તેને જાણતા નથી.

માટે હે જીવ! તું તારા મનને અંતર્મુખ સ્થિર કરીને તારા ચૈતન્યસ્વરૂપને આનંદથી દેખ-એમ હવેની ગાથામાં કહેશે. (૩૫)



# ચિત્તને ચૈતન્યમાં સ્થિર કર



રાગદ્વેષરહિત થઈને, ચૈતન્યસ્વભાવની સન્મુખ એકાગ્ર થવું તે જ અવિક્ષિપ્તમન છે, તે જ આત્માનું તત્ત્વ છે; ને રાગદ્વેષાદિમાં જોડાયેલું મન તો વિક્ષિપ્ત છે, તેને આત્માનું તત્ત્વ ગણતા નથી. વિક્ષિપ્ત મન તો આસ્રવ–બંધ છે, અને અવિક્ષિપ્ત મન તે સંવર–નિર્જરા છે. તેથી વિક્ષિપ્ત મન છોડીને, ચૈતન્યસ્વરૂપમાં વળીને અવિક્ષિપ્ત મન ધારણ કરવાનું આચાર્યદેવ કહે છે—

> अविक्षिप्तं मनस्तत्त्वं विक्षिप्तं भ्रान्तिरात्मनः ।
> धारयेत्तदविक्षिप्तं विक्षिप्तं नाश्रयेत्ततः ॥ ३६ ॥

અવિક્ષિપ્ત મન એટલે કે રાગદ્વેષરહિત અંતરમાં ઠરેલું જ્ઞાન, તે જ આત્માનું તત્ત્વ છે, અને રાગાદિરૂપે પરિણત વિક્ષિપ્ત મન તે તો આત્માનો વિભ્રમ છે–તે વાસ્તવિકસ્વરૂપ નથી. માટે હે ભવ્ય! તું તે અવિક્ષિપ્ત મનને ધારણ કર, અને રાગદ્વેષમાં વર્તતા વિક્ષિપ્ત મનને ધારણ ન કર.

'અવિક્ષિપ્તમન' એટલે નિર્વિકલ્પ સ્થિરતા, તે આત્મતત્ત્વ છે. અંતરમાં ઠરેલી નિર્મળ પર્યાયને જ અભેદપણે આત્મા કહી દીધો; અને 'વિક્ષિપ્તમન' એટલે સંકલ્પ–વિકલ્પ, તે આત્માનું સ્વરૂપ નથી. દેહાદિમાં આત્માની બુદ્ધિ કરવી તે ભ્રાંતિ છે, તેને અહીં વિક્ષિપ્ત મન કહ્યું છે. પરમાં આત્મબુદ્ધિવાળા જીવનું મન કદી સંકલ્પ–વિકલ્પ રહિત થઈને ઠરતું નથી, એટલે અવિક્ષિપ્ત થતું નથી, પણ રાગદ્વેષથી વિક્ષિપ્ત જ રહે છે; તે ખરેખર આત્માનું તત્ત્વ નથી. દેહાદિથી ને વિકારથી ભેદજ્ઞાન કરીને જે

જીવ આત્મામાં જ આત્મબુદ્ધિ કરે છે તેનું મન સંકલ્પ–વિકલ્પ રહિત થઈને ચૈતન્યમાં ઠરે છે, તે અવિક્ષિપ્ત મન આત્માનું તત્ત્વ છે. અંતરમાં વળેલા સમ્યક્ ભાવશ્રુતજ્ઞાનને અહીં અવિક્ષિપ્ત મન કહ્યું છે અને તેને જ આત્મા કહ્યો છે. આ 'મન'ને બાહ્ય વિષયોનું કે જડ મનનું અવલંબન નથી, ચૈતન્યનું જ અવલંબન છે. "ભાવમન પણ આત્માનું સ્વરૂપ નથી" એમ કહેવાય છે તે તો સંકલ્પ–વિકલ્પ–રાગ–દ્વેષવાળા મનની વાત છે; ને અહીં અવિક્ષિપ્ત મનને આત્મા કહ્યો છે તે તો સંકલ્પ–વિકલ્પ રહિત થઈને અંતરમાં એકાગ્ર થયેલા નિર્વિકલ્પ ભાવની વાત છે.

આત્મલાભને જેઓ ઇચ્છતા હોય તેઓ રાગદ્વેષવાળા વિક્ષિપ્ત ચિત્તને છોડો, ને ચૈતન્યમાં જ મનને એકાગ્ર કરીને અવિક્ષિપ્ત કરો. તે અવિક્ષિપ્ત મનથી આત્માની પ્રાપ્તિ થાય છે.

બાહ્યવિષયોમાં વર્તતું સંકલ્પ સહિત મન તે સંસારનું કારણ છે; ને ચૈતન્યમાં ઠરેલું નિર્વિકલ્પ મન તે મોક્ષનું કારણ છે. બાહ્યવિષયોનું મનન–ચિંતન કરનારું મન તે સંસારનું કારણ છે; અને ચૈતન્યવિષયનું મનન કરનારું મન તે મોક્ષનું કારણ છે. માટે ચૈતન્યસ્વરૂપમાં મનને સ્થિર કરવાનો દઢ પ્રયત્ન કરો, એમ પૂજ્યપાદસ્વામીનો ઉપદેશ છે.

જ્યાં સુખ લાગે ત્યાં જ્ઞાન ઠરે....પરમાં જેને સુખ લાગતું હોય તેનું જ્ઞાન પરથી હઠીને સ્વમાં ઠરે નહિ; રાગમાં જેને સુખ લાગતું હોય તેનું જ્ઞાન રાગથી ખસીને સ્વભાવમાં ઠરે નહિ. આનંદ તો આત્માનો સ્વભાવ જ છે એટલે આત્મા પોતે જ આનંદસ્વરૂપે પરિણમે છે–આવો નિર્ણય કરીને જે જીવ અંતર્મુખ થાય છે તેનું ચિત્ત અવિક્ષિપ્ત થાય છે, રાગાદિથી તે વિક્ષિપ્ત થતું નથી. અહા! વાસ્તવિક આનંદ શું છે તેની પણ જગતના જીવોને ખબર નથી. ને અજ્ઞાની બાહ્યવિષયોમાંથી આનંદ લેવા માટે તે તરફ જ જ્ઞાનને જોડે છે. એટલે તેનું ચિત્ત સદાય બાહ્ય...

વિષયો પ્રત્યેના રાગદ્વેષથી વિક્ષિપ્ત જ રહે છે. અને જેનું ચિત્ત અંતર્મુખ થઈને ચૈતન્યના અતીન્દ્રિય આનંદના વેદનમાં જોડાયેલું છે તેનું ચિત્ત અવિક્ષિપ્ત રહે છે, કોઈ પણ વિષયોથી વિક્ષિપ્ત થતું નથી, કેમકે બાહ્ય વિષયો તરફ તેનું વલણ જ નથી. આત્માનો આનંદ 'નિર્વિષય' છે એટલે કે બાહ્યવિષયો વિનાનો છે. અહા! જ્યાં અંતરના આનંદના અનુભવમાં લીન થયો ત્યાં જગતના બાહ્ય વિષયો તેને શું કરે? જગતનો કોઈ અનુકૂળ વિષય તેને લલચાવવા સમર્થ નથી, તેમ જ ગમે તેવો પ્રતિકૂળ વિષય પણ તેને ડગાવવા સમર્થ નથી; તેના ચિત્તમાં કોઈ પ્રત્યેના રાગદ્વેષનો વિક્ષેપ જ રહ્યો નથી, સમભાવમાં તેનું ચિત્ત સ્થિર થયું છે. આવું અવિક્ષિપ્ત ચિત્ત તે મોક્ષનું કારણ છે; માટે હે ભવ્ય જીવો! આનંદસ્વરૂપ આત્માને ઓળખીને ચિત્તને તેમાં સ્થિર કરો એવો સંતોનો ઉપદેશ છે. (૩૬)



# ચિત્તની સ્થિરતા માટે આત્મભાવના



કયા કારણથી મન વિક્ષિપ્ત થાય છે અને તેને કઈ રીતે અવિક્ષિપ્ત કરવું તે હવે બતાવે છે:-

अविद्याभ्याससंस्कारैरवशं क्षिप्यते मनः।
तदेव ज्ञानसंस्कारैः स्वतस्तत्त्वेऽवतिष्ठते ॥ ३७ ॥

દેહ તે જ હું-એવી ભ્રમણા તે અવિદ્યા છે, તે અવિદ્યાના સંસ્કારને લીધે મન પરને આધીન વર્તતું થકું ક્ષુબ્ધ થાય છે; પણ હું જ્ઞાયક છું-એવા સમ્યગ્જ્ઞાનરૂપ વિદ્યાના સંસ્કારથી મન પોતાના સ્વતત્ત્વમાં એકાગ્ર થાય છે ને વિક્ષિપ્ત થતું નથી.

આત્માના જ્ઞાનાનંદસ્વરૂપમાં એકાગ્રતા તે સમાધિ છે, અને રાગ-દ્વેષમાં એકાગ્રતા તે અસમાધિ છે. આત્મજ્ઞાન તે સમાધિનું કારણ છે, ને અજ્ઞાન તે અસમાધિનું કારણ છે.

દેહ તે હું, દેહને હું પવિત્ર રાખું-એવી માન્યતા તે અવિદ્યા છે, તે અવિદ્યાના સંસ્કારથી જીવનું મન શરીરાદિ બાહ્ય વિષયોમાં જ વર્તે છે; પણ જ્ઞાનસ્વરૂપમાં સ્થિર થતું નથી. હું તો જ્ઞાયક છું, દેહથી ભિન્ન રાગથી ભિન્ન પવિત્ર જ્ઞાનસ્વરૂપ જ હું છું-એવા જ્ઞાનસંસ્કારવડે મન આત્મામાં સ્થિર થાય છે. (અહીં મન એટલે જ્ઞાનનો ઉપયોગ)

શરીર જડ છે, અશુચીનું ધામ છે, અસ્થિર છે ને પર છે, છતાં જીવ તેને જ આત્મા માને છે, તેને શુચી, સ્થિર અને પોતાનું માને છે, તે અવિદ્યા છે; તે અવિદ્યાના જ અભ્યાસને લીધે અજ્ઞાનીનું મન ક્ષુબ્ધ થઈને બાહ્યવિષયોમાં જ વર્તે છે. પણ હું દેહથી ભિન્ન, શુચિ, સ્થિર અને જ્ઞાયકસ્વરૂપ છું, આ શરીર મારું નથી-આવા ભેદજ્ઞાનની ભાવનાથી પોતાના ચૈતન્ય-

સ્વરૂપમાં એકાગ્રતા થાય છે; તે જ સમાધિનો ઉપાય છે.

જ્ઞાનસ્વભાવની જેને ભાવના નથી ને બાહ્ય વિષયોમાં (શુભમાં કે અશુભમાં) જ જેનું ચિત્ત વર્તે છે તેનું ચિત્ત કદી અવિક્ષિપ્ત (સ્થિર) થાય નહીં; જ્ઞાનસ્વભાવની ભાવના વગર કોઈ રીતે શાંતિ થાય નહિ. જ્યાં બહારથી લાભ–નુકસાન થવાની માન્યતા છે ત્યાં રાગદ્વેષ વર્ત્યા જ કરે છે. એક તરફ જ્ઞાયકસ્વરૂપ પવિત્ર આત્મા છે....ને બીજી તરફ સમસ્ત બાહ્યવિષયો છે....જે જીવ અંતરમાં વળીને વારંવાર આત્માની ભાવના કરે છે તેને રાગદ્વેષ રહિત ઉપશાંતભાવરૂપ સમાધિ થાય છે, અને જે જીવ બાહ્યવિષયોની ભાવના ભાવે છે તેને રાગદ્વેષરૂપ વિક્ષેપથી અસમાધિ જ વર્તે છે. માટે જ્ઞાનસંસ્કાર એટલે કે શુદ્ધ આત્માની ભાવના તે જ સમાધિનું કરણ છે. અને બાહ્યવિષયોની ભાવનારૂપ અવિદ્યાના સંસ્કાર તે અસમાધિનું કારણ છે.

પહેલાં અંતર્મુખ થઈને, દેહથી ભિન્ન જ્ઞાનાનંદસ્વરૂપ આત્માની શ્રદ્ધાવડે સમ્યગ્દર્શન કરવું તે અપૂર્વ વિદ્યા છે, ને તે પણ સમાધિ છે. તેને ચૈતન્યના અતીન્દ્રિય આનંદનું સ્વસંવેદન થાય છે; આનંદનું વેદન તે જ અવિક્ષિપ્ત મન છે. આત્માના આનંદના વેદન વગર મનમાંથી વિક્ષેપ મટે નહિ ને સમાધિ થાય નહિ. ચૈતન્ય તરફ ઝૂકીને જેમ જેમ તેના આનંદનું વેદન વધતું જાય છે તેમ તેમ મનમાંથી રાગ–દ્વેષરૂપ વિક્ષેપ છૂટતા જાય છે ને વીતરાગી શાંતિ–સમાધિ થતી જાય છે.

સમ્યગ્જ્ઞાન પછી પણ જેટલા રાગદ્વેષ છે તેટલો ચૈતન્યની સ્થિરતામાં વિક્ષેપ પડે છે. જીવને અનાદિથી અજ્ઞાનદશામાં રાગદ્વેષ કરવાની ટેવ પડી ગઈ છે. તે રાગદ્વેષના સંસ્કારને લીધે મન ચૈતન્યમાં ઠરતું નથી, રાગદ્વેષનું મૂળ અજ્ઞાન, તે તો ટળી ગયું છતાં તેના અભ્યાસના સંસ્કારને લીધે હજી રાગ–દ્વેષ સર્વથા ટળ્યા નથી. કંઈ પૂર્વના કારણે વર્તમાન રાગદ્વેષ થાય છે એમ

નથી, પણ વર્તમાનમાં પોતાના અપરાધને લીધે પોતે તે સંસ્કાર ચાલુ રાખ્યા છે તેથી હજી રાગદ્વેષ થાય છે. આ રાગદ્વેષનો કઈ રીતે નાશ થાય ? કે પોતાના જ્ઞાનતત્ત્વના દૃઢ સંસ્કારવડે સ્વરૂપમાં સ્થિર થતાં રાગ-દ્વેષનો નાશ થઈ જાય છે. સામસામા બે સંસ્કાર લીધા-એક અવિદ્યાના સંસ્કાર, ને બીજા જ્ઞાનસંસ્કાર; જ્ઞાનના ઉગ્ર સંસ્કાર એટલે વારંવાર તીવ્ર રસથી તેનો પરિચય, તે જ અજ્ઞાનના સંસ્કારના નાશનો ઉપાય છે. જેમ જેમ જ્ઞાનમાં એકાગ્રતા થતી જાય છે તેમ તેમ રાગદ્વેષના સંસ્કાર છૂટતા જાય છે ને વીતરાગતા વધતી જાય છે. માટે જ્યાં સુધી જ્ઞાન પોતામાં લીન થઈને વીતરાગતા ન થાય ત્યાં સુધી અતિ દૃઢતાપૂર્વક જ્ઞાનતત્ત્વની ભાવના કર્યા જ કરવી.

સમયસારમાં કહે છે કે-

'भावयेत्भेदविज्ञानमिदमच्छिन्नधारया ।
तावद्यावत्पराच्च्युत्वा ज्ञानं ज्ञाने प्रतिष्ठते ॥'

આ ભેદવિજ્ઞાન અચ્છિન્નધારાથી-અખંડપ્રવાહરૂપે વિચ્છેદ પડ્યા વગર ત્યાં સુધી ભાવવું કે જ્યાં સુધી પરભાવોથી છૂટી જ્ઞાન જ્ઞાનમાં જ ઠરી જાય.

એ રીતે જ્ઞાનમાં સ્થિરતાના અભ્યાસવડે એવી વીતરાગી સમાધિ થાય છે કે માન-અપમાનના પ્રસંગમાં પણ તેના ચિત્તમાં કોઈ વિક્ષેપ થતો નથી-એમ હવેની ગાથામાં કહેશે. ॥ ૩૭ ॥



જ્ઞાનીને સ્વભાવની ભાવના છૂટીને તે વૃત્તિ થઈ નથી. મુનિવરોને તો ધ્યાનમાં માન-અપમાનની વૃત્તિ જ નથી ઊઠતી, એટલું વીતરાગી ચારિત્ર થઈ ગયું છે. સમકિતી ગૃહસ્થને એટલું વીતરાગી ચારિત્ર થયું નથી પણ પરસંયોગની અસર વિનાના પોતાના જ્ઞાનાનંદ સ્વરૂપની દૃષ્ટિ થઈ છે, અજ્ઞાનના સંસ્કાર છૂટી ગયા છે, જ્ઞાનસ્વભાવની જ મહત્તા કરી છે, એટલે તેને જ્ઞાનસ્વભાવની મહત્તા પાસે બીજા પદાર્થોની જરાય મહત્તા ભાસતી નથી, તેથી બીજા પદાર્થોવડે તેને પોતાનું માન ભાસતું નથી; તેમજ નિંદા વગેરે પ્રતિકૂળ પ્રસંગથી તેને પોતાનું અપમાન ભાસતું નથી. કોઈ નિંદા કરે કે કોઈ પ્રશંસા કરે, તે બંને વખતે હું તો તેનાથી જુદો જ્ઞાનસ્વરૂપ છું, નિંદાના કે પ્રશંસાના શબ્દો મારામાં આવતા નથી, નિંદા કરનાર તેના પોતાના દ્વેષભાવને કરે છે, પ્રશંસા કરનાર તેના પોતાના રાગભાવને કરે છે, પણ મારા જ્ઞાનસ્વભાવમાં તે કાંઈ કરતા નથી,—આવા ભાનમાં ધર્મીને માન-અપમાનની બુદ્ધિ છૂટી ગઈ છે. જરાક રાગ-દ્વેષની વૃત્તિ થઈ જાય તે પોતાના અસ્થિરભાવને લીધે છે, સંયોગને લીધે નથી—એમ તે જાણે છે, ને જ્ઞાનભાવનામાં સ્થિર થઈને તે રાગ-દ્વેષની વૃત્તિને તોડી નાંખે છે.

અજ્ઞાનીને જ્ઞાનસ્વભાવની ભાવના નથી, સંયોગની જ ભાવના છે, સંયોગથી પોતાની હીનતા-અધિકતા માને છે, અનુકૂળ સંયોગથી પોતાનું માન માને છે ને પ્રતિકૂળ સંયોગથી પોતાનું અપમાન માને છે, એટલે તેને સંયોગો પ્રત્યે રાગદ્વેષ થયા જ કરે છે; તેને અવિદ્યાના સંસ્કારને લીધે સર્વત્ર પોતાનું માન-અપમાન જ ભાસ્યા કરે છે. પણ હું તો સંયોગથી ભિન્ન જ્ઞાયક-સ્વભાવ છું, મારા જ્ઞાનને જગતમાં કોઈ પ્રતિકૂળ કે અનુકૂળ નથી, બધાય મારા જ્ઞેય જ છે,—આવી સ્વભાવભાવનાવડે જ માન-અપમાનની વૃત્તિ ટળીને સમાધિ-શાંતિ થાય છે.

થતું જ નથી. માટે હે જીવ! તું તારા ચિત્તને ચૈતન્યભાવનામાં સ્થિર કર, જેથી રાગ-દ્વેષથી તે ક્ષુબ્ધ ન થાય; અને જ્યાં ચિત્તનો ક્ષોભ નથી ત્યાં માન-અપમાનની કલ્પના થતી નથી એટલે રાગદ્વેષરૂપ પરિણમન થતું નથી પણ સમાધિ જ થાય છે. ગમે તેવા પ્રતિકૂળ પ્રસંગમાં કે અનુકૂળ પ્રસંગમાં પણ તે ચૈતન્યભાવનાવાળો જીવ પોતાના સમ્યગ્દર્શનાદિથી ચ્યૂત થતો નથી, જ્ઞાનભાવનાથી ચ્યૂત થતો નથી. આ રીતે જ્ઞાનસ્વભાવની ભાવના જ વીતરાગી સમાધિનો ઉપાય છે, માટે તે જ ભાવના કરવા જેવી છે, એમ પૂજ્યપાદ-પ્રભુનો ઉપદેશ છે.

* * *

અનુકૂળ સંયોગમાં મને રાગ થશે ને પ્રતિકૂળ સંયોગમાં મને દ્વેષ થશે-એમ અજ્ઞાનીનો અભિપ્રાય છે, એટલે તેને જ્ઞાનનો અભિપ્રાય નથી પણ રાગદ્વેષનો જ અભિપ્રાય છે. અનુકૂળ સંયોગથી મારું માન ને પ્રતિકૂળ સંયોગથી મારું અપમાન એમ જેણે માન્યું તે અજ્ઞાનીને એકલી બાહ્યદૃષ્ટિથી માન-અપમાન માનીને રાગ-દ્વેષ જ થયા કરે છે. પણ જ્ઞાની તો જાણે છે કે માનનો પ્રસંગ હો કે અપમાનનો પ્રસંગ હો, હું તો જ્ઞાન જ છું; અનુકૂળ પ્રસંગ વખતે પણ હું તો 'જ્ઞાન' જ છું, ને પ્રતિકૂળ પ્રસંગ વખતે પણ હું તો 'જ્ઞાન' જ છું; એમ સર્વ પ્રસંગે હું તો જ્ઞાનસ્વભાવ જ છું-એવી જ્ઞાનભાવના જ્ઞાનીને વર્તે છે, ને તે જ્ઞાનભાવનાના જોરે તેને રાગદ્વેષનો નાશ જ થતો જાય છે, એટલે તેને સમાધિ-શાંતિ થાય છે. (૩૮)

હવે માન-અપમાન સંબંધી વિકલ્પો દૂર કરવાનો ઉપાય બતાવશે.

---

# રાગ-દ્વેષ જીતવાનો ઉપાય
# સ્વસ્થ આત્માની ભાવના



૩૮મી ગાથામાં કહ્યું કે જેનું ચિત્ત ચૈતન્યમાં સ્થિર નથી તેને જ માન-અપમાનના વિકલ્પો સતાવે છે, પરંતુ જેનું ચિત્ત ચૈતન્યમાં સ્થિર છે તેને માન-અપમાનના વિકલ્પો થતા નથી. હવે તે માન-અપમાન સંબંધી વિકલ્પો કઈ રીતે દૂર કરવા? તે કહે છે—

यदा मोहात्प्रजायेते रागद्वेषौ तपस्विनः।
तदैव भावयेत्स्वस्थमात्मानं साम्यतः क्षणात् ॥ ३९ ॥

માન-અપમાન સંબંધી રાગ-દ્વેષ થવાનો પ્રસંગ આવતાં તે જ ક્ષણે બહારથી ચિત્તને પાછું વાળીને શાંત-સામ્યભાવ વડે સ્વસ્થ આત્માને ભાવવો. શુદ્ધ આત્માની ભાવનાથી ક્ષણમાત્રમાં રાગદ્વેષ શાંત થઈ જાય છે.

પહેલાં તો રાગાદિથી રહિત, ને પરથી રહિત શુદ્ધ જ્ઞાનાનંદસ્વરૂપ આત્માની ઓળખાણ કરવી જોઈએ, પછી વિશેષ સમાધિની આ વાત છે. શુદ્ધ આત્માની ભાવના સિવાય રાગદ્વેષ ટાળવાનો ને સમાધિ થવાનો બીજો કોઈ ઉપાય નથી. અંતર્મુખ થઈને ચૈતન્યને સ્પર્શતાં જ રાગાદિ અલોપ થઈ જાય છે....ને ઉપશાંતરસની ધારા વહે છે. આનું નામ વીતરાગી સમાધિ છે.

રાગ-દ્વેષ, ક્રોધ-માન-માયા-લોભની ઉત્પત્તિનું મૂળ કારણ અજ્ઞાન છે. જ્યાં મૂળમાં અજ્ઞાન પડ્યું છે ત્યાં રાગ-દ્વેષાદિ વિભાવનું ઝાડ ફાલ્યા વિના રહેશે નહિ. ભેદવિજ્ઞાનવડે દેહ અને આત્માને ભિન્ન ભિન્ન જાણીને આત્માની ભાવના કરવી તે જ રાગ-દ્વેષાદિ વિભાવોના નાશનો ઉપાય છે.

સમકિતીને રાગ–દ્વેષના કાળે પણ તેનાથી ભિન્ન ચૈતન્યનું ભેદજ્ઞાન તો સાથે વર્તી જ રહ્યું છે. તે ભેદજ્ઞાન ઉપરાંત, અસ્થિરતાના રાગદ્વેષ ટાળવા માટે જ્ઞાની ચૈતન્યસ્વભાવનું ચિંતન કરે છે.

અરે! પહેલાં અંદરમાં આત્માની ખટક જાગવી જોઈએ કે મારા આત્માને કઈ રીતે શાંતિ થાય! આત્મા સિવાય કોઈ તારું શરણ નથી. પ્રભો! અંદર એક સમયમાં જ્ઞાનાનંદથી પરિપૂર્ણ ભરેલો તારો આત્મા જ તને શરણ છે; તેને ઓળખ, ભાઈ!

બે સગા ભાઈ હોય, બેય નરકમાં એકસાથે ઊપજ્યા હોય, એક સમકિતી હોય ને બીજો મિથ્યાદૃષ્ટિ હોય! ત્યાં સમકિતીને તો નરકની ઘોર પ્રતિકૂળતામાં પણ ચૈતન્યના આનંદનું અંશે વેદન પણ સાથે વર્તી રહ્યું છે. મિથ્યાદૃષ્ટિ એકલા સંયોગોની સામે જોઈને દુઃખની વેદનામાં તરફડે છે....તેના ભાઈને પૂછે છે કે 'અરે ભાઈ! કોઈ શરણ! આ ઘોર દુઃખમાં કોઈ સહાયક! કોઈ આ વેદનાથી છોડાવનાર! હાય! આ અસહ્ય વેદનાથી કોઈ બચાવનાર!!' ત્યાં સમકિતી ભાઈ કહે છે કે અરે બંધુ! કોઈ સહાયક નથી. અંદમાં ભગવાન ચૈતન્ય જ આનંદથી ભરેલો છે, તેની ભાવના જ આ દુઃખથી બચાવનાર છે. ચૈતન્યભાવના વિના બીજું કોઈ દુઃખથી બચાવનાર નથી, બીજું કોઈ સહાયક નથી. આ દેહ ને આ પ્રતિકૂળ સંયોગો એ બધાયથી પાર ચૈતન્યસ્વરૂપી આત્મા છે,—આવા ભેદજ્ઞાનની ભાવના સિવાય જગતમાં બીજું કોઈ દુઃખથી બચાવનાર નથી, કોઈ શરણ નથી. માટે ભાઈ! એક વાર સંયોગને ભૂલી જા....ને અંદર ચૈતન્યતત્ત્વ આનંદસ્વરૂપ છે તેની સન્મુખ જો. તે એક જ શરણ છે. પૂર્વે આત્માની દરકાર કરી નહિ, પાપ કરતાં પાછું વાળીને જોયું નહિ તેથી આ નરકમાં અવતાર થયો....હવે તો આ જ સ્થિતિમાં હજારો વર્ષનું આયુષ્ય પૂરું કર્યે જ છૂટકો....સંયોગ નહિ ફરે, તારું

લક્ષ ફેરવી નાંખ....સંયોગથી આત્મા જુદો છે તેના ઉપર લક્ષ કર. સંયોગમાં તારું દુઃખ નથી; તારા આનંદને ભૂલીને તેં જ મોહથી દુઃખ ઊભું કર્યું છે, માટે એકવાર સંયોગને અને આત્માને ભિન્ન જાણીને, સંયોગની ભાવના છોડ ને ચૈતન્યની ભાવના કર. હું તો જ્ઞાનમૂર્તિ—આનંદમૂર્તિ છું, આ સંયોગ અને આ દુઃખ બંનેથી જુદો મારો આત્મસ્વભાવ જ્ઞાન-આનંદની મૂર્તિ છે.—આમ આત્માનો નિર્ણય કરીને ભાવના કરવી તે જ દુઃખના નાશનો ઉપાય છે. ચૈતન્યની ભાવનામાં દુઃખ કદી પ્રવેશી શકતું નથી. "જ્યાં દુઃખ કદી ન પ્રવેશી શકતું ત્યાં નિવાસ જ રાખીએ...." ચૈતન્યસ્વરૂપ આત્માની ભાવનામાં આનંદનું વેદન છે, તેમાં દુઃખનો પ્રવેશ નથી....એવા ચૈતન્યમાં એકાગ્ર થઈને નિવાસ કરવો તે જ દુઃખથી છુટકારાનો ઉપાય છે. કપાયોથી સંતપ્ત આત્માને પોતાના શુદ્ધસ્વરૂપનું ચિંતન જ તેનાથી છૂટવાનો ઉપાય છે. માટે 'જિનેન્દ્રબુદ્ધિ' શ્રી પૂજ્યપાદસ્વામી કહે છે કે હે અંતરાત્મા! રાગદ્વેષાદિ વિભાવોની ઉત્પત્તિ અટકાવવા માટે સ્વસ્થ થઈને શાંતચિત્તે તારા શુદ્ધ આત્માની ભાવના કર.... તેના ચિંતનથી તારા વિભાવો ક્ષણમાત્રમાં શાંત થઈ જશે. અજ્ઞાની જીવોને સમ્યગ્દર્શન પ્રગટ કરવા માટે પણ ચૈતન્યની ભાવના કરવી એ જ ઉપાય છે.

એના વિચાર વિવેકપૂર્વક શાંતભાવે જો કર્યા,
તો સર્વ આત્મિકજ્ઞાનનાં સિદ્ધાંતતત્ત્વો અનુભવ્યા.

જેમ ગ્રીષ્મ તાપથી સંતપ્ત પ્રાણીઓ વૃક્ષની શીતળ છાયાનો આશ્રય લે છે, તેમ આ સંસારના ઘોર સંતાપથી સંતપ્ત જીવોને ચિદાનંદસ્વભાવની શીતળ છાયા જ શરણરૂપ છે. તેના આશ્રયે જ શાંતિ થાય છે.

ધર્મી જાણે છે કે અહો ! મારા ચૈતન્યવૃક્ષની છાયા એવી શાંત-શીતળ છે કે તેમાં મોહસૂર્યનાં સંતપ્ત કિરણો પ્રવેશી શકતા નથી. માટે મોહજનિત વિભાવોના આતાપથી બચવા હું મારા શાંત-શીતળ-ઉપશાંત-આનંદઝરતા ચૈતન્યતત્ત્વની છાયામાં જ જાઉં છું-ચૈતન્યસ્વભાવની જ ભાવના કરું છું. (૩૯)



# જડ કાયાનો પ્રેમ છોડ, જ્ઞાયકશરીરમાં પ્રેમ જોડ!

*

રાગ-દ્વેષના વિષયરૂપ જે શરીર તેનો પ્રેમ છોડીને, તેનાથી ભિન્ન એવા જ્ઞાયકશરીરી આત્મામાં પ્રેમ જોડ, એમ હવે કહે છે—

यत्र काये मुनेः प्रेम ततः प्रच्याव्य देहिनम् ।
बुद्धया तदुत्तमे काये योजयेत्प्रेम नश्यति ॥४०॥

જે શરીર, શિષ્ય વગેરેમાં મુનિને જરાક પ્રેમ હોય તેનાથી ભેદજ્ઞાનની બુદ્ધિવડે પોતાના આત્માને ભિન્ન કરીને, જ્ઞાનાનંદસ્વરૂપ ઉત્તમ કાયમાં એટલે કે શુદ્ધ જીવાસ્તિકાયમાં પોતાનું ચિત્ત જોડે; આ રીતે શુદ્ધાત્મસ્વરૂપમાં ચિત્ત જોડતાં તેનાથી બાહ્ય એવા શરીરાદિ પ્રત્યેનો સ્નેહ નષ્ટ થઈ જાય છે. ચૈતન્યના આનંદમાં જેનું ચિત્ત લાગ્યું તેનું ચિત્ત જગતના કોઈ પણ વિષયમાં લાગતું નથી. ચૈતન્યના અતીન્દ્રિય આનંદરસ પાસે જગતના બધાય રસ તેને નીરસ લાગે છે, ચૈતન્યના ઉત્સાહ પાસે દેહાદિની ક્રિયા તરફનો ઉત્સાહ ઊડી જાય છે. જ્યાં સુધી આ જીવને પોતાના નિજાનંદમય નિરાકુળ શાંત ઉપવનમાં ક્રીડા કરવાનો અવસર નથી મળતો ત્યાં સુધી જ તે મળ-મૂત્ર અને માંસથી ભરેલા એવા આ અપવિત્ર શરીરમાં ને ઇંદ્રિયવિષયોમાં આસક્ત રહે છે; પરંતુ પુરુષાર્થના અપૂર્વ અવસરે જ્યારે તે સમ્યગ્દર્શન પામે છે અને તેનું વિવેકજ્ઞાન જાગૃત થાય છે ત્યારે તે પોતાના ઉપશાંત ચૈતન્ય-ઉપવનમાં નિજાનંદમય સુધારસનું પાન કરવા લાગે છે, અને બાહ્ય ઇન્દ્રિયવિષયોને અત્યંત નીરસ, પરાધીન અને હેય સમજીને તેમનાથી અત્યંત ઉદાસીન થઈ જાય છે. વારંવાર ચૈતન્યના અનુભવમાં ઉપયોગ જોડતાં, બાહ્ય પદાર્થો પ્રત્યેનો પ્રેમ સર્વથા છોડીને તે વીતરાગ થઈ જાય છે. ને પછી પૂર્ણ પરમાનંદ

પ્રગટ કરીને પરમાત્મા થઈ જાય છે. માટે કહે છે કે હે મું
તું તારા ચિત્તના ઉપયોગને વારંવાર ચૈતન્યસ્વરૂપમાં જોડ.

જુઓ, ભાવલિંગી સંતમુનિને સમાધિમરણનો અવસર હો
આસપાસ બીજા મુનિઓ બેઠા હોય....ત્યાં તે મુનિને કોઈ
તૃષાથી કદાચ પાણી પીવાની જરાક વૃત્તિ ઊઠી જાય ને પા
યાદ કરે....કે....'પાણી!' ત્યાં બીજા મુનિઓ તેને વાત્સલ્ય
સંબોધે છે કે અરે મુનિ!! અંતરમાં નિર્વિકલ્પ રસના પા
પીઓ! અંતરમાં અતીન્દ્રિય આનંદના સાગરમાંથી આનંદન
અમૃત પીઓ....ને આ પાણીની વૃત્તિ છોડો....અત્યારે સમાધિન
અવસર છે....અનંતવાર દરિયા ભરાય એટલાં જળ પીધાં....છતાં
તૃષા ન છીપી...માટે એ પાણીને ભૂલી જાઓ....ને અંતરના
નિર્વિકલ્પ અમૃતનું પાન કરો....નિર્વિકલ્પ આનંદમાં લીન થાઓ....




निर्विकल्पसमुत्पन्नं ज्ञानमेव सुधारसम् :
विवेकमंजलिं कृत्वा तं पिबन्ति तपस्विनः

તે મુનિ પણ તરત પાણીની વૃત્તિ તોડીને નિર્વિકલ્પ થઈને અતીન્દ્રિય આનંદનાં અમૃત પીએ છે....ને એ રીતે અખંડ આરાધનાપૂર્વક સમાધિથી દેહ છોડે છે.

[ સમાધિમરણની તૈયારીવાળા ક્ષપકમુનિને રત્નત્રયની અખંડ આરાધનામાં ઉત્સાહિત કરવા, અને ઉપસર્ગ-પરિષહાદિથી રક્ષા



હે ભવ્ય ! ગણધરાદિ શૂરવીર પુરુષોએ જે આરાધનાને આરાધી,
તે આરાધનાને તમે પણ ઉત્સાહથી આરાધો.
સ્વાનુભૂતિના આનંદરસથી આત્માને તૃપ્ત કરો.

કરવા, બીજા મુનિરાજ વીતરાગ ઉપદેશરૂપી બખ્તર પહેરાવે છે, તેનું અદ્‌ભુત ભાવભીનું વર્ણન ભગવતીઆરાધનાના 'કવચ' અધિકારમાં શિવકોટિ આચાર્યદેવે કર્યું છે. તે ભાવભીના પ્રસંગનું વર્ણન વાંચતાં જાણે આરાધક મુનિવરોનો સમૂહ નજર સામે જ બેઠો હોય, ને મુનિરાજ આરાધનાના ઉપદેશની કોઈ અખંડ ધારા વહેવડાવી રહ્યા હોય એવી ઉર્મિઓ જાગે છે, ને એ આરાધક સાધુ ભગવંતો પ્રત્યે હૃદય નમી પડે છે; આરાધના પ્રત્યે અચિંત્ય મહિમા અને બહુમાન જાગે છે. પૂ. કાનજી સ્વામી પ્રવચનમાં અનેકવાર પરમ ભક્તિસહિત આ કવચઅધિકારનો ઉલ્લેખ કરીને મુનિવરોની શાંત અનુભૂતિરૂપ અદ્‌ભુત દશાનું વર્ણન કરે છે ત્યારે મુમુક્ષુઓનાં તો રોમાંચ ઉલ્લસી જાય છે....અને આરાધના પ્રત્યે તેમ જ આરાધક જીવો પ્રત્યે પરમ ભક્તિસહિત, આત્મામાં પણ આરાધનાની શૂરવીરતા જાગી ઊઠે છે. એવા કવચઅધિકારની ૧૭૮ ગાથાઓ છે, તેના સારનું સંકલન કોઈ બીજા પુસ્તકમાં પ્રગટ કરીશું.]

જેને ચૈતન્યના આનંદનો અનુભવ નથી તેને બાહ્ય વિષયોમાં સુખબુદ્ધિ થાય છે; અને ચૈતન્યના આનંદનું ભાન થયા પછી પણ જેને તેના અનુભવમાં લીનતા નથી તેને જ બાહ્ય પદાર્થો સંબંધી રાગ-દ્વેષ થાય છે. ઉપયોગને અંતર્મુખ કરીને જેને પોતાના અતીન્દ્રિય આનંદના અનુભવમાં લીનતા વર્તે છે તેને બાહ્ય પદાર્થો પ્રત્યે વલણ જ નથી એટલે તેને તો કોઈ પદાર્થ સંબંધી રાગ-દ્વેષ થતા નથી.

રાગ-દ્વેષ ટાળવાનો ઉપાય શું?

—ચૈતન્યસ્વરૂપમાં ઉપયોગને જોડવો તે જ રાગ-દ્વેષને ટાળવાનો ઉપાય છે. આ સિવાય બાહ્ય પદાર્થો તરફ વલણ રાખીને રાગ-દ્વેષ ટાળવા માગે તો તે કદી ટળી શકે નહીં. પહેલાં તો દેહાદિથી ભિન્ન ને રાગાદિથી પણ પરમાર્થે ભિન્ન એવા ચિદાનંદસ્વરૂપનું ભાન કરવું જોઈએ. તેને જ તેમાં ઉપયોગની લીનતા

થાય. પરંતુ જે જીવ દેહાદિની ક્રિયાને પોતાની માનતો હોય, કે રાગથી લાભ માનતો હોય તેનો ઉપયોગ તે દેહથી ને રાગથી પાછો ખસીને ચૈતન્યમાં વળે જ ક્યાંથી? જ્યાં લાભ માને ત્યાંથી પોતાના ઉપયોગને કેમ ખસેડે?—ન જ ખસેડે. માટે ઉપયોગને પોતાના ચિદાનંદ સ્વરૂપમાં એકાગ્ર કરવા ઇચ્છનારે પ્રથમ તો પોતાના સ્વરૂપને દેહાદિથી ને રાગાદિથી અત્યંત ભિન્ન જાણવું જોઈએ. જગતના કોઈ પણ બાહ્ય વિષયોમાં કે તે તરફના રાગમાં ક્યાંય સ્વપ્નેય મારું સુખ કે શાંતિ નથી, અનંતકાળ બહારના ભાવો કર્યા પણ મને કિંચિત્ સુખ ન મળ્યું. જગતમાં ક્યાંય પણ મારું સુખ હોય તો તે મારા નિજ-સ્વરૂપમાં જ છે, બીજે ક્યાંય નથી. માટે હવે હું બહારનો ઉપયોગ છોડીને, મારા સ્વરૂપમાં જ ઉપયોગને જોડું છું.—આવા દૃઢ નિર્ણયપૂર્વક ધર્મી જીવ વારંવાર પોતાના ઉપયોગને અંતર્-સ્વરૂપમાં જોડે છે.

આ રીતે ઉપયોગને અંતર્સ્વરૂપમાં જોડવો તે જ જિન-આજ્ઞા છે, તે જ આરાધના છે, તે જ સમાધિ છે, તે જ સુખ છે ને તે જ મોક્ષનો પંથ છે. (૪૦)



# આત્મજ્ઞાન વડે જ દુઃખનું શમન ને નિર્વાણની પ્રાપ્તિ

*

ચૈતન્યસ્વભાવની મહત્તા અને બાહ્ય ઇંદ્રિયવિષયોની તુચ્છતા જાણીને, પોતાના ઉપયોગને વારંવાર ચૈતન્યભાવનામાં જોડવો; એમ કરવાથી પર પ્રત્યેનો પ્રેમ નાશ થાય છે ને વીતરાગી આનંદનો અનુભવ થાય છે,–એમ પૂર્વ ગાથામાં કહ્યું. એ જ વાતને દૃઢ કરતાં હવે કહે છે કે આત્માના વિભ્રમથી ઉત્પન્ન થયેલું દુઃખ આત્માની ભાવનાથી જ નાશ થાય છે; જેઓ આત્મજ્ઞાનનો ઉદ્યમ નથી કરતા તેઓ ઘોર તપ કરે તોપણ નિર્વાણ પામતા નથી.––

आत्मविभ्रमजं दुःखमात्मज्ञानात्प्रशाम्यति ।
नायतास्तत्र निर्वान्ति कृत्वापि परमं तपः ॥४१॥

આત્મા જ્ઞાનાનંદસ્વરૂપ છે, તેને ભૂલીને દેહાદિકમાં આત્મબુદ્ધિરૂપ જે વિભ્રમ છે તે જ દુઃખનું મૂળ છે. તે આત્મવિભ્રમથી થયેલું દુઃખ આત્મજ્ઞાનવડે જ દૂર થાય છે. 'દેહાદિકથી ભિન્ન જ્ઞાનદર્શનસ્વરૂપ જ હું છું, બીજું કાંઈ મારું નથી'–એવા આત્મજ્ઞાન વગર દુઃખ મટવાનો બીજો કોઈ ઉપાય નથી. આવા આત્મજ્ઞાન વગર ઘોરતપ કરે તોપણ જીવ નિર્વાણપદને પામતો નથી.

જેઓ આત્મજ્ઞાનનો તો પ્રયત્ન કરતા નથી ને વ્રતતપનો જ ઉદ્યમ કરે છે તેઓ માત્ર ક્લેશ જ પામે છે. નિર્વાણને પામતા નથી. તેને જે વ્રત–તપ છે તે આત્માની ભાવનાથી નથી પણ રાગની અને વિષયોની જ ભાવનાથી છે. ભલે સીધી રીતે વિષયોની ઇચ્છારૂપ પાપભાવના તો ન હોય, પરંતુ અંતરમાં વિષયાતીત ચૈતન્યનું ભાન નથી કરતો તે રાગના ને પુણ્યમાં અટકેલા

છે, એટલે તેના અભિપ્રાયમાં રાગની ને રાગના ફળરૂપ ઇંદ્રિય-વિષયોની ભાવના પડી જ છે. આત્માના અતીન્દ્રિય આનંદના સ્વાદ વગર વિષયોની ભાવના ખરેખર તૂટે જ નહિ.

જેઓ આત્મજ્ઞાનનો પ્રયત્ન કરે છે તેઓ જ દુઃખથી છૂટે છે. જેઓ આત્મજ્ઞાનનો પ્રયત્ન નથી કરતા તેઓ દુઃખથી છૂટતા નથી.

જુઓ, આ પૂજ્યપાદસ્વામીએ તત્ત્વાર્થસૂત્ર ઉપર 'સર્વાર્થ-સિદ્ધિ' નામની મહાન ટીકા રચી છે; તેઓ કહે છે કે આત્માનો વિભ્રમ તે જ દુઃખનું કારણ છે; કર્મના કારણે દુઃખ છે એમ ન કહ્યું, પણ આત્મજ્ઞાનનો પ્રયત્ન પોતે નથી કરતો તેથી જ દુઃખ છે. 'કર્મ બિચારે કૌન ભૂલ મેરી અધિકાઈ'–પોતાની ભૂલથી જ આત્મા દુઃખી થાય છે, કર્મ બિચારું શું કરે? પોતે જ આત્મજ્ઞાનનો યત્ન નથી કરતો તેથી દુઃખ છે, છતાં અજ્ઞાની કર્મનો વાંક કાઢે છે કે કર્મ દુઃખ આપે છે,–પોતાનો વાંક બીજા ઉપર ઢોળે છે–તે અનીતિ છે, તે જૈનનીતિને જાણતો નથી. જો જિનધર્મને જાણે તો આવી અનીતિ સંભવે નહીં. મોક્ષમાર્ગ-પ્રકાશકમાં કહે છે કે : "તત્ત્વનિર્ણય કરવામાં ઉપયોગ લગાવતો નથી એ જીવનો જ દોષ છે....જીવ પોતે તો મહંત રહેવા ઇચ્છે છે અને પોતાનો દોષ કર્માદિકમાં લગાવે છે. પણ જિનઆજ્ઞા માને તો આવી અનીતિ સંભવે નહિ".... એટલે કે જે પોતાનો દોષ કર્મ ઉપર ઢોળે છે તે જીવ જિનાજ્ઞાથી બહાર છે.

આત્મસ્વરૂપના જ્ઞાન વગર તેમાં એકાગ્રતારૂપ તપ હોય જ નહિ. આત્મજ્ઞાન વગર હઠથી વ્રત–તપ કરવા માગે તેમાં એકલું કષ્ટ છે, ભલે શુભરાગથી કરે તોપણ તેમાં કેવળ કષ્ટ છે, આત્માની શાંતિ તેમાં જરા પણ નથી. દુઃખનું કારણ તો આત્મ–વિભ્રમ છે, તે ભ્રમણા ટાળ્યા વગર દુઃખ ટળે જ નહિ. આનંદનું વેદન તે જ દુઃખના અભાવની રીત છે. જે તપમાં

આત્માના આનંદનું વેદન નથી તેમાં કષ્ટ જ છે.

આત્મજ્ઞાન વગર રાગાદિક ખરેખર ઘટે જ નહિ. પહેલાં આત્મજ્ઞાન કરે પછી તેમાં લીનતાવડે રાગાદિક ઘટતાં વ્રત–તપ ને મુનિદશા થાય છે. પં. ટોડરમલ્લજી પણ કહે છે કે: જિનમતમાં તો એવી પરિપાટી છે કે પહેલાં સમ્યક્ત્વ હોય પછી વ્રત હોય. હવે સમ્યક્ત્વ તો સ્વ–પરનું શ્રદ્ધાન થતાં થાય છે તથા તે શ્રદ્ધાન દ્રવ્યાનુયોગનો અભ્યાસ કરતાં થાય છે, માટે પહેલાં દ્રવ્યાનુયોગ–અનુસાર શ્રદ્ધાન કરી સમ્યગ્દષ્ટિ થાય અને પછી ચરણાનુયોગ–અનુસાર વ્રતાદિક ધારણ કરી વ્રતી થાય.

જીવને પોતાનું વાસ્તવિક સ્વરૂપ જ્યાં સુધી લક્ષમાં ન આવે ત્યાં સુધી પરભાવોમાંથી આત્મબુદ્ધિ છૂટે નહિ; એટલે રાગાદિ પરભાવના વેદનમાં અટકીને 'આટલો જ હું', અથવા દેહાદિની ક્રિયા તે જ હું,–એવી આત્મભ્રમણાથી પરભાવોમાં જ લીન થઈને જીવ મહાદુઃખ વેદી રહ્યો છે. આ આત્મભ્રમણા જ મહાદુઃખનું મૂળિયું છે એ વાત જ્યાં સુધી ખ્યાલમાં ન આવે ત્યાં સુધી આત્મજ્ઞાનનો સાચો પુરુષાર્થ જાગે નહીં. અને આત્મજ્ઞાન વગર સાચી શાંતિ થાય નહિ.

ભાઈ! તારે આત્માની શાંતિ જોઈતી હોય...અતીન્દ્રિય આનંદ જોઈતો હોય ને દુઃખને દૂર કરવું હોય તો તારા આત્મજ્ઞાનનો ઉદ્યમ કર...આત્મજ્ઞાન તે એક જ શાંતિનો ને આનંદનો ઉપાય છે, તે જ ઉપાયથી દુઃખ ટળે છે; બીજા કોઈ ઉપાયથી દુઃખ ટળતું નથી. છહઢાળામાં કહ્યું છે કે—

"જ્ઞાન સમાન ન આન જગતમેં સુખકો કારણ,
યહ પરમામૃત જન્મ-જરા-મૃતુ રોગ નિવારણ."

આત્મજ્ઞાન વિના બીજા કોઈ ઉપાયે સુખ થતું નથી. એ છહઢાળામાં કહે છે કે—

"મુનિવ્રત ધાર અનંતવાર ગ્રીવક ઉપજાયો,
પૈ નિજઆતમજ્ઞાન બિન સુખ લેશ ન પાયો."

આત્મજ્ઞાન વગર એકલા શુભરાગથી પંચમહાવ્રત પાળીને ઠેઠ નવમી ગ્રૈવેયક સુધી દેવલોકમાં ગયો, તોપણ ત્યાં જરાય સુખ ન પામ્યો, માત્ર દુઃખ જ પામ્યો. અજ્ઞાની જીવની ક્રિયા સંસારને માટે સફળ છે, ને મોક્ષને માટે નિષ્ફળ છે; ને જ્ઞાનીની જે ધર્મક્રિયા છે તે સંસારને માટે નિષ્ફળ છે ને મોક્ષને માટે સફળ છે. જેને અંતરમાં સ્વસન્મુખ પ્રયત્ન નથી તે પરસન્મુખ જેટલો પ્રયત્ન કરે તેનું ફળ દુઃખ અને સંસાર જ છે. આત્મસ્વભાવમાં સ્વસન્મુખ પ્રયત્નથી જ સુખ અને મુક્તિ થાય છે; માટે આત્મજ્ઞાનના ઉદ્યમનો ઉપદેશ છે. (૪૧)





દેહબુદ્ધિવાળો જીવ દેહાદિને જ ઇચ્છે છે;
તત્ત્વજ્ઞાની દેહથી ભિન્ન આત્માને ભાવે છે.



બહિરાત્મા શું ઇચ્છે છે ને ધર્માત્મા શું ઇચ્છે છે? તે હવે કહે છે—

शुभं शरीरं दिव्यांश्च विषयानभिवांछति।
उत्पन्नात्ममतिर्देहे तत्त्वज्ञानी ततश्च्युतिम् ॥४२॥

અજ્ઞાનીને દેહમાં જ આત્મબુદ્ધિ હોવાથી તે શુભ શરીરને અને સ્વર્ગના વિષયભોગોને જ વાંછે છે, ને જ્ઞાની તો શરીરથી ને વિષયોથી છૂટવા ચાહે છે, બાહ્ય વિષયોથી છૂટીને અંતરના ચૈતન્યસ્વભાવમાં જ ઠરવા માગે છે.

જેને શુભરાગની ભાવના છે તેને તે રાગના ફળરૂપ સ્વર્ગના ભોગની ને શરીરની જ અભિલાષા છે; જેને પુણ્યની રુચિ છે

તેને જડની રુચિ છે, તેને આત્માના ધર્મની રુચિ નથી. દિવ્ય ચૈતન્યશક્તિવાળો અતીન્દ્રિય આત્મા છે તેને ભૂલીને અજ્ઞાની જીવ દેવલોકના દિવ્ય શરીરને અને ઇંદ્રિયવિષયોને જ વાંછે છે. જ્ઞાની તો રાગાદિની વૃત્તિને દુઃખદાયક જાણીને તેનાથી છૂટવા ચાહે છે.

શુભરાગ તે ભોગનો હેતુ છે; જે જીવ શુભરાગને ધર્મ માનીને શ્રદ્ધે છે,—આદરે છે તે જીવ ભોગહેતુધર્મને જ શ્રદ્ધે છે, પણ મોક્ષના હેતુભૂત ધર્મને તે જાણતો નથી. સમયસારમાં આચાર્યભગવાન કહે છે કે—

તે ધર્મને શ્રદ્ધે, પ્રતીત, રુચિ અને સ્પર્શન કરે,
તે ભોગહેતુ ધર્મને, નહિ કર્મક્ષયના હેતુને.

રાગરહિત જ્ઞાનચેતનામાત્ર જે પરમાર્થધર્મ તેને તો અજ્ઞાની જીવ શ્રદ્ધતો નથી, પરંતુ ભોગના નિમિત્તરૂપ એવા શુભકર્મને જ ધર્મ માનીને તે શ્રદ્ધે છે; તેથી ખરેખર મોક્ષના કારણરૂપ ધર્મને તે નથી આરાધતો, પરંતુ સ્વર્ગાદિના ભોગના કારણરૂપ એવા રાગને જ તે આરાધે છે એટલે કે સંસારને જ સેવે છે. અને જે ધર્માત્મા છે તે તો રાગમાં કે રાગના ફળરૂપ વિષયોમાં કદાચ સ્વપ્નેય સુખ માનતા નથી, રાગથી પાર એવા ચિદાનંદ સ્વભાવને જ તેઓ આરાધે છે; તેથી રાગ અને રાગના ફળરૂપ વિષયોથી તો તે દૂર થવા ચાહે છે ને રાગરહિત શાંતિને અંતર્-સ્વભાવમાં એકાગ્ર થવા માગે છે. ચૈતન્યના અતીન્દ્રિય આનંદ સિવાય જગતમાં કાંઈ પણ તેને પ્રિય નથી. સ્વર્ગના દિવ્યભોગોને પણ તે પુદ્ગલની રચના જાણે છે. ચૈતન્યના અચિંત્ય આનંદ પાસે તે બધાને તુચ્છ જાણે છે, તેથી અંતર્મુખ થઈને તે પોતાના [illegible]

[illegible]

વિષયને ન જાણ્યો તેને બાહ્યવિષયોમાં આત્મબુદ્ધિ થઈ; આ દેહ તે જ આત્મા છે, ઇંદ્રિયના વિષયોમાં સુખ છે–એવી મિથ્યાબુદ્ધિ થઈ તે જીવ ઉત્તમ શરીરને અને સ્વર્ગ વગેરે વિષયભોગોને જ વાંછે છે. ખરેખર ઉત્તમ એવા ચૈતન્ય આત્માને ન જાણ્યો એટલે બહારમાં ઉત્તમ જડ શરીરને પોતાનું માનીને વાંછે છે. સીધી રીતે જે વિષયભોગોની ઇચ્છા કરે તેને તો પાપ છે, તેને કાંઈ ઉત્તમ સ્વર્ગ મળતું નથી. અજ્ઞાની દ્રવ્યલિંગી થઈને વ્રત–તપ કરે છે તેને સીધી રીતે તો વિષયોની અભિલાષા નથી, પણ તેના અભિપ્રાયમાં ચૈતન્ય તરફનો ઝુકાવ નથી ને રાગ તરફનો જ ઝુકાવ છે, રાગની જ ભાવના છે તેથી તે રાગના ફળરૂપ વિષયોની પણ ભાવના તેના અભિપ્રાયમાં પડી જ છે. રાગની ભાવનારૂપ મિથ્યાત્વમાં અનંતા વિષયભોગોનું મૂળિયું ઊભું છે; માટે અજ્ઞાની જે વ્રતાદિ કરે છે તે ભોગહેતુ જ છે–એમ કહ્યું છે તે યથાર્થ છે.

જ્ઞાની તો અતીન્દ્રિય ચૈતન્યતત્ત્વની જ ભાવના કરે છે. શુભ–અશુભ હોય ભલે પણ તેને તેની ભાવના નથી. અને જ્યાં રાગની ભાવના નથી ત્યાં રાગના ફળરૂપ વિષયોની ભાવના કેમ હોય? વીતરાગી ચૈતન્યતત્ત્વને જાણ્યા વગર રાગની ભાવના ટળે નહિ. ને જ્યાં રાગની ભાવના ટળી નથી ત્યાં રાગના ફળરૂપ વિષયોની ભાવના પણ ટળી નથી.

મારો આત્મા જ જ્ઞાન ને આનંદસ્વરૂપ છે, બાહ્ય વિષયો વગર જ મારા આત્મામાં આનંદ છે–એમ અતીન્દ્રિય આત્માનો સ્પર્શ–રુચિ–અનુભવ જેને નથી તે જીવને ઇંદ્રિયવિષયોનો જ સ્પર્શ–રુચિ–અનુભવ છે. જુઓ, આ અંતરના વેદન ઉપરથી જ્ઞાની–અજ્ઞાનીનું માપ કાઢ્યું છે. જેને અતીન્દ્રિય આનંદનું વેદન નથી તેને ઇંદ્રિયવિષયોનું જ વેદન છે. જેને અતીન્દ્રિયઆનંદનું વેદન છે તેને જ ઇંદ્રિયવિષયોની રુચિ છૂટી છે. એક તરફ અતીન્દ્રિય આત્માનો વિષય, ને બીજી તરફ ઇંદ્રિયવિષયો,–તે બંનેની રુચિ એક સાથે ન હોઈ શકે. જેને એકની રુચિ છે તેને બીજાની

રુચિ નથી. રાગનું ફળ અતીન્દ્રિય આનંદ નથી પણ ઇંદ્રિયવિષયો જ છે, તેથી જેને રાગની રુચિ છે તેને અતીન્દ્રિયઆત્માની રુચિ નથી.

ભગવાને કહેલાં વ્યવહાર વ્રત-તપ પાળતો હોવા છતાં અજ્ઞાનીને કેમ મુક્તિ થતી નથી?-તેનો ખુલાસો કરતાં આચાર્યદેવ કહે છે કે તે અજ્ઞાની જીવ રાગની ને રાગના ફળરૂપ ભોગની જ રુચિથી વ્રતાદિ કરે છે, તેથી તે મોક્ષને પામતો નથી; તેને રાગથી પાર ને ઇંદ્રિયવિષયોથી પાર ચિદાનંદ સ્વભાવની રુચિ-પ્રતીતિ-શ્રદ્ધા નથી; તેના વેદનમાં તે રાગને જ વેદે છે. રાગરહિત આત્મસ્વભાવને તે વેદતો નથી, તેથી તેને કર્મક્ષય થતો નથી.

જ્ઞાની તો ચૈતન્યસ્વભાવની ભાવનાથી રાગમાંથી છૂટવા માંગે છે, ને દેહાદિ વિષયોથી પણ છૂટવા ચાહે છે. ચૈતન્યના આનંદનું વેદન જેમ જેમ વધતું જાય છે તેમ તેમ રાગ અને વિષયો છૂટતા જાય છે. જેને રાગમાં ને દેહમાં આત્મબુદ્ધિ હોય તેને રાગ કે દેહથી છૂટવાની ખરી ભાવના ક્યાંથી હોય? ચૈતન્યના અતીન્દ્રિય-આનંદની અસ્તિ વિના ઇંદ્રિયવિષયોની નાસ્તિ ક્યાંથી થાય?

કષાયની મંદતા કરીને, શુભરાગથી કોઈક વ્રત-તપ કરે, તે રાગની મીઠાશથી મૂઢ અજ્ઞાનીને એમ થઈ જાય છે કે મેં ઘણું કર્યું....પંચમહાવ્રત પાળે ત્યાં અજ્ઞાનીને એમ થઈ જાય છે કે મેં ઘણો મોક્ષમાર્ગ સેવ્યો...હું ધર્મમાં ઘણો આગળ વધી ગયો. પણ તે ખરેખર મોક્ષમાર્ગમાં આવ્યો જ નથી. સંસારમાર્ગમાં જ ઊભો છે. અને કોઈ જ્ઞાની-ધર્માત્મા ગૃહસ્થપણામાં હોય, તેને અંતરમાં વિષયોથી ને રાગથી પાર ચૈતન્યતત્ત્વના આનંદનું વેદન થઈ ગયું છે તેને વ્રત-તપ ન હોવા છતાં અંતરમાં [illegible]

જ જે આત્મબુદ્ધિ કરે છે તે તો અજીવથી–આસ્રવથી ને બંધનથી ચ્યૂત થઈને મુક્તિ પામે છે; અને હેયરૂપ પરતત્ત્વમાં (દેહાદિમાં –રાગાદિમાં) જે આત્મબુદ્ધિ કરે છે તે નિજસ્વરૂપથી ચ્યૂત થઈને સંસારમાં રખડે છે. આ રીતે બંધ–મોક્ષના કારણને ઓળખીને બંધનાં કારણને છોડવું, ને મોક્ષનું કારણ સેવવું.

બહિરાત્માની દૃષ્ટિ જ બહારમાં છે; બાહ્ય પદાર્થો ઉપેક્ષા-યોગ્ય (હેય) હોવા છતાં તેમાં તે ઉપાદેયબુદ્ધિ કરે છે, પણ અંતરના જ્ઞાનાનંદસ્વરૂપને ઉપાદેય કરતો નથી–તે તરફ વળતો નથી; આ રીતે હિતકારી સ્વતત્ત્વને તો હેય કરે છે, ને હેય એવા પરતત્ત્વોને ઉપાદેય કરે છે, તેથી તે જીવ રાગ–દ્વેષ–મોહથી બંધાય જ છે; તે અસમાધિપણે જ વર્તે છે ને અહિત જ પામે છે. જ્ઞાની પોતાના જ્ઞાનાનંદસ્વરૂપ સિવાય બીજા કોઈને ઉપાદેય માનતા નથી, એક શુદ્ધ સ્વતત્ત્વને જ ઉપાદેય માનીને તેને ઉપાસે છે–તેના શ્રદ્ધા–જ્ઞાન–ચારિત્ર કરે છે, તેથી તે કર્મબંધનથી છૂટીને મુક્તિ પામે છે, પરમ સમાધિ પામે છે.

સમતા રમતા ઊર્ધ્વતા જ્ઞાયકતા સુખભાસ,
વેદકતા ચૈતન્યતા યે સબ જીવ વિલાસ.

અને

તનતા મનતા વચનતા જડતા જડ સંમેલ
ગુરુતા લઘુતા ગમનતા એ અજીવકે ખેલ.

જ્ઞાની જાણે છે કે આ તન–મન–વચન વગેરે તો જડ અજીવના ખેલ છે, તે કોઈ મારાં કાર્ય નથી, તેની સાથે મારે સંબંધ નથી. હું તો તન–મન–વચન રહિત, જ્ઞાન–દર્શન–સુખનો પિંડ છું; મારો વિલાસ તો ચૈતન્યરૂપ છે. ચૈતન્યવિલાસ જ મારું સ્વતત્ત્વ છે ને દેહાદિક જડનો વિલાસ તે પરતત્ત્વ છે. આમ સ્વ–પરતત્ત્વોને ભિન્ન ભિન્ન જાણીને જ્ઞાની પોતાના સ્વતત્ત્વને જ ઉપાદેય કરીને તેમાં એકાગ્ર થાય છે, ને પરતત્ત્વોને હેય જાણીને

તેની ઉપેક્ષા કરે છે.–આવા જ્ઞાની તો સ્વતત્ત્વના આશ્રયે મુક્તિ પામે છે, ને મૂઢ બહિરાત્મા તો દેહાદિક પરદ્રવ્યોને જ ઉપાદેય માનીને પોતાના સ્વરૂપથી ચ્યૂત થઈને બંધાય છે.

નિજસ્વરૂપમાં એકત્વથી જીવ મુક્તિ પામે છે; ને પર પદાર્થોમાં એકત્વથી જીવ બંધાય છે. માટે મુમુક્ષુએ સ્વ-પરને અત્યંત ભિન્ન જાણીને ભેદજ્ઞાન કરવું જોઈએ. કેમકે—

भेदविज्ञानतः सिद्धाः सिद्धा ये किल केचन ।
तस्यैवाभावतो बद्धा बद्धा ये किल केचन ॥

સ્વતત્ત્વ શું, પરતત્ત્વ શું,–એવા સ્વ–પરના ભેદવિજ્ઞાન વગર જીવની મતિ પરમાં જ રહ્યા કરે પણ સ્વહિતને સાધે નહિ. મતિ એટલે બુદ્ધિ ક્યાં વર્તે છે તેના ઉપર બંધ–મોક્ષનો આધાર છે. જેની મતિ અંતર્મુખ થઈને શુદ્ધઆત્મામાં વર્તે છે તે મોક્ષ પામે છે, ને જેની મતિ બહિર્મુખ પરમાં જ વર્તે છે તે બંધાય છે.

જીવ, અજીવાદિ તત્ત્વોને જાણવાનું તાત્પર્ય પણ એ જ છે કે સ્વદ્રવ્યમાં સન્મુખ થવું ને પરદ્રવ્યોથી પરાંગ્મુખ થવું; હિતકારી તત્ત્વોને ઉપાદેય માનવાં, ને અહિતકારી તત્ત્વોને હેય જાણીને છોડવાં. હિતકારી તત્ત્વ સંવર–નિર્જરા–મોક્ષ છે, તે શુદ્ધઆત્માના જ આશ્રયે થાય છે, તેથી સાતતત્ત્વોને જાણીને શુદ્ધાત્માનો જ આશ્રય કરવો; અને આસ્રવ–બંધ તે અહિતકારી તત્ત્વો છે તે પરના આશ્રયે થાય છે માટે સાતતત્ત્વોને જાણીને તે પરદ્રવ્યનો આશ્રય છોડવો. આમ સાતતત્ત્વોને જાણીને તેમાં હેય–ઉપાદેયરૂપ પ્રવૃત્તિથી જીવને હિતપ્રયોજનની સિદ્ધિ થાય છે. (૬૩)



## ચૈતન્યઆત્મા ઇંદ્રિયગોચર નથી

અજ્ઞાનીને બાહ્યદૃષ્ટિ હોવાથી, બહારમાં દેખાતા આ ત્રણ લિંગરૂપ શરીરોને જ આત્મા તરીકે જાણે છે; અને જ્ઞાની તો અંતર્દૃષ્ટિવડે તે સ્ત્રી-પુરુષના શરીરથી જુદો આત્મા જાણે છે–એમ કહે છે—

दृश्यमानमिदं मूढस्त्रिलिंगमववुध्यते ।
इदमित्यववुद्धस्तु निष्पन्नं शब्दवर्जितम् ॥ ४४ ॥

મૂઢ અજ્ઞાની બહિરાત્મા બાહ્યમાં દૃશ્યમાન એવાં સ્ત્રી–પુરુષ આદિ શરીરને જ દેખે છે, એટલે તેને જ આત્મા માને છે, આત્મા જ ત્રણલિંગના ત્રણભેદરૂપ છે એમ તે માને છે; પણ જ્ઞાની તો શરીરથી ભિન્ન, અને વચનથી પાર અનાદિસ્વયંસિદ્ધ ચૈતન્યમય પોતાના આત્માને જાણે છે.

જે જીવ રાગને જ આત્મા માને છે, રાગથી લાભ માને છે તે જીવ ખરેખર શરીરને જ આત્મા માને છે, કેમ કે શરીર તે રાગનું ફળ છે. જ્ઞાની જાણે છે કે આ દેહ હું નથી, જેનાથી આ દેહ મળ્યો તે ભાવ પણ મારું સ્વરૂપ નથી, હું તો જ્ઞાયકશરીરી અશરીરી છું; અતીન્દ્રિયજ્ઞાન જ હું છું. અજ્ઞાની તો ઇંદ્રિયો વડે દૃશ્યમાન દેહને જ દેખે છે, ચૈતન્ય તો તેને અદૃશ્ય જ લાગે છે. જ્ઞાની જાણે કે દૃશ્યમાન એવા દેહાદિ હું નથી, પણ તેનો જે દૃષ્ટા છે, અને જે ઇંદ્રિયાતીત છે–તે જ હું છું. હું પુરુષ નથી, હું તો આત્મા છું, હું સ્ત્રી નથી, હું તો આત્મા છું. ઇંદ્રિયનાં કોઈ ચિહ્નો હું નથી, ને તે ચિહ્નો વડે હું ઓળખાતો નથી; હું તો શરીરનાં ચિહ્નોથી પાર અલિંગ છું, મારો આત્મા ઇંદ્રિયાદિ લિંગોથી અગ્રાહ્ય છે એટલે અલિંગગ્રાહ્ય છે, અતીન્દ્રિયજ્ઞાનવડે જ અનુભવમાં આવે છે.

## 卐 ૨૪૮૨: અષાઢ સુદ બીજ 卐

આ શરીરની આકૃતિઓને કારણે જીવને વિકાર થાય છે– એમ જે માને છે તે જીવ પોતાને સ્ત્રી–પુરુષ વગેરે શરીરરૂપે જ માને છે. ઇંદ્રિય વગેરેના અવલંબનવડે જ્ઞાન થાય–એમ જે માને છે તે પણ ખરેખર ઇંદ્રિયોથી ભિન્ન આત્માને નથી માનતો પણ ઇંદ્રિયોને જ આત્મા માને છે. પાંચ ઇંદ્રિયો કે તેના કોઈ પણ વિષયો તેમાં જે સુખ માને તે પણ ઇંદ્રિયને અને શરીરને જ આત્મા માને છે. અતીન્દ્રિય આત્મા જ્યાં સુધી લક્ષમાં–પ્રતીતમાં ને અનુભવમાં ન આવે ત્યાંસુધી કોઈ ને કોઈ પ્રકારે શરીરમાં આત્મબુદ્ધિ વેદાતી જ હોય. અંતરાત્મપણું થાય તો બહિરાત્મપણું ટળે એટલે અંતર્મુખ થઈને દેહાદિથી પાર આત્માને ઓળખે તો તેમાં જ મમત્વબુદ્ધિ થાય, ને દેહાદિમાં મમત્વબુદ્ધિ ટળે. પછી ગમે તેવા સુંદર દેહમાં પણ તેને સ્વપ્નેય સુખની કલ્પના ન થાય.

સમ્યગ્દષ્ટિ જીવ વસ્તુસ્વરૂપનો જ્ઞાતા છે. દેહથી ભિન્ન પોતાનું ચૈતન્યસ્વરૂપ તેની પ્રતીતમાં આવી ગયું છે, તેથી તે પોતાને ચૈતન્યસ્વરૂપે જ અનુભવે છે, સ્ત્રી વગેરેના કે પશુ વગેરેના દેહરૂપે તે પોતાને માનતો નથી.

જુઓ, આ ભેદજ્ઞાનીની બુદ્ધિ! આ ઉપલક ધારણાની વાત નથી પણ અંતરના વેદનની વાત છે. દેહ અને રાગ બંનેથી પાર થઈને દૃષ્ટિએ અંતરમાં અતીન્દ્રિય આનંદવાળું ચૈતન્યતત્ત્વ દેખી લીધું છે. તે દૃષ્ટિ હવે આખા જગતને પોતાથી ભિન્નરૂપે જ દેખે છે. અને આત્મવસ્તુમાં સુખ કેમ હોય? તેથી કહ્યું છે કે–

હોવાથી તે બધા પદાર્થો ચૈતન્યને માટે એઠ જેવા છે, એઠને કોણ ફરીને મુખમાં નાંખે? તેમાં કોણ સુખ માને? એ રીતે જ્ઞાનીને ચૈતન્યથી બાહ્ય આખા જગતમાં ક્યાંય સુખની કલ્પના નથી માટે તેને તો તે એઠ સમાન જ છે. અને, જગતના પદાર્થો જગતમાં છે, પરંતુ પોતે અંતર્મુખ થઈને જ્યાં પોતાના આત્મામાં વળ્યો, ત્યાં તે સ્વતત્ત્વમાં જગત ભાસતું નથી માટે તેને સ્વપ્ન સમાન કહ્યું.

અહો! આવા ચૈતન્યતત્ત્વના અનુભવની ધૂનમાં જગતની અનુકૂળતા-પ્રતિકૂળતા ક્યાં જોવી? ચૈતન્યની ધૂન આડે જગતની અનુકૂળતા-પ્રતિકૂળતા જોવામાં જ્ઞાની રોકાતા નથી, એટલે ગમે તેવા પ્રસંગમાં પણ ચૈતન્યની સમાધિ તેને વર્ત્યા જ કરે છે. સમ્યગ્દર્શનમાં જ મહાન સમાધિની તાકાત છે. સમ્યગ્દર્શન ગમે ત્યારે ગમે તેવા પ્રસંગમાં પણ સ્વવસ્તુને ભૂલતું નથી, સ્વવિષયમાં તેને ભ્રાંતિ થતી જ નથી, એટલે તેને શાંતિ અને સમાધિ થાય છે. આ સિવાય જેને દેહાદિની ક્રિયામાં કર્તાપણું વર્તે છે એવા અજ્ઞજીવોને કદી પણ સમાધિ કે શાંતિ થતી નથી.

જ્યાં ભેદજ્ઞાન છે ત્યાં શાંતિ છે.<br>
ભ્રાંતિ હોય ત્યાં શાંતિ નહિ;<br>
શાંતિ હોય ત્યાં ભ્રાંતિ નહિ. (૪૪)

---

આત્મા જ્ઞાનસ્વભાવ છે; તે જ્ઞાનસ્વભાવની પ્રાપ્તિનું નામ મુક્તિ છે. માટે મોક્ષેચ્છુ જીવે જ્ઞાનસ્વભાવની ભાવના ભાવવી. જુઓ, આ મોક્ષ માટેની ભાવના! જ્ઞાનસ્વભાવની ભાવના કહો, આત્મભાવના કહો, કે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની આરાધના કહો, તે જ મોક્ષનો ઉપાય છે.

સર્વથા તૂટી નથી, તેથી તેના સંસ્કાર ચાલુ છે. તેથી તેને તે અસ્થિરતારૂપી ભ્રાંતિ છે; અથવા કોઈ જીવને એક વાર ભેદજ્ઞાન થયા પછી પાછું અજ્ઞાન અને ભ્રાંતિ થઈ જાય છે તો તે જીવ વર્તમાનમાં ચૈતન્યભાવનાના સંસ્કાર ભૂલીને પૂર્વના વિભ્રમના સંસ્કાર ફરીને તાજા કરે છે તે કારણે તેને ભ્રાંતિ થાય છે-એમ સમજવું. આ રીતે ફરીને જે જીવ ભ્રાંતિ કરે છે તે જીવ બહિરાત્મા થઈ જાય છે. માટે અંતરાત્માને સાવધાન કરે છે કે હે અંતરાત્મા ! દેહથી ભિન્ન ચૈતન્યતત્ત્વને જાણીને તેં જે અપૂર્વ દશા પ્રગટ કરી છે તેમાં ભેદજ્ઞાનની એવી દૃઢ ભાવના રાખજે કે પૂર્વની ભ્રાંતિના સંસ્કાર ફરીને જાગે નહીં.

અથવા, આ ‘ સમાધિ ’ના ઉપદેશનું શાસ્ત્ર હોવાથી સમાધિની અપેક્ષાએ લઈએ તો ભેદજ્ઞાન પછી પણ જેટલા રાગ-દ્વેષ થાય છે તેટલી અસમાધિ છે. ભેદજ્ઞાની-અંતરાત્મા થયા પછી પણ આ અસમાધિ કેમ ? તો કહે છે કે રાગદ્વેષના અનાદિના સંસ્કાર હજી ચાલ્યા આવે છે તેથી તે રાગ-દ્વેષ થાય છે. સ્ત્રી-પુત્ર-બંધુ વગેરેના વિયોગથી ધર્મીનેય શોક થઈ આવે, રુદન પણ આવી જાય; તેમ જ બંધુ-લક્ષ્મી-સ્ત્રી વગેરેના સંયોગથી ધર્મીને પણ હર્ષપરિણામ થઈ આવે; - કેમકે હજી પૂરી વીતરાગી સમાધિ થઈ નથી ત્યાં, ભેદજ્ઞાન હોવા છતાં એવા હર્ષ-શોકનાં પરિણામ વર્તે છે, એટલે જ્ઞાનચેતના સાથે તેને તેટલી કર્મ-ચેતના પણ છે. તેને શ્રદ્ધા-જ્ઞાનમાં ભ્રાંતિ નથી પરંતુ અસ્થિરતા અપેક્ષાએ ભ્રાંતિ કહેવાય. જેને શ્રદ્ધાજ્ઞાનમાં પણ ભ્રાંતિ થઈ જાય તે તો બહિરાત્મા છે. ભેદજ્ઞાનની ભૂમિકામાં પણ જેટલા રાગ-દ્વેષ થાય તેટલી અસમાધિ છે, તે રાગ-દ્વેષ ટાળીને વીતરાગપણે સ્વરૂપમાં ઠરે ત્યારે જ પૂર્ણ સમાધિ અને શાંતિ થાય છે. આવી સમાધિ પ્રાપ્ત કરવા માટે ધર્મી જીવ કેવા ચિંતન વડે તે રાગ-દ્વેષ ટાળીને મધ્યસ્થ થાય છે - તે હવે કહેશે. (૪૫)

સ્વતત્ત્વને જ વિષય કરું છું; આત્મા જ મારો ધ્યેય છે....તેને જ જ્ઞાનનો વિષય બનાવીને હું મધ્યસ્થ થાઉં છું. આ મધ્યસ્થતા તે જ સમાધિ છે. સમકિતીને જ આવી સમાધિ થાય છે. જેના જ્ઞાનનો વિષય સ્વતત્ત્વ નથી તેને પરપ્રત્યેના રાગ-દ્વેષનો મિથ્યા અભિપ્રાય વર્તે છે, એટલે તેને અસમાધિ જ થાય છે.

ધર્મીને અલ્પ રાગ-દ્વેષ થાય છતાં જ્ઞાનનો વિષય (જ્ઞાનનું ધ્યેય) પલટી ગયેલ છે. જ્ઞાન-આનંદરૂપ આત્મા જ મારો સ્વ-વિષય છે. જ્યાં રાગ-દ્વેષ થાય ત્યાં અંતરના ચૈતન્ય-વિષયને વારંવાર સ્પર્શીને જ્ઞાની રાગ-દ્વેષને ટાળે છે. અજ્ઞાની બાહ્ય વિષયો પ્રત્યે જ રોષ-તોષ કરે છે, તેનું ધ્યેય જ બહારમાં ગયું છે, જ્ઞાનીએ અંતરના ચૈતન્યસ્વભાવને જ ધ્યેય બનાવ્યું છે. અને બહારમાં પણ જડ-ચેતનની ભિન્નતા દેખતો થકો તે મધ્યસ્થ રહે છે.

હું તો જ્ઞાનમૂર્તિ જ્ઞાયક છું....જગતના પદાર્થો સૌ સૌના પરિણમન-પ્રવાહમાં ચાલ્યા જાય છે....જેમ નદીમાં પાણીનું પૂર આવે ત્યાં પાણીનો પ્રવાહ તો ચાલ્યો જ જાય છે....કોઈ અજ્ઞાની કાંઠે ઊભો-ઊભો એમ માને કે "આ મારું પાણી આવ્યું....ને ચાલ્યું જાય છે!! અરે! મારું પાણી ચાલ્યું જાય છે!!" તો તે દુઃખી થાય. અથવા એમ માને કે પાણીના પ્રવાહમાં હું તણાઈ જાઉં છું-તો તે દુઃખી જ થાય. પણ કાંઠે ઊભો ઊભો મધ્યસ્થપણે જોયા કરે તો તેને કાંઈ દુઃખ ન થાય. તેમ જગતના પદાર્થોનો પરિણમન-પ્રવાહ ચાલ્યો જાય છે; તેનો મધ્યસ્થપણે જ્ઞાતા રહેવાને બદલે જે અજ્ઞાની જીવ એમ માને છે કે હું આ પદાર્થોને પરિણમાવું છું, અથવા આ મારા પદાર્થો છે,-તે જીવ મોહથી દુઃખી થાય છે. અથવા જે જીવ મધ્યસ્થ-વીતરાગી જ્ઞાતા ન રહેતાં તે પરિણમન-પ્રવાહમાં રાગ-દ્વેષ કરીને તણાય છે તેને પણ રાગ-દ્વેષથી અસમાધિ અને દુઃખ થાય છે. પોતાના ચિદાનંદ-સ્વભાવમાં એકાગ્રતા કરીને બાહ્યપદાર્થો પ્રત્યે ઉદાસીન થઈ જતાં

રાગ-દ્વેષ થતા નથી, ને વીતરાગ સમાધિરૂપ આનંદ અનુભવાય છે; માટે ધર્માત્માએ તેનું જ અવલંબન લેવું જોઈએ. (૪૬)

હવે મૂઢ જીવોના ત્યાગ-ગ્રહણનો વિષય શું છે અને ધર્માત્માના ત્યાગ-ગ્રહણનો વિષય શું છે, તે દર્શાવે છે—

त्यागादाने बहिर्मूढः करोत्यध्यात्ममात्मवित् ।
नान्तर्बहिरुपादानं न त्यागो निष्ठितात्मनः ॥४७॥

છૂટતી જ નથી, એટલે તેનો ત્યાગ દ્વેષભાવપૂર્વક જ થાય છે; વીતરાગભાવ તેને નથી કેમકે વીતરાગભાવ ચૈતન્યના અવલંબન વગર થાય નહિ, ને ચૈતન્યવિષય તો અજ્ઞાનીની દૃષ્ટિમાં આવ્યો જ નથી. જ્યાં અંતરસ્વભાવને વિષયરૂપ કરીને જ્ઞાનમાં લીધો (જ્ઞાનસ્વભાવને જ સ્વપણે ગ્રહણ કર્યો) ત્યાં બાહ્યવિષયોનું ગ્રહણ જ ન રહ્યું એટલે બાહ્યવિષયો પ્રત્યે રાગ-દ્વેષ ન રહ્યા, રાગ-દ્વેષનો ત્યાગ થઈને સમાધિ જ થઈ. આ રીતે સ્વવિષયનું ગ્રહણ તે જ સમાધિનો ઉપાય છે. જેને દૃષ્ટિનો વિષય પલટ્યો નથી (-પર વિષય છૂટીને સ્વવિષય જેની દૃષ્ટિમાં આવ્યો નથી) તેને કોઈ રીતે સમાધિ થતી નથી; અને સમાધિ વગરનો ત્યાગ તે દ્વેષભરેલો ત્યાગ છે, કેમકે તેને રાગદ્વેષ વગરની આત્મશાંતિનું વેદન નથી.

ચૈતન્યસ્વભાવનું અવલંબન લીધા વગર, બાહ્યમાં ત્યાગ કરવા જાય છે તે તો દ્વેષગર્ભિત છે. જ્ઞાનીને અંતરમાં ચૈતન્યસ્વભાવના અવલંબને વીતરાગી શાંતિ જેમ જેમ વધતી જાય છે તેમ તેમ રાગદ્વેષ છૂટતા જાય છે, ને બાહ્યવિષયોનું અવલંબન પણ છૂટતું જાય છે. આ રીતે પરથી ભિન્ન આત્મસ્વરૂપની ભાવના જ સમાધિનો ઉપાય છે.

આ સમાધિઅધિકાર છે એટલે કે આત્માને સમાધિ કેમ થાય, શાંતિ કેમ થાય તેની વાત ચાલે છે. તેમાં કેવા ગ્રહણ-ત્યાગથી સમાધિ થાય તે કહે છે.

* જેઓ ચૈતન્યસ્વભાવને જાણીને પરિપૂર્ણ જ્ઞાન ને આનંદસ્વરૂપ પરમાત્મા થઈ ગયા તેમણે તો ગ્રહવા યોગ્ય એવું પોતાનું શુદ્ધસ્વરૂપ ગ્રહી લીધું ને ત્યાગવા યોગ્ય એવા મોહ-રાગ-દ્વેષ છોડી દીધા, એટલે તેમને તો પૂર્ણ સમાધિ જ છે.
* જે અંતરાત્મા છે તેણે શરીરાદિ સમસ્ત પદાર્થોથી પોતાના ચૈતન્યસ્વરૂપ આત્માને ભિન્ન જાણ્યો છે એટલે પરમાં તો કોઈનું ગ્રહણ કે ત્યાગ કરવાનું તે માનતા નથી; પોતાના

જ્ઞાનાનંદસ્વરૂપને જ ઉપાદેય જાણ્યું છે ને પરભાવોને હેય જાણ્યા છે, તેથી ચૈતન્યસ્વભાવનું જ ગ્રહણ કરીને (—તેમાં લીનતા કરીને) પરભાવોને તે છોડતા જાય છે; અને તેમને સમાધિ થતી જાય છે.

અને મિથ્યાદૃષ્ટિ બહિરાત્મા તો બાહ્ય પદાર્થો સાથે પોતાને એકમેક માને છે, પરપદાર્થોને ઇષ્ટ–અનિષ્ટ માને છે, એટલે તે કોઈ અનુકૂળ પરપદાર્થો ઉપર રાગ કરીને તેને ગ્રહવા માંગે છે, ને કોઈ પ્રતિકૂળ પરપદાર્થો ઉપર દ્વેષ કરીને તેને છોડવા માંગે છે. આ રીતે મિથ્યાદૃષ્ટિ જીવ રાગ-દ્વેષથી પરને ગ્રહવા–છોડવાનું માને છે. આ રીતે મિથ્યાદૃષ્ટિ પ્રાયને લીધે તેનો ત્યાગ પણ દ્વેષગર્ભિત છે; તેને સમાધિ થતી નથી પણ અસમાધિ જ રહે છે.

રાગાદિને છોડે છે. જેણે રાગથી પાર ચિદાનંદ સ્વભાવને જાણ્યો જ નથી તે રાગાદિને છોડશે કઈ રીતે? અજ્ઞાનીને આત્માનું તો ભાન નથી ને બાહ્યપદાર્થોને જ દેખે છે, એટલે બાહ્યસન્મુખ જ વર્તતો થકો રાગ-દ્વેષથી પરપદાર્થોને ગ્રહવા-છોડવાનું તે માને છે; તે ઊંધી માન્યતામાં તો તેને સ્વભાવનો ત્યાગ થઈ જાય છે ને રાગાદિ વિભાવનું ગ્રહણ થઈ જાય છે.- પરંતુ ગ્રહણ ત્યાગ તો તેને પણ થતું નથી.

આ ગાથામાં ત્રણ વાત બતાવી છે:

(૧) પરમાત્માને કાંઈ ગ્રહણ-ત્યાગ કરવાનું રહ્યું નથી; તેમ જ આત્મામાં જે સ્થિર થાય છે એવા નિર્વિકલ્પ યોગીઓને કાંઈ ગ્રહણ-ત્યાગ કરવાનું રહ્યું નથી.

(૨) અંતરાત્માને પોતાના અંતર્ભાવોમાં જ ગ્રહણ-ત્યાગ છે; પોતાના શુદ્ધભાવોને તે ગ્રહે છે ને પરભાવોને છોડે છે.

(૩) બહિરાત્મા બહારમાં ગ્રહણ-ત્યાગ કરવાનું માને છે.

તેનું વિવેચન—

(૧) પરમાત્મા તેમ જ નિર્વિકલ્પ મુનિવરો તો ચિદાનંદ-તત્ત્વને સમસ્ત પરદ્રવ્યો ને પરભાવોથી ભિન્ન જાણીને, ચૈતન્ય-સ્વરૂપમાં જ સ્થિર થઈ ગયા છે, એટલે તેમણે ગ્રહવાયોગ્ય એવા પોતાના જ્ઞાન-આનંદને ગ્રહી લીધા છે ને છોડવાયોગ્ય પરભાવોને સર્વથા છોડી દીધા છે, તેથી તેઓ કૃતકૃત્ય છે, હવે કાંઈ ગ્રહવાનું કે છોડવાનું તેમને બાકી રહ્યું નથી. આ રીતે પરમાત્મા અને નિર્વિકલ્પ મુનિવરો તો ગ્રહણ-ત્યાગથી રહિત છે.

(૨) અંતરાત્માએ પોતાના ચિદાનંદ સ્વરૂપને સમસ્ત પરદ્રવ્યો અને પરભાવોથી ભિન્ન જાણ્યું છે; પણ હજી તેમાં પૂરી લીનતા થઈ નથી ને રાગાદિ સર્વથા છૂટ્યા નથી, એટલે તે અંતર્પ્રયત્નવડે શુદ્ધ જ્ઞાન-આનંદસ્વભાવને ગ્રહવા માંગે છે તથા રાગાદિ પરભાવને છોડવા માંગે છે. બાહ્યપદાર્થોથી તો પોતે જુદો

જ છે–એમ જાણ્યું છે એટલે બહારમાં તો કોઈ ગ્રહવા-છોડવાનું તે માનતા જ નથી. અંતર્મુખ થઈને ગ્રહવાયોગ્ય એવા શુદ્ધ આત્માને ગ્રહણ કરીને (–તેમાં એકાગ્ર થઈને) રાગાદિ પરભાવોને ત્યાગે છે. આ રીતે અંતરાત્માને પોતાના ભાવમાં જ ગ્રહણ–ત્યાગ છે.

(૩) બહિરાત્મા અંતરના ચૈતન્યતત્ત્વને જાણતો નથી ને બાહ્યપદાર્થોને જ દેખે છે, એટલે બાહ્યપદાર્થોમાં જ તે ઇષ્ટ–અનિષ્ટપણું માનીને તેને ગ્રહવા–છોડવા માંગે છે. ને જેને ઇષ્ટ માને છે તેના ઉપર રાગનો અભિપ્રાય છે, અને જેને અનિષ્ટ માને છે તેના ઉપર દ્વેષનો અભિપ્રાય છે. આ રીતે, વીતરાગી અભિપ્રાયના અભાવમાં તેને પરભાવોનો ત્યાગ તો નથી, પણ રાગ–દ્વેષના અભિપ્રાયથી તે બાહ્યપદાર્થોના ગ્રહણ–ત્યાગ કરવાનું માને છે. કદાચ બાહ્યમાં ત્યાગી દિગંબર સાધુ થઈને વનમાં રહે તો પણ તેને અસમાધિ જ છે, ચૈતન્યમાં અંતર્મુખ થઈને મિથ્યાત્વાદિ પરભાવોને છોડ્યા વગર કદી સમાધિ થાય જ નહિ. ધર્મીજીવ કદાચ ગૃહસ્થપણામાં હોય તોપણ ચૈતન્યમાં અંતર્મુખ થઈને મિથ્યાત્વાદિ પરભાવો જેણે છોડી દીધા છે [illegible] તેમને સમાધિ જ વર્તે છે. ખાતાં–પીતાં, બોલતાં–ચાલતાં, [illegible] કરતાં ગમે તે પ્રસંગે તેટલી વીતરાગી સમાધિ–શાંતિ તેને [illegible] કરે છે. [illegible] આત્મભાવમાં [illegible]

[illegible]

હજારો રાણીઓ છોડીને, દિગંબર ત્યાગી સાધુ થઈને વનમાં રહેતો હોય....છતાં અનંત સંસારી હોય! બહારથી જોનારા મૂઢ જીવો કઈ આંખે આનું માપ કાઢશે? કઈ રીતે ઓળખશે? તે તો બાહ્યદૃષ્ટિની મૂઢતાને લીધે, બાહ્યત્યાગ દેખીને અનંતસંસારીને પણ મોટો ધર્માત્મા માની લેશે, ને એકાવતારી ધર્માત્માને તે ઓળખશે નહિ. અંતરનો અભિપ્રાય ઓળખ્યા વગર ધર્મી-અધર્મીની ઓળખાણ થાય નહિ. માટે પરથી ભિન્ન આત્માને ઓળખીને, સ્વભાવ અને પરભાવનું પૃથક્કરણ કરીને, સ્વભાવમાં એકાગ્ર રહેતાં પરભાવ છૂટી જાય છે; સ્વભાવની અનુભૂતિમાં ગ્રહણ-ત્યાગના કોઈ પણ વિકલ્પ નથી. (૪૭)

---

## ઉપયોગને વચન તથા કાયાથી ભિન્ન કરીને આત્મામાં જ જોડ

*

અંતરાત્મા પોતાના જ્ઞાનને આત્મામાં જ જોડીને મન-વચન-કાયા સાથેનું જોડાણ છોડે છે, એ રીતે ધર્મીને આત્મા સિવાય ક્યાંય ગ્રહણબુદ્ધિ હોતી નથી; ને અસ્થિરતાથી જે મન-વચન-કાયા તરફ જોડાણ થાય તેને પણ છોડીને ચૈતન્યમાં જ એકાગ્રતા કરવા માંગે છે, તે વાત બતાવે છે—

युञ्जीत मनसाऽऽत्मानं वाक्कायाभ्यां वियोजयेत् ।
मनसा व्यवहारं तु त्यजेद्वाक्काययोजितम् ॥ ४८ ॥

ધર્મી અંતરાત્મા પોતાના મનને એટલે કે જ્ઞાનના ઉપયોગને આત્મા સાથે જોડે છે, ને વચન-કાયથી ભિન્ન કરે છે. વચન-કાયાની ક્રિયાઓ સાથેના મનના જોડાણને તે છોડે છે, ને ચિદાનંદસ્વભાવમાં જ જ્ઞાનને એકાગ્ર કરીને તેનું ગ્રહણ કરે છે. આમાં પરદ્રવ્યને છોડવાની વાત નથી પણ પરદ્રવ્ય તરફનો ઉપયોગ છોડે છે ને આત્મામાં ઉપયોગ જોડે છે. પરથી ભિન્નતા

જાણ્યા વગર પરથી ઉપયોગ છૂટે નહિ, પરદ્રવ્યથી ભિન્ન સ્વ-દ્રવ્યને જાણ્યા વગર ઉપયોગ તેમાં જોડાય શી રીતે? અને સ્વ-રૂપમાં ઉપયોગ જોડાયા વગર સમાધિ થાય શી રીતે? આ રીતે સ્વ-પરના ભેદજ્ઞાન વગર કદી સમાધિ થતી નથી. જ્યાં શરીર-વાણી વગેરેનું કર્તૃત્વ માને ત્યાં તે તરફ જ ઉપયોગ જોડાય, પણ ત્યાંથી જુદો પડીને ઉપયોગ સ્વમાં આવે નહિ, ને સ્વમાં ઉપયોગ આવ્યા વગર શાંતિ પણ થાય નહીં.

ધર્મીએ પોતાના આત્માને દેહાદિથી અત્યંત ભિન્ન જાણ્યો છે, તેથી સમાધિની સિદ્ધિ માટે એટલે કે આત્માની પરમ શાંતિના અનુભવને માટે, પોતાના ઉપયોગને દેહાદિ તરફથી પાછો વાળીને સ્વરૂપમાં જોડે છે. ઉપયોગને સ્વરૂપમાં જોડવો તે જ પરમ શાંતિદાતાર આત્મભાવના છે. આ શાસ્ત્રમાં પૂજ્યપાદસ્વામીએ તેનો જ ઉપદેશ કર્યો છે, ને તેની જ ભાવના કરી છે.

**અજ્ઞાની બાહ્યવસ્તુને રમ્ય માનીને તેનો વિશ્વાસ કરે છે.**
**જ્ઞાની સ્વાત્માનો જ વિશ્વાસ કરીને તેમાં રમે છે.**

*

અંતર્મુખ થઈને ધર્માત્માએ નિજસ્વરૂપમાં જ સુખ છે એમ અનુભવ્યું છે, તેથી તે તેનો જ વિશ્વાસ કરીને તેમાં રમે છે. નિજસ્વરૂપથી બાહ્ય કોઈપણ પદાર્થને તેઓ વિશ્વાસ્ય કે રમ્ય (સુખરૂપ) માનતા નથી. જેને સુખસ્વરૂપ આત્માનું ભાન નથી ને દેહને જ આત્મા માની રહ્યા છે એવા મૂઢજીવો જ પરપદાર્થમાં સુખની કલ્પના કરીને તેને રમ્ય માને છે અને તેનો વિશ્વાસ કરે છે.—એ વાત હવેની ગાથામાં કહે છે:—

जगत्देहात्मदृष्टिनां विश्वास्यं रम्यमेव च ।
स्वात्मन्येवात्मदृष्टिनां क्व विश्वासः क्व वा रति ॥ ४९ ॥

જ્યાંસુધી દેહમાં આત્મબુદ્ધિ છે ત્યાંસુધી જ જગતના પદાર્થો વિશ્વસનીય અને રમ્ય લાગે છે, એટલે કે બહિરાત્માને જ જગતના પદાર્થોમાં સુખ ભાસે છે; પરંતુ જ્યાં પોતાના આત્મામાં જ આત્મબુદ્ધિ થઈ ત્યાં બીજા શેમાં વિશ્વાસ હોય? કે બીજે ક્યાં રતિ હોય? અંતરાત્માને પોતાથી બાહ્ય જગતના કોઈપણ પદાર્થમાં સુખ ભાસતું નથી એટલે તેમાં વિશ્વાસ કે રતિ થતી નથી....ચૈતન્યસ્વરૂપનો જ વિશ્વાસ કરીને તેમાં જ તે રમે છે.

જુઓ, આ ધર્માત્માનું રમ્યસ્થાન! શાંતિનું લીલુંછમ સ્થાન છોડીને ધગધગતા વેરાન પ્રદેશમાં કોણ રમે?—તેમ બાહ્ય પદાર્થો તો આત્માના સુખને માટે વેરાનપ્રદેશ જેવા છે, તેમાં ક્યાંય સુખ કે શાંતિનો છાંટોય નથી, ઊલટું તે તરફની વૃત્તિથી તો ધગધગતા તાપની જેમ આકુળતા થાય છે; અને

ચૈતન્યપ્રદેશમાં રમતાં પરમ શાંતિ વેદાય છે. તો પછી આવા શાંત રમ્ય લીલાછમ ચૈતન્યપ્રદેશને છોડીને ઉજ્જડ વેરાન એવા પરદ્રવ્યમાં કોણ રમે?–તેને રમ્ય કોણ માને? ધર્મી તો ન જ માને. જેણે શાંતિધામ એવો રમ્ય આત્મપ્રદેશ જોયો નથી એવા મૂઢ જીવો જ પરદ્રવ્યમાં સુખ કલ્પીને તેને રમ્ય સમજે છે.

'જગતમાં જે પદાર્થો દુઃખદાયક છે તે ભલે રમ્ય ન હો, પરંતુ જે સુખદાયક છે એવા સ્ત્રી-પુત્ર-લક્ષ્મી વગેરેને તો રમ્ય કહો?'–એમ કોઈ અજ્ઞાનીને પ્રશ્ન ઊઠે તો તેનું આ શ્લોકમાં સમાધાન કર્યું છે. અરે મૂઢ! બાહ્ય પદાર્થો તને સુખરૂપ રમ્ય લાગે છે તે તારી બાહ્યદૃષ્ટિ અને કલ્પનાને લીધે જ લાગે છે. ખરેખર પોતાના આત્મા સિવાય બીજું કોઈ સુખરૂપ કે રમ્ય નથી.

જાણીને તેની જ શ્રદ્ધા અને લીનતા કરે છે; અજ્ઞાની પરમાં સુખ માનીને તેની જ શ્રદ્ધા ને લીનતા કરે છે, એટલે તેને જગતના બાહ્ય વિષયો સુખકર અને પ્રિય લાગે છે, આત્મા તેને પ્રિય લાગતો નથી. જ્ઞાનીને આત્મા જ પ્રિય લાગે છે, આત્મા સિવાય બીજું કાંઈ તેને પ્રિય લાગતું નથી.—'જગત ઇષ્ટ નહિ આત્મથી.'

આત્માના સ્વભાવ સિવાય બહાર લક્ષ જઈને જે શુભ વૃત્તિ ઊઠે તે શુભવૃત્તિનો જેને પ્રેમ છે તેને પણ જગતના બાહ્ય વિષયોનો પ્રેમ છે, આત્માના સ્વભાવનો પ્રેમ નથી. દ્રવ્યલિંગી મુનિ થઈને જે એમ માનતો હોય કે અઠ્ઠાવીસ મૂળગુણ વગેરે શુભ વિકલ્પો મને મોક્ષનું કારણ થશે,–તો તેને રાગનો જ વિશ્વાસ છે, પણ મુક્તિદાતાર એવો જે પોતાનો વીતરાગી આત્મા તેનો વિશ્વાસ તેને નથી. બાહ્યપદાર્થોના વિશ્વાસે તે ઠગાઈ જશે; કેમકે જે બાહ્ય પદાર્થોના આધારે તે સુખ માને છે તે બાહ્યપદાર્થોમાં જીવનું સુખ નથી, જીવ તેનાથી જુદો છે; માટે બાહ્યવિષયોમાં જે સુખ માને છે તે જરૂર ઠગાય છે—છેતરાય છે. અને જ્ઞાની તો ચિદાનંદ સ્વભાવમાં જ સુખ માનીને તેની જ શ્રદ્ધા અને તેમાં રમણતા કરે છે, તે કદી છેતરાતા નથી, કેમકે પોતાનો આત્મા કદી દગો દેતો નથી, તેની સન્મુખ થતાં તે સુખ આપે જ છે, ને તેનો કદી વિયોગ થતો નથી. સંયોગ તો દગો દઈને ક્ષણમાં છૂટા પડી જાય છે, તેથી સંયોગના વિશ્વાસે જે સુખી થવા માંગે છે તે જરૂર છેતરાય છે. આ શરીર ને આ અનુકૂળ સંયોગો જાણે સદાય આવા ને આવા રહ્યા કરશે એમ તેનો વિશ્વાસ કરીને અજ્ઞાની તેમાં સુખ માને છે, પણ જ્યાં સંયોગો પલટી જાય ને પ્રતિકૂળતા થઈ જાય ત્યાં જાણે કે મારું સુખ ચાલ્યું ગયું! એમ તે છેતરાય છે. પણ અરે ભાઈ! અનુકૂળ સંયોગ વખતે પણ તેમાં કાંઈ તારું સુખ ન હતું, તું તેમાં સુખ માનીને છેતરાયો. જ્ઞાની તો જાણે છે કે સંયોગનો શો વિશ્વાસ? તેમાં

ક્યાંય સુખ દેખાતું જ નથી. જ્ઞાનીની નજર એક આત્મા ઉપર જ ઠરે છે, બીજે ક્યાંય જગતમાં તેની નજર ઠરતી નથી. રાગ ઉપર પણ તેની દૃષ્ટિ ઠરતી નથી. એક આતમરામમાં જ તેની નજર ઠરે છે. અહો! મારો આત્મા એક જ મારા સુખનું ધામ છે, તેના સિવાય જગતનું કોઈ તત્ત્વ મારા સુખનું ધામ નથી. તો તે પર દ્રવ્યોનો શો વિશ્વાસ? ને તેમાં કેવી રતિ? મારો આત્મા જ મારું આનંદનું ધામ છે.—એમ જ્ઞાનીની શ્રદ્ધાનો વિષય પોતાનો આત્મા જ છે.

જ્ઞાની પોતાના આત્માનો વિશ્વાસ કરીને તેમાં પરિણામ જોડે છે.

અજ્ઞાની બાહ્ય સંયોગનો વિશ્વાસ કરીને તેમાં પરિણામ જોડે છે.

અજ્ઞાની બાહ્યસંયોગો ને સુખના દાતાર માનીને તે સંયોગ માંથી સુખ લેવા માંગે છે, પણ સંયોગો તો સુખ કંઈ આપતા નથી. તેથી અજ્ઞાની હેરાન થાય છે. શ્રીમદ્ રાજચંદ્રજી પણ કહે છે કે—

નથી. સમકિતી ચક્રવર્તી હોય ને છખંડનું રાજ હોય, છતાં તેમાં ક્યાંય મારું સુખ છે એમ સ્વપ્નેય વિશ્વાસ કરતા નથી; તે બધા સંયોગો તો મારાથી તદ્દન જુદા જ છે અને તે સંયોગો તરફની લાગણીથી પણ મને દુઃખ છે, તેમાં ક્યાંય મારું સુખ નથી, મારું સુખ તો મારા ચિદાનંદસ્વભાવમાં જ છે; આમ સ્વભાવનો વિશ્વાસ કરીને ધર્મી વારંવાર તેને જ સ્પર્શે છે, તેમાં ડૂબકી મારીને શાંતરસને વેદે છે. ચૈતન્યના વિશ્વાસે જ્ઞાનીનાં વહાણ ભવસાગરથી તરી જાય છે ને મોક્ષમાં પહોંચી જાય છે. (૪૯)

## જ્ઞાનીની ચેતનાનું દેહાદિનાં કાર્યોથી ભિન્નપણું

જ્ઞાનીને પોતાના આત્માની જ પ્રીતિ ને આત્માનો જ વિશ્વાસ છે, સંયોગમાં તે સ્વપ્નેય સુખ માનતા નથી, એમ ગાથા ૪૯માં કહ્યું; ત્યાં હવે પ્રશ્ન થાય છે કે જો એમ છે તો ભોજન વગેરે કાર્યોમાં જ્ઞાનીની પ્રવૃત્તિ કેમ દેખાય છે? તેના ઉત્તરમાં પૂજ્યપાદસ્વામી કહે છે કે—

आत्मज्ञानात्परं कार्यं न बुद्धौ धारयेत्चिरम् ।<br>
कुर्यादर्थवशात्किंचित्वाक्कायाभ्यामतत्परः ॥५०॥

ધર્માત્મા જ્ઞાની આત્મજ્ઞાન સિવાય બીજા કોઈ કાર્યને પોતાની બુદ્ધિમાં ચિરકાળ સુધી ધારણ કરતા નથી; આત્મસ્વભાવની ભાવના છોડીને કોઈપણ કાર્યમાં તેઓ જોડાતા નથી, આત્માની ભાવના એક ક્ષણ પણ છૂટતી નથી. જ્ઞાનચેતના જેનું લક્ષણ છે તે જ ધર્મીનું કાર્ય છે, તેમાં જ તે તત્પર છે. અસ્થિરતાને લીધે પ્રયોજનવશ શરીર–વાણીની કંઈક ચેષ્ટામાં જોડાય

ભૂલી જાય ને બહારમાં આનંદ માને. અજ્ઞાનીને એમ જ લાગે છે કે જ્ઞાની રાજપાટમાં ઊભા છે–ખાય છે–પીએ છે–બોલે છે–માટે તેમાં તત્પર છે, પણ જ્ઞાનીના અંતરંગ ચેતનાપરિણામ વિષયોથી ને રાગથી કેવા પાર છે તેની અજ્ઞાનીને ખબર નથી....ચૈતન્યસુખનો જે સ્વાદ જ્ઞાનીના વેદનમાં આવ્યો છે તે સ્વાદની અજ્ઞાની વિષયલુબ્ધ પ્રાણીને બિચારાને ગંધ પણ નથી....એટલે પોતાની દૃષ્ટિએ જ્ઞાનીને જોવા જાય છે, પણ જ્ઞાનીની વાસ્તવિક દશાને તે ઓળખતો નથી.

મુનિ ધ્યાનમાં આત્માના આનંદમાં લીન હોય....ને કોઈ સિંહ આવીને શરીરને ફાડી ખાતા હોય....ત્યાં બાહ્યદૃષ્ટિ મૂઢ પ્રાણીને એમ થાય કે 'અરેરે! આ મુનિ કેટલા બધા દુઃખી!!' –પણ મુનિને તો અંદરમાં સર્વાર્થસિદ્ધિના દેવ કરતાંય વધારે આનંદરસની ધારા ઉલ્લસી છે....સિદ્ધ ભગવાન જેવા પરમ આત્મસુખમાં તે લીન છે....અહીં તો હજી શરીરને સિંહ ખાતો હોય ત્યાં તો અતીન્દ્રિય આનંદમાં લીનતા સહિત, એકાવતારીપણે દેહ છોડીને મુનિ તો સિદ્ધની પાડોશમાં સર્વાર્થસિદ્ધિમાં ઊપજ્યા હોય! (સિદ્ધશિલાથી સર્વાર્થસિદ્ધિ ફક્ત બાર જોજન દૂર છે)

સંયોગમાં કે રાગમાં સુખ માનીને તેમાં પોતાના આત્માને ધર્મી નથી ઝુલાવતા, પણ ધર્મી તો આત્માનો વિશ્વાસ કરીને તેના આનંદમાં આત્માને ઝુલાવે છે. સ્વરૂપના આનંદમાંથી બહાર નીકળવું તે પ્રમાદ ને દુઃખ છે વ્યવહારમાં તો એમ કહેવાય કે તીર્થયાત્રા ન કરે તે આળસુ છે. શાંતિનાથ ભગવાનનાં માતાજી અચિરાદેવીને ગર્ભકલ્યાણક વખતે દેવીઓ વિનોદથી પ્રશ્ન પૂછે છે કે હે માતા! ખરો આળસુ કોણ? ત્યારે માતાજી કહે છે કે જે તીર્થયાત્રા ન કરે ને વિષયોમાં જ વર્તે તે આળસુ છે,–એ રીતે ત્યાં વ્યવહારમાં એમ કહેવાય; પણ પરમાર્થે તો ચિદાનંદસ્વરૂપના અનુભવમાંથી બહાર નીકળવું તે પ્રમાદ છે–એટલે કે આળસ છે. ચૈતન્યના આનંદના અનુભવમાં લીન સંતો તેમાંથી

બહાર નીકળવાના આળસુ છે....કેમકે આત્માના અનુભવ સિવાય બીજે ક્યાંય તેમને સુખ ભાસતું નથી.

આ જડ કાયાને કે તેની ક્રિયાને ધર્મી પોતાના ચિત્તમાં ધારણ કરતા નથી; તે તો જ્ઞાન-આનંદમય પોતાની ચૈતન્યકાયાને જ ધારણ કરે છે. આ દેહ-મન-વાણી હું નથી. હું તેમનો કર્તા નથી. તેમનો કરાવનાર નથી કે તેમનો અનુમોદનાર નથી. તેમનાથી જુદો ભિન્ન જ્ઞાન-આનંદસ્વરૂપ જ હું છું. પ્રવચનસારમાં કહે છે કે—

હું દેહ નહીં, વાણી ન, મન નહીં, તેમનું કારણ નહિ.
કર્તા ન, કારયિતા ન, અનુમંતા હું કર્તાનો નહિ.

—આમ ધર્મી પોતાના આત્માની જ ભાવનામાં તત્પર છે.

( ૧૦ )

નથી. ઇંદ્રિયોદ્વારા શરીરાદિ દેખાય છે તે તો જડ છે, તે કાંઈ આત્મા નથી; આત્મા કાંઈ ઇંદ્રિયોથી ન દેખાય; આત્મા તો અતીન્દ્રિય જ્ઞાનમય છે, ને અતીન્દ્રિયજ્ઞાનથી જ તે દેખાય છે.– ધર્માત્મા પોતાના જ્ઞાનને વિષયોથી પાછું વાળીને અંતરમાં પોતાના સ્વરૂપમાં વાળે છે; તેમાં તેને પોતાના કોઈ પરમ અચિંત્ય અદ્ભુત આનંદનો અનુભવ થયો છે, માટે તે બાહ્ય વિષયોમાં અનાસક્ત છે.

હજી તો જે પર દ્રવ્યને પોતાનું માને, કે પરથી પોતાને સુખ–દુઃખ માને તેને ખરેખર અનાસક્તિભાવ હોય જ નહિ, તેને તો પર સાથે એકત્વબુદ્ધિને લીધે અનંત આસક્તિ છે. ધર્મીનાં પરિણામ તો પોતાના આત્માને સમસ્ત પર દ્રવ્યોથી જુદો જાણીને આત્મા તરફ વળી ગયા છે, અને આત્મા સિવાય બીજે ક્યાંય સ્વપ્ને પણ આનંદ ભાસતો નથી, તેથી તેમને જ સમસ્ત બાહ્ય વિષયો પ્રત્યે ખરી અનાસક્તિ હોય છે; અંતર્મુખ વળેલી તેની પરિણતિ કોઈ પણ બાહ્યવિષયને ધારણ કરતી નથી, તેનાથી છૂટી ને છૂટી જ રહે છે.

હું તો આનંદસહિત જ્ઞાનજ્યોતિ છું, અતીન્દ્રિયજ્ઞાન ને આનંદ મારું સ્વરૂપ છે....આનંદધામ આત્મા એ જ મારા વિશ્વાસનું ને વિશ્રામનું સ્થાન છે...આવા મારા તત્ત્વને હું અંતરમાં આનંદ-સહિત દેખું છું. આનંદથી પરમપ્રસન્ન એવો મારો આત્મા જ મારા વિસામાનું ધામ છે.–આમ સમકિતી પોતાના આત્માની ભાવના કરતા થકા તેની જ આરાધના કરે છે. તેને પોતાના આત્મસ્વરૂપનું ચિંતન જ સુખકર લાગે છે, ને ઇંદ્રિયવિષયો તો દુઃખકર લાગે છે; માટે તે ધર્માત્મા પોતાની બુદ્ધિમાં આત્માને જ ધારણ કરે છે, અને શરીરાદિકને ધારણ કરતા નથી. (૫૧)

——o——

અંતર્મુખ થવાનો પ્રયત્ન કરતાં કરતાં તેમાં શાંતિ દેખાશે ને પરિણામમાં ઉલ્લાસ થશે. પછી અનુભવનો ઉદ્યમ કરતાં કરતાં જ્યાં નિર્વિકલ્પ આનંદની અનુભૂતિ થઈ-સમ્યગ્દર્શન થયું ત્યાં ધર્મી વારંવાર તેની જ ભાવના કરે છે, ને તેને આત્મામાં જ સુખ લાગે છે, તથા બાહ્યવિષયો દુઃખરૂપ લાગે છે. આનંદનો અનુભવ ન હતો, આત્માની શાંતિ દેખાતી ન હતી ત્યારે તો અંતરના અનુભવનો ઉદ્યમ કરવામાં કષ્ટ લાગતું ને બહારમાં સુખ લાગતું; તેને આત્માના આનંદની રુચિ (અવ્યક્ત વિશ્વાસ) તો છે પણ હજી સાક્ષાત્ અનુભવ થયો નથી, તેથી કષ્ટ જેવું લાગે છે. પણ જ્યાં અંતરમાં આનંદનો અનુભવ થયો-સ્વાદ ચાખ્યો ત્યાં બહારનો રસ ઊડી ગયો ને ચૈતન્યના અનુભવનું સુખ જોયું એટલે હવે તો તેને આત્માના ધ્યાનનો ઉત્સાહ આવ્યો.... જેમ વધારે એકાગ્રતા કરું તેમ વધારે આનંદ ને શાંતિનું વેદન થાય છે. આનંદનો સ્વાદ જ્યાંસુધી ચાખ્યો ન હતો ત્યાંસુધી તેમાં કષ્ટ લાગતું, પણ હવે જ્યાં આનંદનો સ્વાદ ચાખ્યો ત્યાં ધર્મીને તેમાંથી બહાર નીકળવું કષ્ટરૂપ-દુઃખરૂપ લાગે છે. અજ્ઞાનદશામાં અનાદિના સંસ્કારને લીધે વિષયો રુચિકર ભાસતા, ને આત્મા કષ્ટરૂપ લાગતો; પણ જ્યાં આત્મભાવનામાં એકાગ્ર થઈને તેના આનંદનું વેદન કર્યું ત્યાં આત્મા જ રુચિકર થયો અને બાહ્ય સમસ્ત વિષયોની રુચિ છૂટી ગઈ;-હવે તેને ચૈતન્યના અનુભવથી બહાર નીકળીને પરભાવમાં આવવું તે દુઃખ લાગે છે, ને ચૈતન્યસ્વરૂપની ભાવનામાં-એકાગ્રતામાં જ સુખ લાગે છે. ચૈતન્યનો વારંવાર અભ્યાસ ને ભાવના વડે તે સહેલું લાગે છે.... તેના આનંદની નિકટતા થતાં બાહ્ય વિષયોમાંથી સુખબુદ્ધિ છૂટી જાય છે. જેમ માછલાંની રુચિ શીતળ જળમાં પોષાણી છે, તેમાંથી બહાર રેતીમાં કે તડકામાં આવતાં તે દુઃખથી તરફડે છે, તેમ ધર્માત્મા જ્ઞાનીની રુચિ પોતાના શાંત-ચૈતન્યસરોવરમાં જ પોષાણી છે, તે શાંતિના વેદનમાંથી બહાર નીકળીને પુણ્ય કે પાપના ભાવમાં

રથી એક ચૈતન્યની જ ભાવનાનો પ્રયત્ન કરે છે. જેમ એકનોએક વહાલો પુત્ર ખોવાઈ ગયો હોય ત્યાં માતા તેને કેવા-કેવા પ્રકારે શોધે!! એને દેખ્યા વિના એને ચેન ન પડે; અને કોઈ તેને તેનો પત્તો મળવાની વાત સંભળાવે તો કેવા ઉત્સાહથી સાંભળે!! તેમ જિજ્ઞાસુને આત્માના સ્વરૂપના નિર્ણય માટે એવી લય લાગી છે કે વારંવાર તેનું જ શ્રવણ, તેની જ પૃચ્છા, તેની જ ઇચ્છા, તેમાં જ તત્પરતા, તેનો જ વિચાર કરે છે; એના અનુભવ વિના ક્યાંય એને ચેન પડતું નથી. જગતના વિષયોનો રસ તેને છૂટતો જાય છે ને આત્માનો જ રસ વધતો જાય છે. આવા દૃઢ અભ્યાસથી જ આત્માની પ્રાપ્તિ (અનુભવ) થાય છે.

જિજ્ઞાસુને આત્માની કેવી લગની હોય તે બતાવવા અહીં માતા-પુત્રનો દાખલો આપ્યો છે : જેમ કોઈનો એકનોએક વહાલો પુત્ર ખોવાઈ જાય તો તે કેવી રીતે તેને ઢૂંઢે છે! જે મળે તેને તે વાત કહે, ને જાણકારોને એ જ પૂછે કે 'ક્યાંય મારો પુત્ર દેખ્યો?' એક મિનિટ પણ તેનો પુત્ર તેના ચિત્તમાંથી ખસતો નથી, દિનરાત તેની પ્રાપ્તિ માટે તીવ્ર ઉત્સુકતાથી ઝૂરે છે....તેમ આત્મસ્વરૂપની જેને જિજ્ઞાસા જાગી છે તે આત્માર્થી જીવ સત્સમાગમે તેને ઢૂંઢે છે, તેની જ વાત પૂછે છે કે 'પ્રભો! આત્માનો અનુભવ કેમ થાય?' આત્મસ્વરૂપને પ્રાપ્ત કરવાની ભાવના દિનરાત વર્તે છે, એક ક્ષણ પણ તેને ભૂલતો નથી.... એક આત્માની જ લય-લગની લાગી છે. આવી લગનીથી દૃઢ પ્રયત્ન કરતાં જરૂર આત્માનો અનુભવ થાય છે. માટે તે જ કરવા જેવું છે—એમ આચાર્યદેવનો ઉપદેશ છે.

આત્મા જ્ઞાનાનંદસ્વરૂપ છે એવું જેને ભાન થયું છે તેને વારંવાર તે તરફ જ વલણ રહ્યા કરે છે. અને જેને આત્માના અનુભવ માટે રુચિ-ધગશ જાગી છે તે પણ વારંવાર તેનો જ પ્રયત્ન કર્યો કરે છે. રુચિઅનુસાર પરિણામ થાય છે. જેને આત્માની રુચિ લાગી હોય તેનાં પરિણામ વારંવાર આત્મા તરફ વળ્યા કરે છે.

## આત્મા વાણી અને શરીરથી જુદો છે

આત્મસ્વરૂપની વારંવાર ચર્ચા-ભાવના કરવાનું કહ્યું ત્યાં બહિરાત્મા-અજ્ઞાની પ્રશ્ન પૂછે છે કે પ્રભો! આ શરીર અને વચનથી જુદો તો આત્મા અમને દેખાતો નથી તો તેની ભાવના કઈ રીતે કરવી? અમને તો આ શરીરને ચલાવે ને વાણી બોલે તે જ આત્મા લાગે છે, શરીર અને વાણીથી જુદું તો આત્માનું અસ્તિત્વ દેખાતું નથી; તો દેહાદિથી ભિન્ન આત્માની ભાવના કઈ રીતે કરવી? અજ્ઞાનીની આ શંકાનું નિરાકરણ કરતાં શ્રી પૂજ્યપાદસ્વામી કહે છે કેઃ—

शरीरे वाचि चात्मानं सन्धत्ते वाक्शरीरयोः।
भ्रान्तोऽभ्रान्तः पुनस्तत्त्वं पृथगेषां विबुध्यते ॥५४॥

વચન અને શરીર તે આત્મા છે-એમ જેને ભ્રાંતિ છે, એટલે કે તે વચન અને શરીર તો જડ પુદ્‌ગલ છે, તે જીવ નથી-એમ જે નથી જાણતો, એવો બહિરાત્મા જ શરીર અને વચનમાં આત્માનો આરોપ કરે છે; હું જ શરીર અને વચન છું, હું જ તેનો કર્તા છું-એમ તે અજ્ઞાની માને છે; એટલે દેહાદિથી ભિન્ન ચૈતન્યસ્વરૂપ આત્માની ભાવના તે ભાવતો નથી. પરંતુ ભ્રાંતિરહિત એવા જ્ઞાની ધર્માત્મા તો વચન અને શરીરને જડ અચેતન જાણે છે, અને પોતાના આત્માને તેનાથી ભિન્ન જાણીને, ચૈતન્ય-સ્વરૂપે જ પોતાને નિરંતર ભાવે છે. આ રીતે જડ-ચેતનના ભેદજ્ઞાનપૂર્વક આત્મભાવના ભવાય છે, જેને ભેદજ્ઞાન નથી તેને સાચી આત્મભાવના હોતી નથી.

ઈચ્છાઅનુસાર દેહ-વચનની ક્રિયા થાય ત્યાં અજ્ઞાનીને એવી ભ્રાંતિ થઈ જાય છે કે આ ક્રિયાઓ મારી જ છે; દેહાદિ જડની ક્રિયાથી જુદું પોતાનું અસ્તિત્વ તેને ભાસતું જ નથી. ને જ્ઞાની તો જડ-ચેતન બંનેનાં ભિન્નભિન્ન લક્ષણો વડે બંનેને અત્યંત

## ✻ બાહ્યવિષયોમાં જીવનું હિત નથી ✻

આત્મસ્વરૂપને નહિ જાણનારો અને દેહાદિ બાહ્ય પદાર્થોમાં આત્મભ્રાંતિથી વર્તનારો અજ્ઞાની જીવ તે બાહ્ય પદાર્થોને હિતકર માનીને તેમાં આસક્તચિત્ત રહે છે, પરંતુ જે પદાર્થમાં આસક્ત થઈને તેને તે હિતકર માને છે તે કોઈ પણ પદાર્થ તેના હિતકર કે ઉપકારક નથી,–એમ હવેની ગાથામાં બતાવે છે :—

न तदस्तीन्द्रियार्थेषु यत् क्षेमंकरमात्मनः ।
तथापि रमते बालस्तत्रैवाज्ञानभावनात् ॥ ५५ ॥

પાંચ ઇન્દ્રિયના વિષયોમાં એવો કોઈ પણ પદાર્થ નથી કે જે આત્માને ક્ષેમકર હોય; તોપણ બહિરાત્મા અજ્ઞાની જીવ અજ્ઞાનભાવનાને લીધે તેમાં જ રમણ કરે છે. જેમ બાળક હિત–અહિતના વિવેક વગર ગમે તે પદાર્થમાં રમવા લાગે છે તેમ બાળક એવો અજ્ઞાની બહિરાત્મા હિત–અહિતના વિવેક વગર, સ્વ–પરના ભાન વગર પોતાના સુખધામ એવા ચૈતન્યતત્ત્વને ભૂલીને, બાહ્ય ઇન્દ્રિયવિષયોમાં સુખ માનીને તેમાં રમે છે, પણ જગતમાં એવો કોઈ ઇન્દ્રિયવિષય નથી કે જે આત્માને સુખ આપે. તત્ત્વદૃષ્ટિથી જોતાં ઇંદ્રિયસુખ તે સુખ છે જ નહીં, દુઃખ જ છે; કેમકે તે બંધનું કારણ છે, આકુળતા ઉપજાવનાર છે, વિષમ છે, ક્ષણભંગુર છે, પરાધીન છે, વિઘ્નસહિત છે; સુખ તો તેને કહેવાય કે જે આત્માધીન હોય–સ્વાધીન હોય, નિરાકુળ હોય, શાંત હોય, બંધનરહિત હોય, જેમાં અન્ય પદાર્થોની અપેક્ષા ન હોય.–આવા સુખને અજ્ઞાની જાણતો નથી ને મૃગજળ જેવા બાહ્યવિષયોમાં સુખની આશાથી અનંતકાળથી ભમે છે. બાપુ! એમાં ક્યાંય તારું સુખ નથી, ને એ કોઈ પદાર્થો તને સુખ દેવા સમર્થ નથી. ક્ષેમ કરનારો ને સુખ દેનારો એવો તો તારો આત્મા જ છે. માટે પરથી ભિન્ન

જાગૃતિ કરે છે. તે ચૈતન્યતત્ત્વમાં જાગૃતિ નથી કરતો, ત્યાં તો મૂઢ થઈને સુપ્ત છે, ને જડ પદાર્થોને જ પોતાના માનીને તથા પોતાને જડરૂપ માનીને સંસારમાં પરિભ્રમણ કરે છે. આવા અજ્ઞાનભાવને લીધે બહિરાત્માજીવે આ સંસારમાં મિથ્યાદૃષ્ટિને યોગ્ય એકેય ભવ બાકી રાખ્યા નથી, ચારે ગતિમાં અનંતવાર જન્મી ચૂક્યો છે. શરીરને પોતાનું માનીને શરીરો જ ધારણ કર્યાં છે, અશરીરી ચૈતન્યસુખને કદી ચાખ્યું નથી.

નિગોદથી માંડીને અસંજ્ઞી પંચેન્દ્રિય સુધીના અવતારમાં તો મૂઢ જીવ એવો સુષુપ્ત હતો કે તેનામાં વિચારશક્તિ જ ન હતી કે 'હું કોણ છું?' ક્યારેક અનંતકાળે પંચેન્દ્રિય-સંજ્ઞી થયો ને જ્ઞાનમાં વિચારશક્તિ જાગૃત થઈ ત્યારે પણ મૂઢતાને લીધે અનાત્મભૂત એવા શરીરાદિને જ પોતાનું રૂપ માન્યું, પણ દેહાદિથી ભિન્ન ચૈતન્યતત્ત્વ હું છું—એમ જાણ્યું નહીં. આ રીતે પોતાના વાસ્તવિક સ્વરૂપ સિવાય બીજે ક્યાંક આત્મબુદ્ધિ કરીકરીને જીવ સંસારમાં રખડ્યો છે. અંતરમાં જ્ઞાતાદૃષ્ટા સ્વભાવની દૃષ્ટિ વગર, રાગને જ પોતાનું વેદન માનીને, કોઈકવાર અગિયાર અંગ તથા નવપૂર્વ સુધીનો જ્ઞાનનો ઉઘાડ થયો ત્યારે પણ તેણે રાગાદિરૂપ અનાત્મભાવને જ આત્મા માન્યો, પણ આત્માના રાગથી ભિન્ન ચેતનામય વાસ્તવિક સ્વરૂપને ન જાણ્યું. તેણે જ્ઞાનનો વિષય આત્મા ન બનાવ્યો, પણ અનાત્મા સાથે જ જ્ઞાનને એકાકાર માન્યું.

ચૈતન્યસ્વરૂપને લક્ષમાં લઈને તેમાં એકતા કર્યા વગર જ્ઞાનના ઉઘાડને પરવિષયોમાં જ જે રોકે છે, તેના જ્ઞાનનો વિષય અનાત્મા જ છે, આત્મવિષયમાં તો તે ઊંઘે જ છે, આત્માને જાણવા માટે જ્ઞાનની જાગૃતી તેને થઈ નથી અરે પ્રભુ! અનંતકાળમાં તેં કદી તારા આત્માને જાણ્યો નથી, ને અનાત્માને જ જ્ઞાનનો વિષય બનાવીને તેને જ તેં આત્મભૂત માન્યા છે. અનાત્મા કહેતાં એકલું શરીર જ ન લેવું; શરીર તો જડ અનાત્મા છે જ, પણ જે જ્ઞાનનો

છૂટવાનો ઉપાય છે.

આત્મા અને શરીર વગેરે પદાર્થોનું સ્વરૂપ જે પ્રમાણે છે તે પ્રમાણે જ્ઞાની–અંતરાત્મા જાણે છે. આત્મા તો જ્ઞાન–આનંદ-સ્વરૂપ છે, ને શરીર તો જડ–અચેતન–અનાત્મા છે; અજીવ છે; તે અજીવમાં સુખદુઃખ કે જ્ઞાન નથી; મારી સત્તા તે અજીવથી ત્રણે કાળે જુદી છે. આમ ભેદજ્ઞાન વડે જે નિરંતર પોતાના આત્માને દેહથી ભિન્ન જ દેખે છે, તે સુખને વેદે છે. (૫૭)



## વચનઅગોચર સ્વસંવેદ્ય તત્ત્વની ભાવના.
## સ્વાનુભૂતિગમ્ય આત્મા વચનથી કેમ બતાવાય?

*

જ્ઞાની અંતરાત્મા નિરંતર પોતાના આત્માને દેહથી ભિન્ન જ દેખે છે—એમ કહ્યું. ત્યાં હવે કોઈ પ્રશ્ન પૂછે છે કે: જો અંતરાત્મા સ્વયં પોતાના આત્માને આવો અનુભવે છે તો બીજા મૂઢ આત્માઓને પણ તેનું પ્રતિપાદન કરીને કેમ સમજાવી દેતા નથી – કે જેથી તે અજ્ઞાનીઓ પણ તેને જાણે! — જો પોતે સમજ્યા તો બીજાને પણ કેમ સમજાવી દેતા નથી?—તેના ઉત્તરમાં આચાર્યશ્રી પૂજ્યપાદસ્વામી કહે છે કે—

अज्ञापितं न जानंति यथां मां ज्ञापितं तथा।
मूढात्मानस्ततस्तेषां वृथा मे ज्ञापनश्रमः ॥५८॥

જેણે દેહાદિથી ભિન્ન આત્મસ્વરૂપ જાણ્યું છે એવા અનુભવી ધર્માત્મા વિચારે છે કે: અહો, આ અચિંત્ય આત્મતત્ત્વ જગ-

હું જેને સમજાવવા માગું છું તે વિકલ્પારૂઢ આત્મા કે શરીરાદિક હું નથી; વાણીમાં તો વિકલ્પથી ને ભેદથી કથન આવે છે, તેનાથી કાંઈ આત્મા પકડાતો નથી, માટે વાણી અને વિકલ્પ વડે હું શું સમજાવું? સામા જીવને પણ વાણી સામે જોયે તો વિકલ્પ થાય છે ને આત્મસ્વરૂપ તો અનુભવગમ્ય છે. જે સ્વસંવેદનગમ્ય આત્મતત્ત્વ છે તે બીજા જીવોને વાણીથી કે વિકલ્પથી ગ્રાહ્ય થાય તેવું નથી, તો બીજા જીવોને હું શું સમજાવું?

આ પ્રમાણે તત્ત્વજ્ઞાની અંતરાત્મા વિકલ્પની ને ભાષાની વ્યર્થતા સમજે છે કે અરે! જે આનંદમય આત્મતત્ત્વનો અનુભવ મને થયો તે હું બીજાને શબ્દોદ્વારા કઈ રીતે બતાવું? વિકલ્પ પણ આત્માના સ્વરૂપમાં નથી. આત્માનું શુદ્ધ આનંદસ્વરૂપ વિકલ્પમાં કે શબ્દોમાં આવી શકતું નથી, તે તો સ્વસંવેદનમાં જ આવે છે. માટે બીજા જીવોને ઉપદેશ દેવાથી મારે શું પ્રયોજન છે? આ રીતે ધર્માત્મા વિકલ્પ તરફનો ઉત્સાહ છોડીને ચૈતન્યસ્વભાવની સાવધાનીનો ઉત્સાહ કરે છે, ને તેમાં એકાગ્રતા કરે છે.

જુઓ, આવા ભાનપૂર્વક જ્ઞાનીનો જે ઉપદેશ નીકળે તે જુદી જાતનો હોય છે, તે આત્માને અંતર્મુખ થવાનું જ કહે છે, બહિર્મુખ વલણમાં આત્માને કિંચિત્ લાભ નથી, માટે વાણી અને વિકલ્પનું અવલંબન છોડીને પરમ મહિમાપૂર્વક ચૈતન્યતત્ત્વનું જ અવલંબન કરો....એમ જ્ઞાની કહે છે. જ્ઞાની થયા પછી ઉપદેશાદિનો પ્રસંગ બને જ નહિ—એમ નથી. પણ તે ઉપદેશાદિમાં જ્ઞાનીને એવો અભિપ્રાય નથી કે મારાથી બીજો સમજી જશે! અથવા તો આ વિકલ્પથી મારા ચૈતન્યને લાભ છે એમ પણ જ્ઞાની માનતા નથી. જ્ઞાની જાણે છે કે બહિરાત્મા તો પરાશ્રયબુદ્ધિની મૂઢતાને લીધે અંતરમાં વળતા નથી તેથી મારા સમજાવવાથી પણ તેઓ આત્મસ્વરૂપ સમજશે નહિ; જ્યારે તે પોતે પરાશ્રય-

જીને ચૈતન્યના અનુભવ તરફ વળવાનો તેનો અભિપ્રાય નથી પણ
બીજાને સમજાવવા તરફનો તેનો અભિપ્રાય છે એટલે શાસ્ત્ર ભણતાં
કે સાંભળતાં પણ તે પોતાની બહિર્મુખવૃત્તિને જ પોષે છે,
અહો, અહીં તો ધર્માત્માની કેવી ઊંચી ભાવના છે! જગતથી
ઉદાસ થઈને ચૈતન્યમાં જ સમાઈ જવા માંગે છે.–મારે ને જગ-
તને શું? વળી ચૈતન્યતત્ત્વ પણ એવું ઊંડું–ઊંડું ગંભીર છે
કે એમ વાણીવડે બીજાને સમજાવી દેવાય–એવું નથી. અને
કદાચિત વાણીના નિમિત્તે બીજા જીવો સમજે તો તે વાણી કાંઈ
હું નથી, તેમ જ સામો જીવ પણ તે વાણીનું અવલંબન રાખીને
સમજ્યો નથી પણ વાણીનું અવલંબન છોડીને સ્વાનુભૂતિ વડે
ચૈતન્યની સન્મુખ થયો ત્યારે જ સમજ્યો છે. આ રીતે વાણી
અને વિકલ્પ તો વ્યર્થ છે, એમ જાણીને ધર્મીજીવ નિજસ્વરૂપમાં
જ રહેવા માંગે છે. બીજાને સમજાવવાનો વિકલ્પ, કે સામા
જીવને સાંભળવાનો વિકલ્પ, તે વિકલ્પો ચૈતન્યસ્વરૂપથી બાહ્ય
છે, તે વિકલ્પો વડે ચૈતન્યસ્વરૂપ ગ્રાહ્ય થતું નથી; ચૈતન્યસ્વરૂપ તો
સ્વસંવેદનગ્રાહ્ય છે. ભગવાનનો દિવ્યધ્વનિ પણ ત્યારે જ ધર્મનું
નિમિત્ત થાય છે કે જ્યારે જીવ અંતર્મુખ થઈને સ્વસંવેદન કરે. આવું
સ્વસંવેદ્ય તત્ત્વ તે હું બીજાને કઈ રીતે પ્રતિબોધું? બાહ્યચેષ્ટામાં
હું શા માટે રોકાઉં? વાણી અને વિકલ્પો તો ચૈતન્યસ્વરૂપમાં
પ્રવેશવા માટે વ્યર્થ છે એમ જાણીને ધર્મીજીવ નિજસ્વરૂપની
ભાવનામાં જ તત્પર રહે છે. આવી અધ્યાત્મભાવના તે પરમ
શાંતિની દાતાર છે.

(૫૯)



પૂર્વે ભાવી હતી, તે અત્યારે કેવળજ્ઞાન થતાં પૂર્ણ થઈ....ભગવાનને આત્માની શક્તિમાંથી અચિંત્ય જ્ઞાન ને આનંદ પૂરેપૂરાં ખીલી ગયાં....

જુઓ, ભગવાનની તિજોરીનાં તાળાં ખૂલી ગયાં....ને કેવળજ્ઞાનનાં અનંત નિધાન પ્રગટ્યાં. ઉત્સાહપ્રસંગે બહેનો ગીતમાં ગાય છે કે "તિજોરીનાં તાળાં ખોલજો" તેમ અહીં તો ભગવાને ચૈતન્યતિજોરીનાં તાળાં ખોલી નાંખ્યાં છે....અને દિવ્યધ્વનિ વડે જગતને એ નિધાન બતાવ્યાં છે.

વૈશાખ સુદ દસમે ભગવાનને કેવળજ્ઞાન થયું....ઈંદ્રોએ આવીને મહોત્સવ કર્યો....ને સમવસરણ રચ્યું. દેવો–મનુષ્યો ને તિર્યંચોની સભા ભરાણી....સૌ ભગવાનની વાણી સાંભળવા આતુર હતા....પણ છાંસઠ દિવસ સુધી ભગવાનની વાણી ન છૂટી. તીર્થંકરની વાણીનો એવો નિયમ છે કે તેમની વાણી છૂટે ત્યાં તે ઝીલીને ધર્મ પામનારા જીવો હોય જ. વાણી છૂટે ને જીવો ધર્મ ન પામે–એમ બને નહિ, એટલે કે ભગવાનની વાણી નિષ્ફળ જાય એમ કદી ન બને. છાંસઠ દિવસ સુધી ગણધરપદને લાયક કોઈ જીવ ન હતા, ને અહીં વાણીનો યોગ પણ ન હતો. છાંસઠ દિવસ બાદ આજના દિવસે ઇંદ્રને વિચાર આવ્યો કે ભગવાનની વાણી કાં ન છૂટે? તેણે અવધિજ્ઞાનથી જાણ્યું કે ગણધરપદને લાયક જીવ હાજર નથી, ને તે લાયકાત ઈંદ્રભૂતિ–ગૌતમમાં છે; એટલે ઇંદ્ર પોતે બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને ઈંદ્રભૂતિને વાદ વિવાદના બહાને ભગવાનના સમવસરણમાં તેડી લાવે છે. સમવસરણમાં દેવી માનસ્તંભને જોતાં જ ગૌતમનાં માન ગળી જાય છે; અને ભગવાનના વીતરાગી દેદાર દેખતાં તે ભગવાન પાસે નમી જાય છે; ત્યાં દિવ્યધ્વનિ છૂટતાં ગણધરદેવ તે ઝીલીને બાર અંગની રચના કરે છે, તે આજનો દિવસ છે.

ભગવાનના દિવ્યધ્વનિને ઝીલીને ગૌતમસ્વામીએ જે બાર

તીર્થંકર ભગવાનની વાણીમાંથી જે શાસ્ત્રો રચાયાં તે તીર્થ છે, કેમ કે તે તરવાનું નિમિત્ત છે. ગણધરદેવ પણ તીર્થ છે; ગણધર–તીર્થની સ્થાપના પણ આજે થઈ. ભગવાનના પ્રવચન પણ તીર્થ કહેવાય છે, તેની ઉત્પત્તિ પણ આજે થઈ; રાજગૃહી નગરમાં પંચશૈલપુર (પાંચ પહાડી) છે, ત્યાં વિપુલાચલ ઉપર સૌથી પહેલવહેલો દિવ્યધ્વનિ આજના દિવસે છૂટ્યો હતો. એ રીતે આજનો દિવસ મંગલ છે, વીરશાસનના મહોત્સવનો મોટો દિવસ છે.

ભગવાનનો ઉપદેશ જીવોને બોધિ અને સમાધિનું કારણ છે; અહીં સમાધિશતક વંચાય છે તેમાં પણ એ જ વાત સમજાવે છે.

* * *

## ચૈતન્યનું મહાન કૌતુક જેણે જોયું તેને જગતના કોઈ પદાર્થમાં કૌતુક લાગતું નથી

આ આત્મતત્ત્વ અમૃતથી ભરેલું છે, પરમ આનંદથી ભરેલું છે; પણ મૂઢ અજ્ઞાની જીવો તેની પ્રીતિ કરતા નથી ને બહિરાત્મબુદ્ધિથી બાહ્યવિષયોમાં જ કૌતુક કરીને તેમાં પ્રીતિ કરે છે; જ્ઞાનીને તો આત્માના અતીન્દ્રિય આનંદના સ્વાદ પાસે જગતના બાહ્યવિષયોનું કૌતુક છૂટી ગયું છે.–એ વાત આ ૬૦મી ગાથામાં પૂજ્યપાદસ્વામી બતાવે છે—

> बहिस्तुष्यति मूढात्मा पिहितज्योतिरन्तरे।
> तुष्यत्यन्तः प्रबुद्धात्मा बहिर्व्यावृत्त कौतुकः ॥६०॥

ધર્મી તો જાણે છે કે અહો! મારા આત્માના અનુભવનો

કરે છે. મિથ્યાદષ્ટિજીવ ઘરબાર છોડીને જંગલમાં જઈને રહે, ને શુભભાવથી સ્વર્ગમાં જાય, ત્યારે પણ ચૈતન્યની શાંતિ વગર શરીર ઉપર દ્વેષની બુદ્ધિથી જ તેનો ત્યાગ છે. 'શરીર દ્વારા ધર્મનું સાધન કરવા માટે તેને આહારાદિ આપું, અથવા ઉપવાસાદિ વડે શરીરનો નિગ્રહ કરું'–એવી જેની બુદ્ધિ છે તેને અનંતાનુબંધી રાગ–દ્વેષ પડ્યા જ છે, ચૈતન્યના અમૃતનું વેદન તેને નથી એટલે તેને સમાધિ નથી પણ અસમાધિ જ છે. શરીરને જ સુખનું સાધન માન્યું ત્યાં તેને પોષવાની રાગબુદ્ધિ છે, અને શરીરને દુઃખનું સાધન માન્યું ત્યાં તેના ઉપર દ્વેષબુદ્ધિ છે, એટલે તે શરીર પ્રત્યેની ચિંતાથી નિરંતર અસમાધિ જ વેદે છે. પણ હું તો દેહથી ભિન્ન જ્ઞાનદર્શનસ્વરૂપ છું, દેહમાં મારું સુખદુઃખ છે જ નહિ–એમ જ્ઞાનસ્વભાવનો નિર્ણય કરવો અને બધાય પરદ્રવ્યોથી આત્માને ભિન્ન જાણીને, સર્વ પરદ્રવ્યથી ઉપેક્ષિત થઈને, જ્ઞાનાનંદસ્વરૂપમાં પ્રીતિ કરવી તે જ સમાધિનો ઉપાય છે. ધર્મીને ચૈતન્યસ્વરૂપમાં જ પ્રીતિ છે, પોતાના ચૈતન્યસ્વરૂપ સિવાય દેહાદિ પ્રત્યે તેને ઉપેક્ષા જ છે; જ્ઞાનસ્વરૂપ આત્મા શાંતિનો ને આનંદનો સાગર છે–તેમાં વળતાં દેહાદિ પ્રત્યે સહેજે ઉપેક્ષા વર્તે છે; ધર્મીને આત્મભાવની શાંતિના વેદનપૂર્વક પર પ્રત્યે ઉપેક્ષા વર્તે છે. અજ્ઞાનીને આત્મભાવની શાંતિની તો ખબર નથી ને પરને છોડવા જાય છે–તેથી તેમાં તેને દ્વેષબુદ્ધિ જ પડી છે. ચિદાનંદસ્વરૂપ આત્મદ્રવ્યમાં પરિણતિની એકાગ્રતા વગર દેહાદિ પ્રત્યે સાચી ઉપેક્ષા થતી નથી. ચૈતન્યના આનંદમાં એકાગ્ર થતાં રાગ–દ્વેષ થતા જ નથી, ત્યાં ધર્મીને દેહાદિ પ્રત્યે ઇષ્ટ-અનિષ્ટબુદ્ધિ થતી નથી, એટલે અનાકુળ શાંતિરૂપ સમાધિ જ રહે છે.

ચૈતન્યના અતીન્દ્રિય આનંદ પાસે ધર્માત્માને જગતના સમસ્ત બાહ્ય વિષયોનું કૌતુક છૂટી ગયું છે, બહારમાં ક્યાંય સુખ સ્વપ્નેય ભાસતું નથી. અમૃતનું આખું ઝાડ, અમૃતની આખી

ભિન્ન આત્મા નથી જાણ્યો એવો અબુધ જ એવી બુદ્ધિ કરે છે. જ્ઞાનીએ તો આત્માને દેહથી સર્વથા ભિન્ન જાણીને દેહ પ્રત્યે ઉપેક્ષાબુદ્ધિ કરી છે, શરીરના લાભ-નુકશાનથી આત્માના લાભ-નુકશાનની બુદ્ધિ ધર્મીને છે જ નહિ. શરીરના લાભ-નુકશાનથી પોતાને લાભ-નુકશાન માને એને શરીર પ્રત્યે સાચો વૈરાગ્ય હોય જ નહિ; જ્ઞાનીને, જ્ઞાતાસ્વભાવી સ્વતત્ત્વ તરફ વળતાં આખા જગત પ્રત્યે ને શરીર પ્રત્યે સાચી ઉપેક્ષાબુદ્ધિ થઈ ગઈ છે. જ્યાં સુધી સ્વ-પર તત્ત્વનું ભેદજ્ઞાન નથી ત્યાં સુધી જ સંસાર છે, ને ભેદજ્ઞાન થતાં સંસારની નિવૃત્તિ થાય છે-એમ હવેની ગાથામાં કહેશે. (૬૧)



## દેહમાં આત્મબુદ્ધિથી સંસાર; ભેદજ્ઞાનના અભ્યાસથી મુક્તિ.

*

જીવ શરીરાદિકમાં જ્યાંસુધી આત્મબુદ્ધિથી પ્રવૃત્તિ કરે છે ત્યાંસુધી જ સંસાર છે, અને ભેદજ્ઞાન થતાં તે પ્રવૃત્તિ મટી જાય છે ને મુક્તિની પ્રાપ્તિ થાય છે-એમ હવે કહે છે-

स्वबुद्धया यावद्गृह्णीयात् कायवाक्चेतसां त्रयम् ।
संसारस्तावदेतेषां भेदाभ्यासे तु निर्वृत्तिः ॥ ६२ ॥

કાય, વચન ને મન એ ત્રણે હું છું-એમ જ્યાંસુધી સ્વબુદ્ધિથી જીવ તેને ગ્રહણ કરે છે ત્યાંસુધી તે મિથ્યાબુદ્ધિને લીધે તેને

છે. વસ્ત્ર તો ઘણા બદલે પણ શરીર તો તેનું તે જ રહે છે, તેમ શરીરો અનેક બદલ્યા છતાં આત્મા તો તેનો તે જ છે. જો દેહ તે જ આત્મા હોય તો દેહના નાશથી આત્માનો નાશ થવો જોઈએ, ને દેહની પુષ્ટિથી આત્માના જ્ઞાનાદિની પુષ્ટિ થવી જોઈએ;-પણ એમ તો બનતું નથી. દેહ પુષ્ટ હોય છતાં જીવ બુદ્ધિહીન પણ હોય છે. જેમ વસ્ત્ર ફાટી જાય તેથી શરીર તૂટી જતું નથી, કેમકે બંને જુદાં છે; તેમ શરીર તૂટે તેથી કાંઈ આત્મા નાશ થઈ જતો નથી, કેમકે બંને જુદાં છે. માટે આત્મા દેહથી તદ્દન જુદા જ સ્વભાવવાળો છે.-આમ જ્ઞાની પોતાના આત્માને દેહથી જુદો જાણીને તેની જ ભાવના ભાવે છે; અને આવી આત્મભાવના તે મુક્તિનો ઉપાય છે.

દેહાદિથી ભિન્ન જ્ઞાનાનંદ સ્વરૂપ આત્માને જાણીને તેમાં એકાગ્રતા કરવી તેનું નામ સમાધિ છે. એ સિવાય પરચીજ મારી ને હું તેનો અધિકારી-એવી જેની માન્યતા છે તેને રાગ-દ્વેષ-મોહરૂપ અસમાધિ છે.

જેમ જાડું વસ્ત્ર પહેરવાથી મનુષ્ય પોતાને પુષ્ટ નથી માનતો, તેમ હૃષ્ટ-પૃષ્ટ યુવાન શરીરમાં રહેવાથી ધર્મી પોતાને તે શરીરરૂપે નથી માનતો; ધર્મી જાણે છે કે આ યુવાનશરીર કે તેની ક્રિયાઓ તે હું નથી, હું તો ચૈતન્યમય આત્મા છું. જેમ જડ થાંભલો મારાથી જુદો છે, તેમ આ દેહ પણ મારાથી જુદો છે. અજ્ઞાની જીવ દેહથી પોતાની જુદાઈ જાણતો નથી એટલે દેહાદિપ્રત્યેના રાગદ્વેષ છોડીને છુટકારો થવાનો ઉપાય પણ તે જાણતો નથી. દેહથી ભિન્ન ચૈતન્યતત્ત્વને લક્ષમાં લીધા વગર રાગાદિ છોડવા માગે તો તે છૂટી શકે નહિ. ચૈતન્યના આનંદમાં એકાગ્રતા વડે જ રાગાદિ છૂટે છે.

શરીર જ હું નથી, તો પછી શરીરની નીરોગતાથી મને સુખ થાય-એ વાત ક્યાં રહી? શરીર આત્માથી જુદું છે, તે

છે, ને કેવળજ્ઞાન તથા સિદ્ધપદ પ્રાપ્ત થાય તે આત્માની વૃદ્ધાવસ્થા છે, અર્થાત્ ત્યાં જ્ઞાન પરિપક્વ થયું છે. આ સિવાય શરીરની બાલ-યુવાન કે વૃદ્ધાવસ્થા તે આત્માની નથી. શરીર વૃદ્ધ થાય ને શરીરની શક્તિઓ ક્ષીણ થઈ જાય તેથી કાંઈ આત્માની જ્ઞાનશક્તિ હણાઈ જતી નથી. જ્ઞાન તો જાણે છે કે આ શરીરમાં પહેલાં આવી શક્તિ હતી, ને હવે શરીરમાં એવી શક્તિ નથી. પણ શરીરમાં શક્તિ હો કે ન હો તે કાંઈ મારું કાર્ય નથી. હું તો જ્ઞાન અને આનંદસ્વરૂપ જ છું, જ્ઞાનમાં જ મારું અસ્તિત્વ છે, શરીરમાં મારું અસ્તિત્વ નથી.

અજ્ઞાનીને તો દેહ અને ઇન્દ્રિયોથી પાર ચૈતન્યતત્ત્વ લક્ષમાં જ આવ્યું નથી, એટલે તે તો દેહ તથા ઇંદ્રિયોને જ આત્મા માને છે; જ્યાં દેહ અને ઇંદ્રિયો મોળી પડે ત્યાં તે અજ્ઞાનીને એમ થાય છે કે 'મારી શક્તિ મોળી પડી,'–એટલે તે અજ્ઞાની તો દેહદૃષ્ટિથી આકુળ-વ્યાકુળ જ રહે છે. દેહની અનુકૂળતા હોય ત્યાં 'હું સુખી' એમ માનીને તે અનુકૂળતામાં મૂર્છાઈ જાય છે, ને જ્યાં પ્રતિકૂળતા હોય ત્યાં 'હું દુઃખી' એમ માનીને તે પ્રતિકૂળતામાં મૂર્છાઈ જાય છે; જ્ઞાની તો દેહાદિથી ભિન્ન ચૈતન્યસ્વરૂપે જ પોતાને જાણે છે તેથી તેઓ કોઈ સંયોગોમાં મૂર્છાતા નથી. ચૈતન્યના લક્ષે તેમને શાંતિ રહે છે. (૬૪)

*     *     *

વળી, જેમ દેહની યુવાન કે વૃદ્ધાવસ્થાથી ધર્મી પોતાને યુવાન કે વૃદ્ધ માનતા નથી તેમ દેહના નાશથી ધર્મી પોતાનો નાશ માનતા નથી,–એ વાત કહે છે–

नष्टे वस्त्रे यथात्मानं न नष्टं मन्यते तथा ।
नष्टे स्वदेहेऽप्यात्मानं न नष्टं मन्यते बुधः ॥ ६५ ॥

કે 'અરે! હું તો આ જીવતો રહ્યો!' સ્વપ્નમાં મેં મને મરી ગયેલો માન્યો તે ભ્રમણા હતી, તેમ જીવ આ દેહ છોડીને બીજા ભવમાં જાય ત્યાં અજ્ઞાનનિદ્રામાં સૂતેલો અજ્ઞાની ભ્રમણાથી એમ માને છે કે 'અરેરે! હું મરી ગયો.' પણ જાતિસ્મરણ વગેરેમાં ભાન થાય કે પૂર્વે જે અમુક ભવમાં હતો તે જ આત્મા હું અત્યારે છું, માટે મારું મરણ નથી થયું. મેં પૂર્વે દેહદૃષ્ટિથી જ મારું મરણ માન્યું હતું. અહીં જાતિસ્મરણનો દાખલો છે; તે પ્રમાણે જ્ઞાની તો સદાય પોતાના આત્માને દેહથી જુદો જ જાણે છે. હું તો જ્ઞાન છું; દેહ હું છું જ નહિ, પછી મારો નાશ કેવો? દેહના નાશ પ્રસંગે પણ 'મારું મરણ થશે' એવો ભય કે સંદેહ જ્ઞાનીને થતો નથી, માટે જ્ઞાનીને મૃત્યુનો ભય નથી. મૃત્યુ મારું છે જ નહિ—એમ જાણ્યું પછી મરણની બીક કેવી? શરીરને પોતાનું માનનારા મૂઢ જીવોને જ મરણની બીક છે; આત્માને દેહથી ભિન્ન જાણનારા સંતોને મરણની બીક હોતી નથી. સિંહ આવે ને ભયથી ભાગે છતાં તે વખતેય 'મારું મરણ થઈ જશે' એવો મરણનો ભય જ્ઞાનીને નથી. મારું ચૈતન્યતત્ત્વ અવિનાશી છે, પૂર્વે અનંત વાર દેહનો સંયોગ થયો ને નાશ થયો છતાં મારો નાશ થયો નથી; હું તો જ્ઞાનસ્વરૂપ એવો ને એવો છું. શરીરાદિ કોઈ મારી વસ્તુ નથી, મારી વસ્તુ તો જ્ઞાન-આનંદમય છે, તે કદી મારાથી છૂટી પડતી નથી. આ રીતે ધર્માત્મા શરીરના નાશથી પોતાનો નાશ માનતા નથી; પણ અવિનાશી જ્ઞાનસ્વરૂપે પોતાને અનુભવે છે, એટલે તેને પરમ શાંતિ ને સમાધિ વર્તે છે. આ રીતે ભેદજ્ઞાનની ભાવના તે જ પરમ શાંતિની દાતાર છે. (૬૫)

* * *

વળી જેમ વસ્ત્રના રાતા-પીળા-કાળા કે ધોળા વગેરે રંગથી લોકો પોતાને તેવા રંગના માની લેતા નથી, તેમ દેહના રાતા-પીળા-કાળા કે ધોળા વગેરે રંગથી જ્ઞાની પુરુષો પોતાના આત્માને તેવા માનતા નથી.—

અત્યંત જુદું; જેમ લાકડાનો કે પત્થરનો થાંભલો આત્માથી જુદો છે તેમ આ શરીર પણ આત્માથી જુદું જ છે. જેમ થાંભલાની ક્રિયાથી આત્માને ધર્મ નથી, તેમ દેહની ક્રિયાથી આત્માને ધર્મ નથી. જેમ થાંભલો અચેતન પરમાણુનો પિંડ છે તેમ શરીર પણ અચેતન પરમાણુનો પિંડ છે.

જ્ઞાનીએ અહીંથી જ દેહમાં આત્મબુદ્ધિ છોડી દીધી છે એટલે તે ફરીને દેહને ધારણ કરતા નથી, અજ્ઞાનીને તો દેહમાં જ આત્મબુદ્ધિ છે તેથી દેહના મમત્વને લીધે તે ફરીફરીને દેહને ધારણ કરે છે, ને સંસારમાં રખડે છે. જ્ઞાનીને એકાદ બે ભવ કદાચ થાય, પણ ત્યાં તે શરીરને આત્મબુદ્ધિથી ધારણ કરત નથી; તે તો આત્માને જ પોતાનો માનીને આરાધે છે, એટલે આત્માની આરાધનાથી તે મુક્તિ પામે છે.

ધર્મી જાણે છે કે આ શરીર તો અનિત્ય છે, ક્ષણમાં પલટીને નાશ પામી જાય તેવું છે; પણ મારો આત્મા તો નિત્ય ટકનારો છે, તે કદી નાશ પામી જતો નથી; આત્માની પર્યાયે પલટે છે પણ તેનો સર્વથા નાશ થતો નથી. શરીર તો જડ પરમાણુ ભેગાં થઈને રચાયેલું છે, તેમાં ક્યાંય સુખ કે ધર્મ ભર્યે નથી; મારું તો ચૈતન્યશરીર છે, મારા ચૈતન્યશરીરમાં જ જ્ઞાન આનંદ ભર્યા છે, તેમાં જેટલો એકાગ્ર થાઉં તેટલાં જ્ઞાન ને આનં પ્રગટે છે.–આમ જાણીને ધર્મી પોતાના આત્મામાં જ એકાગ્ર કરે છે, તેનું નામ ધર્મ છે.

વીતી ગયેલી બાળ કે યુવાન અવસ્થાને જીવ જાણે છે, પ શરીરની તે વીતી ગયેલી અવસ્થાને તે પાછી લાવી શકતો નથ શરીરને વૃદ્ધમાંથી બાલ કે યુવાન બનાવી શકતો નથી, કેમકે ચીજ જુદી છે. આત્મા તેનું જ્ઞાન કરી શકે પણ તેને ફેરવી શ નહિ. તેમ જ શરીર કાળું હોય તો તેને આત્મા જાણે પણ તે કાળામાંથી ધોળું કરી શકે નહિ.

છે. સમસ્ત પરદ્રવ્યોની જેમ શરીરને પણ તે પોતાથી જુદું જ અનુભવે છે. આવા અનુભવવાળું ભેદજ્ઞાન તે જ શાંતિનો અને સમાધિનો ઉપાય છે.

ધર્મી-અંતરાત્મા જાણે છે કે હું જ્ઞાન ને આનંદસ્વરૂપ છું, આ જડ શરીર હું નથી. દેહના નાશથી મારો નાશ નથી. જેમ શરીરને વસ્ત્રની સાથે એકતાનો સંબંધ નથી તેમ આત્માને દેહની સાથે એકતાનો સંબંધ નથી. જેમ વસ્ત્રના ફાટવાથી શરીર ફાટતું નથી, વસ્ત્ર નવું આવતાં શરીર નવું થતું નથી, વસ્ત્રનો નાશ થતાં શરીરનો નાશ થતો નથી કે વસ્ત્રના રંગથી શરીર રંગાતું નથી; તેમ ચૈતન્યમૂર્તિ આત્માને આ શરીર તો ઉપરના વસ્ત્ર જેવું છે; તે શરીરની જીર્ણતા થતાં આત્મા જીર્ણ થતો નથી, શરીર નવું થતાં આત્મા નવો થતો નથી, શરીરના નાશથી આત્માનો નાશ થતો નથી, કે શરીરના રંગથી આત્મા કાંઈ કાળો-રાતો રંગરૂપ થતો નથી; આત્મા તો શરીરથી જુદો જ રહે છે. શરીર છૂટી જાય છે પણ જ્ઞાન કદી આત્માથી છૂટું પડતું નથી; માટે જે જુદું પડે તે આત્માનું શરીર નહિ; આ જડ શરીર આત્માનું નથી. આત્મા ચૈતન્યશરીરી છે, તે ચૈતન્ય-શરીર આત્માથી કદી જુદું પડતું નથી. આવી ભિન્નતાના ભાનમાં ધર્મીને શરીરના વિયોગમાં દુઃખ થતું નથી, અર્થાત્ મરણનો પ્રસંગ આવતાં 'હું મરી જઈશ' એવો મરણનો ભય તેને થતો નથી. તે જાણે છે કે મારું ચૈતન્યશરીર અવિનાશી છે; વજ્રપાત થવા છતાં મારા ચૈતન્યશરીરનો વિનાશ થતો નથી. મારું ચૈતન્ય-શરીર અછેદ્ય છે, તે કોઈથી હણી શકાતું નથી. આવી દૃષ્ટિમાં ધર્માત્માને મરણની બીક નથી. જગતને મરણની બીક છે, પણ જ્ઞાનીને તો ચૈતન્યલક્ષે સમાધિ જ છે....એને તો આનંદના મહોત્સવ મંડાય છે. જીવનમાં જેણે જુદા ચૈતન્યની ભાવના ભાવી હશે તેને મરણ ટાણે તેનું ફળ આવીને ઊભું રહેશે. પણ જીવનમાં જેણે ચૈતન્યની દરકાર કરી નથી, દેહને જ આત્મા

એટલે વીતરાગી આત્મશાંતિ—તેનું મૂળ ભેદજ્ઞાન છે. પર સાથે એકત્વબુદ્ધિરૂપ મમતા હોય ત્યાં સ્વમાં એકાગ્રતારૂપ સમાધિ હોતી નથી. તેથી આચાર્યદેવે ભેદજ્ઞાનની ભાવના વારંવાર ઘૂંટાવી છે. જીવને જેનો રસ હોય તેની વારંવાર ભાવના કરીને, એટલે વારંવાર તેમાં ઉપયોગ જોડીને તેમાં પોતાના પરિણામને એકાગ્ર કરે છે.

જુઓ, રાવણ મહારાજા જૈનધર્મી હતા; રામ-લક્ષ્મણ સાથેની લડાઈ વખતે તે જ્યારે બહુરૂપિણી વિદ્યા સાધે છે ત્યારે કોઈ આવીને તેને ડગાવવા માંગે છે; ત્યાં માયાજાળથી એવો દેખાવ ઊભો કરે છે કે રાવણની સામે તેના પિતાને મારી નાંખે છે, ને રાવણની માતા રુદન કરે છે કે અરે બેટા રાવણ! આ તારા જેવો પુત્ર હોવા છતાં આ તારા પિતાને મારી નાંખે!! વળી રાવણના શરીર ઉપર મોટા સર્પો અને વીંછી ચડે છે.... છતાં રાવણ ધ્યાનથી ડગતો નથી....ને અંતે વિદ્યાને સાધે છે. વિદ્યા સાધવા માટે ધ્યાનની આવી એકાગ્રતા છે. અરે, સાધારણ લૌકિક વિદ્યા સાધવા માટે પણ આટલી દૃઢતા હોય!! શાસ્ત્રકાર તો કહે છે કે અહો! રાવણે જેવી ધ્યાનની દૃઢતા આ વિદ્યા સાધવા માટે કરી તેવી દૃઢતા જો મોક્ષને માટે આત્મધ્યાનમાં કરી હોત તો ક્ષણમાં આઠે કર્મોને ભસ્મ કરીને તે કેવળજ્ઞાન અને મોક્ષદશાને પામી જાત. આ રીતે આત્મામાં એકાગ્રતાના અભ્યાસવડે પરમ સમાધિ થાય છે.

અહા, મુનિઓ સંસારની મમતા છોડીને આત્મામાં એકાગ્રતાવડે નિજપદમાં ઝૂલે છે, તેમને પરમ સમાધિ વર્તે છે. સિંહ ભલે શરીરને ફાડી ખાતો હોય કે શાંત થઈને ભક્તિથી જોતો હોય—પણ મુનિને સમભાવરૂપ સમાધિ છે. સમ્યગ્દૃષ્ટિને ચૈતન્ય સ્વભાવની વીતરાગીદૃષ્ટિ થઈ છે તેટલી સમ્યગ્દર્શનરૂપ સમાધિ છે, પણ જેટલા રાગદ્વેષ છે તેટલી અસમાધિ છે. અજ્ઞાનીને તો વીતરાગી સમભાવના પરમ સુખની ખબર જ નથી, તેણે સમાધિ સુખ

## જ્ઞાનીને જગત પ્રત્યે પરમ ઉદાસીનતા

※

દેહથી ભિન્ન જ્ઞાનાનંદસ્વરૂપ આત્મા શું છે ને તેનો અનુભવ કેમ થાય તે વાત પૂજ્યપાદસ્વામીએ આ સમાધિશતકમાં સહેલી રીતે વર્ણવી છે. આત્માના અતીન્દ્રિય સુખની જેને અભિલાષા છે એવા જીવોને માટે રાગાદિથી ભિન્ન શુદ્ધ આત્મસ્વરૂપનું વર્ણન કર્યું છે. વસ્ત્રના દૃષ્ટાંતે દેહાદિથી ભિન્ન આત્મસ્વરૂપ બતાવીને કહે છે કે જેનો ઉપયોગ આવા આત્મસ્વરૂપમાં લાગેલો છે તે જ પરમ શાંતિસુખને અનુભવે છે, બીજા નહિ. આવો અનુભવ કરનાર જ્ઞાની કેવા હોય? તો કહે છે :—

यस्य सस्पंदमाभाति निःस्पंदेन समं जगत् ।
अप्रज्ञमक्रियाभोगं स शमं याति नेतरः ॥ ६७ ॥

જે જ્ઞાનીને શરીરાદિની અનેક ક્રિયાઓ વડે સસ્પંદ એવું આ જગત કાષ્ટ વગેરે સમાન નિસ્પંદ અને જડ ભાસે છે, તે જ પરમ વીતરાગી સુખને અનુભવે છે; તેના અનુભવમાં ઇન્દ્રિયોના વ્યાપારરૂપ ક્રિયા નથી, કે ઇન્દ્રિયવિષયોનો ભોગવટો નથી. ઉપયોગ જ્યાં અંતરમાં વળીને આત્માના આનંદના અનુભવમાં એકાગ્ર થયો ત્યાં દેહાદિ તરફનું લક્ષ જ છૂટી જાય છે, એટલે તેને તો આ જગત નિશ્ચેતન ભાસે છે.—આવા જ્ઞાની જ અંતર્મુખ ઉપયોગ વડે આત્મિકસુખને અનુભવે છે; મન–વચન–કાયાની ક્રિયાને પોતાની માનનાર અજ્ઞાની બહિરાત્મા જીવ ચૈતન્યના પરમસુખને અનુભવી શકતો નથી.

જ્ઞાનાનંદસ્વરૂપ આત્મા અશરીરી છે, તેને સાધવાવાળા જીવને જ્યાં શુભનોય રસ નથી ત્યાં અશુભ પરિણામની તો વાત જ શી? જેને આત્માના સ્વરૂપની રુચિ થઈ તેને સંસારનો અને દેહનો રાગ ટળ્યા વગર રહે નહિ; પરભાવની જરાય પ્રીતિ તેને



## ☆ દેહબુદ્ધિથી ભવભ્રમણ ☆

❊

દેહાદિથી ભિન્ન આત્માને બહિરાત્મા જાણતો નથી,–તેથી તે સંસારમાં રખડે છે એ વાત કહે છે—

शरीरकंचुकेनात्मा संवृत्तज्ञानविग्रहः ।
नात्मानं बुध्यते तस्माद्भ्रमत्यतिचिरं भवे ॥ ६८ ॥

આત્મા તો ચૈતન્યશરીરી અતીન્દ્રિય છે, તેમાં અંતર્મુખ થઈને તેને જે ધ્યેય નથી બનાવતો તે આત્માને નથી જાણતો, પણ દેહાદિને કે રાગાદિને જ આત્મા માને છે. તેનું જ્ઞાનશરીર કર્મરૂપી કાચળીથી ઢંકાઈ ગયું છે, અર્થાત્ આત્મા તરફ ન વળતાં કર્મ તરફ જ તેનું વલણ છે ને તેથી તે સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે. જેમ કાંચળી તે સર્પ નથી, તેમ આ ચૈતન્યસ્વરૂપ આત્માને કર્મ તરફના વલણથી જે રાગ–દ્વેષ–મોહરૂપ કાંચળી છે તે તેનું વાસ્તવિકસ્વરૂપ નથી; તે કાંચળીને લીધે અજ્ઞાનીને આત્માનું વાસ્તવિકસ્વરૂપ ઓળખાતું નથી, એટલે રાગાદિને જ આત્મા માનીને તે પોતે પોતાના ચૈતન્યસ્વરૂપને આવરણથી ઢાંકીને ચારગતિમાં રખડે છે. તેને ભગવાને ઉપદેશ કર્યો છે કે હે જીવ! તારું ચૈતન્યતત્ત્વ રાગાદિથી રહિત છે, દેહાદિથી ભિન્ન છે, તેમાં તું અંતર્મુખ થા. તારી ભૂલથી ભવભ્રમણ છે, તે ભૂલ ટાળ, ને ચિદાનંદસ્વરૂપ આત્માની સંભાળ કર તો તારું ભ્રમણ ટળે ને મુક્તિ થાય.

જેમ પાણીમાં નીમક (મીઠું) મિશ્ર થતાં તે ખારું લાગે છે, ત્યાં ખરેખર પાણીનો ખરો સ્વભાવ નથી, ખારું તો મીઠું છે; તેમ આત્મામાં કર્મ તરફના વલણથી રાગ–દ્વેષ–મોહરૂપ આકુળતાનું વેદન થાય છે, તે આકુળતા ખરેખર આત્માના ચૈતન્ય-સ્વભાવનો સ્વાદ નથી તે તો કર્મ તરફના વલણવાળા વિકારી-ભાવનો સ્વાદ છે. હું તો ચૈતન્યસ્વરૂપ છું—જ્ઞાન ને આનંદ જ

ભવી રહ્યો છે. દેહ સાથે એકક્ષેત્રે રહેવું તે કાંઈ દેહ સાથે એકત્વ-બુદ્ધિનું કારણ નથી; જ્ઞાનીને અને કેવળીને પણ દેહ સાથે એક-ક્ષેત્રાવગાહપણું છે, છતાં તેઓ તો ભેદજ્ઞાનવડે પોતાના આત્માને દેહથી અત્યંત ભિન્ન અનુભવે છે. અજ્ઞાનીને પોતાની ભિન્નતાનું ભાન નથી તેથી ભ્રાંતિથી તે દેહને જ આત્મા તરીકે માને છે; દેહની ક્રિયાઓને પોતાની જ ક્રિયા માને છે; તેને સમજાવે છે કે ભાઈ! તું તો ચૈતન્યબિંબ, અરૂપી વસ્તુ; દેહ તો રૂપી અને જડ; તેની સાથે એક જગ્યાએ રહ્યો તેથી કાંઈ તું તે જડરૂપે થઈ ગયો નથી, તારું સ્વરૂપ તો એનાથી જુદું જ છે. અનંતા દેહ બદલ્યા છતાં તું એકને એક જ રહ્યો છે. પૂર્વભવના જ્ઞાન-વાળા કોઈ જીવો જોવામાં આવે છે, તે દેહથી આત્માની ભિન્નતાને પ્રસિદ્ધ કરે છે. પૂર્વના દેહ વગેરે એકદમ પલટી ગયા, તે દેહ અત્યારે નથી, છતાં તે દેહમાં રહેનારો હું અત્યારે આ રહ્યો; આમ દેહથી ભિન્ન અસ્તિત્વનું ભાન થઈ શકે છે; જો દેહ તે જ આત્મા હોય તો પૂર્વના દેહનો નાશ થતાં ભેગો આત્માનોય નાશ થઈ ગયો હોત! પણ આત્મા તો આ રહ્યો-એમ દેહથી ભિન્નપણું પ્રત્યક્ષ અનુભવગોચર થાય છે.

અરે, ક્યાં ચૈતન્યસ્વરૂપ આનંદથી ભરેલો આત્મા, ને ક્યાં આ જડ-પુદ્‌ગલનું ઢીંગલું? એમાં એકત્વબુદ્ધિ ભાઈ, તને નથી શોભતી. જેમ મડદા સાથે જીવતાંની સગાઈ ન હોય તેમ મૃતક એવા આ શરીર સાથે જીવંત ચૈતન્યમૂર્તિ જીવની સગાઈ ન હોય, એકતા ન હોય; બંનેને અત્યંત ભિન્નતા છે, આ દેહ તો સ્થૂળ, ઇન્દ્રિયગમ્ય, નાશવાન વસ્તુ છે; તું તો અતિ સૂક્ષ્મ, અતીન્દ્રિય-સ્વરૂપ, ઇન્દ્રિયોથી અગમ્ય અવિનાશી છો. તું આનંદનું ને જ્ઞાનનું ધામ છો. આવી તારી અંતરંગ વસ્તુમાં નજર તો કર.

લાકડું અને આ શરીર, એ બંને એક જ જાતિનાં છે, જેમ લાકડું તું નથી, તેમ શરીર પણ તું નથી. લાકડું ને

ઉત્પન્ન થાય છે તેની અર્હન્તદેવના મતમાં મુક્તિ થશે કે નહિ તે કોણ જાણે?–એટલે કે યોગપરાયણ એવા મુનિઓને પણ જ્યાંસુધી વિકલ્પ છે ત્યાંસુધી મુક્તિ નથી; નિર્વિકલ્પ થઈને સ્વરૂપમાં ઠરશે ત્યારે જ મુક્તિ થશે. જુઓ, આ અર્હન્તદેવે કહેલો મોક્ષમાર્ગ! વિકલ્પને અર્હન્તદેવે મોક્ષનું સાધન નથી કહ્યું.

અહો! મુક્તિનું ધામ તો આ ચૈતન્યતત્ત્વ છે, તેમાં એકાગ્ર થયે જ મારી મુક્તિ થવાની છે–આમ નિર્ણય કરે તો અલ્પકાળમાં મુક્તિ થાય. પણ જ્યાં નિર્ણય જ ઊંધો હોય–રાગને ધર્મનું સાધન માનતો હોય–તે રાગમાં એકાગ્રતાથી ખસે શેનો? ને સ્વભાવમાં એકાગ્રતા કરે ક્યાંથી? રાગમાં એકાગ્રતાથી તો રાગની ને સંસારની ઉત્પત્તિ થાય, પણ મુક્તિ ન થાય. મુક્તિ ચૈતન્યમાં એકાગ્રતાથી જ થાય છે.

અહીં તો સમ્યગ્દર્શન ઉપરાંત ચૈતન્યમાં લીનતાની વાત છે. સમ્યગ્દર્શન પછી પણ જ્યાંસુધી રાગ–દ્વેષથી ચિત્ત અસ્થિર–ડામાડોળ રહે છે ત્યાંસુધી મુક્તિ થતી નથી; રાગદ્વેષ રહિત થઈને અંતર્સ્વરૂપમાં લીન થઈને સ્થિર રહે ત્યારે જ મુક્તિ થાય છે. ભૂમિકાઅનુસાર ભક્તિ વગેરેનો ભાવ ધર્મીને આવે છે, પણ તે મોક્ષનું કારણ નથી. ચૈતન્યસ્વરૂપમાં લીનતા જ મુક્તિનું કારણ છે. (૭૧)

લોકસંસર્ગથી ચિત્ત ચંચળ થાય છે, માટે લોકસંગ છોડીને આત્માના એકત્વમાં આવ!

*

લોકસંસર્ગવડે ચિત્તની ચંચળતા રહ્યા કરે છે ને ચૈતન્યમાં સ્થિરતા થતી નથી, માટે લોકસંસર્ગ છોડીને જ અંતરમાં

અવલોકન કર.

અહો, ઊંડી ઊંડી આ ચૈતન્યનિધિ, તેને પ્રાપ્ત કરીને ધર્માત્મા એકલો એકલો અંતરમાં ગુપ્તપણે તેને ભોગવે છે. ધર્માત્માના અંતરના અનુભવ બહારથી દેખાય નહિ. અરે, જગતના લોકોને દેખાડવાનું શું કામ છે? ધર્માત્માનો અંદરનો અલૌકિક અનુભવ અંદરમાં જ સમાય છે. નિયમસારમાં કહે છે કે–જેમ કોઈ માણસ નિધિને પામીને પોતાના વતનમાં રહી તેનાં ફળને ભોગવે છે તેમ જ્ઞાની પરજનોના સમૂહને છોડીને જ્ઞાનનિધિને ભોગવે છે. લોકોમાં કોઈને નિધાન મળે તો અત્યંત ગુપ્તપણે રહીને તેને ભોગવે છે જેથી કોઈ લઈ ન જાય. તેમ ગુરુપ્રસાદથી પોતાના સહજ જ્ઞાનનિધાનને પામીને જ્ઞાની, સ્વરૂપના અજાણ એવા પરજનોના સમૂહને ધ્યાનમાં વિઘ્નનું કારણ સમજીને છોડે છે. એ રીતે જ્ઞાનની રક્ષા કરે છે ને સ્વઘરમાં ગુપ્તપણે રહીને ધ્યાનગુફામાં એકોએકો પોતે એકલો પોતાના આનંદનિધાનને ભોગવે છે.

સમયસારની ૪૯મી ગાથાની ટીકામાં શ્રી જયસેનાચાર્ય કહે છે કે 'અનંત જ્ઞાન–દર્શન–સુખ–વીર્યસ્વરૂપ જે શુદ્ધાત્મા....તે દુર્લભ છે, તે અપૂર્વ છે ને તે જ ઉપાદેય છે એમ સમજીને, શુદ્ધાત્માની નિર્વિકલ્પ સમાધિમાં ઉત્પન્ન થતા સુખામૃતરસની અનુભૂતિ સ્વરૂપ....ઊંડી ગિરિગુફામાં બેસીને તેનું ધ્યાન કરવું.' [अनंत ज्ञानदर्शनसुखवीर्यस्व यः स एव शुद्धात्मा...दुर्लभः स एवापूर्वः सचैवोपादेय इति मत्वा, निर्विकल्प...शुद्धात्मसमाधिसंजात सुखामृतरसानुभूतिलक्षणे गिरिगुहागह्वरे स्थित्वा सर्वतात्पर्येण ध्यातव्यः। ]

બહારથી જંગલમાં જઈને બેસે ને અંદર ચૈતન્યની અનુભૂતિ શું તે ઓળખે પણ નહિ તો બહારની ગિરિગુફામાંથી કાંઈ શાંતિ મળી જાય તેમ નથી. માટે કહે છે કે ભાઈ, તારા અંતરમાં

ને તેમાં સુખ માને છે. જુઓ, મરણનાં છેલ્લા ટાણાં આવે, અંદર મૂંઝવણથી દુઃખી થતો હોય, બહાર લક્ષ્મીના ઢગલા પડયા હોય ને સ્ત્રી-પુત્ર વગેરે ટગટગ જોતાં ઊભાં હોય, ત્યાં એમ પ્રાર્થના કરે કે હે લક્ષ્મીના ઢગલાઓ ! હે સ્ત્રીઓ ! પુત્રો ! તમે મને શરણ આપો. -તો શું તે કોઈ જીવને શરણ આપશે ? શું તે દુઃખ મટાડી દેશે ? -નહિ; કેમકે આ શરીર પણ જીવને શરણરૂપ નથી તો પછી તદ્દન જુદા એવા બીજા સંયોગોમાં શરણ કેવું ? ભાઈ! તને શરણરૂપ તો તારો આત્મા છે. અશરીરી-અરૂપી ચૈતન્યમૂર્તિ આત્મા જ તારું સ્વ છે, તે જ તારી ખરી લક્ષ્મી છે, એના સિવાય જગતમાં કોઈ બીજું તને શરણરૂપ નથી. અજ્ઞાની ભ્રમથી મંદકષાયમાં શાંતિ માની લ્યે છે, પણ તેમાં કાંઈ સાચી શાંતિ કે આનંદ નથી. હું જેટલો મારા સ્વરૂપમાં અંતર્મુખ રહું તેટલી મને શાંતિ છે, ને બહારમાં વલણ જાય તેટલી આકુળતા છે. આવો નિર્ણય તો જ્ઞાનીએ કર્યો છે, અને તે ઉપરાંત બાહ્ય સંસર્ગ છોડીને ચૈતન્યસ્વરૂપમાં વિશેષપણે એકાગ્ર થવાની ભાવના ભાવે છે. લોકસંસર્ગથી મન ચંચળ થાય છે માટે ચૈતન્યમાં સ્થિર થવા માટે લૌકિક સંસર્ગનો પરિત્યાગ કરવો-એમ ઉપદેશ છે. ચૈતન્યસ્વરૂપ તરફ ઝૂકતાં બાહ્ય સંસર્ગ પ્રત્યે વલણ જ જતું નથી; માટે કહે છે કે હે યોગી! આત્માના આનંદમાં એકાગ્ર થવા માટે તું બાહ્ય સંસર્ગને છોડ ને ચૈતન્યસ્વભાવમાં જ નિવાસ કર.

અસંગી થઈને, વિકલ્પનોય જેમાં સંસર્ગ નથી એવા અંતરના તત્ત્વને જે સાધવા માંગે છે તેને બહારનો સંગ ગમે જ નહિ. લૌકિક પ્રસંગોના જ પરિચયમાં રહ્યા કરે તો અસંગસ્વભાવ તરફ પરિણામ કયાંથી વળશે ? કાંઈ પરવસ્તુ આના પરિણામને બગાડતી નથી પણ પર તરફના સંગનો પ્રેમ તે અંતરની એકાગ્રતાને રોકે છે. માટે એવો ઉપદેશ છે કે મુમુક્ષુએ લૌકિકજનોના પરિચયના પ્રસંગમાં બહુ ન આવવું. શ્રીમદ્‌રાજચંદ્ર પણ

બહિરાત્મા એમ સમજે કે "આ બધું છોડીને જંગલમાં એકલા જઈને રહેવું, એકાંત જંગલમાં જવાથી આત્મામાં એકાગ્રતા થશે; ગામમાં મને ધર્મ નહિ થાય ને જંગલમાં થશે;–"આ પ્રમાણે બહારના સંયોગ-વિયોગ ઉપર જેની દૃષ્ટિ છે તે અનાત્મદર્શી છે, –તે આત્માને નથી દેખતો પણ સંયોગને જ દેખે છે; ને આત્માને દેખનાર જ્ઞાની તો પરથી ભિન્ન નિજાત્મામાં નિશ્ચલપણે રહે છે–એ વાત હવેના શ્લોકમાં કહે છે—

ग्रामोऽरण्यमिति द्वेधा निवासोऽनात्मदर्शिनाम्
दृष्टात्मनां निवासस्तु विविक्तात्मैव निश्चलः ॥ ७३ ॥

જે અનાત્મદર્શી છે, આત્માનું દર્શન અને અનુભવન જેને થયું નથી તે જ 'આ ગામ અને આ જંગલ' એમ બે પ્રકારના નિવાસસ્થાનની કલ્પના કરે છે, એટલે તે બહારમાં પોતાનો નિવાસ માને છે; પણ જેણે આત્મસ્વરૂપનો અનુભવ કર્યો છે એવા આત્મદર્શી અંતરાત્મા તો પરથી ભિન્ન રાગાદિરહિત શુદ્ધ ચૈતન્યસ્વરૂપ આત્માને જ પોતાનું નિશ્ચલ નિવાસસ્થાન માને છે, ને બાહ્ય સંસર્ગ છોડીને તે અંતરસ્વરૂપમાં વાસ કરે છે, તેમાં એકાગ્ર થઈને રહે છે. અજ્ઞાનીની બાહ્યદૃષ્ટિ છે એટલે જ્યાં લોકસંસર્ગ છોડવાનું કથન આવે ત્યાં તેની દૃષ્ટિ જંગલ ઉપર જાય છે; કેમ જાણે જંગલમાં એની શાંતિ હોય! ભાઈ, જંગલમાં પણ તારી શાંતિ નથી, શાંતિ તો આત્મામાં છે, માટે આત્મામાં ઊંડો ઊતર તો તને શાંતિ થાય. બહારની જંગલની ગુફામાં તો સિંહ-વાઘ ને સર્પો પણ રહે છે; માટે તું અંતરના ચૈતન્યની ગિરિ-ગુફામાં જઈને ધ્યાન કર–તો તને આનંદનો અનુભવ થાય. અહો! મુનિવરો ચૈતન્યગુફામાં ઊંડા ઊતરીને ધ્યાન કરતા હોય ત્યારે એવા આનંદમાં લીન હોય છે કે જાણે સિદ્ધભગવાન! આવા અંતરના સ્વરૂપને ભૂલીને અજ્ઞાનીની દૃષ્ટિ બાહ્ય જંગલમાં જાય છે. લોકસંસર્ગ છોડવાની વાત આવે ત્યાં જ્ઞાનીનું વલણ અંતર-

તો લોકસંસર્ગ છોડીને અંતરના ચૈતન્યતત્ત્વમાં નિવાસ કરે છે. મુનિઓ આનંદમાં ઝૂલતા ને આત્મામાં વસતા,–બાહ્ય જંગલમાં રહે છે, પણ બાહ્ય જંગલથી મને શાંતિ છે–એવી બુદ્ધિ નથી; જંગલ પણ પર છે, અમારો વાસ તો અમારા શુદ્ધસ્વરૂપમાં જ છે, અંતર્સ્વરૂપમાં એકાગ્ર થયા ત્યાં જાણે સિદ્ધભગવાનની સાથે બેઠા ! સમસ્ત પદાર્થોથી વિભક્ત એવો જે પોતાનો આત્મા તેમાં જ મુનિઓ વસે છે. જંગલમાંથી આહારાદિ માટે ગામમાં આવે, ને લોકોનાં ટોળાં નજરે પડે ત્યાં મુનિને કાંઈ સંદેહ નથી થઈ જતો કે હું સ્વરૂપમાંથી ખસીને લોકસંસર્ગમાં આવી ગયો. ચારેકોર ભક્તોનાં ટોળાં હોય છતાં મુનિ જાણે છે કે મારો આત્મા લોકસંસર્ગથી પર છે, મારા ચૈતન્યસ્વરૂપમાં જ મારો નિવાસ છે. બહારમાં ભક્તોનાં ટોળાં વચ્ચે બેઠા છે માટે તેને બાહ્યદૃષ્ટિ છે–એમ નથી; તેમ જ બહારમાં લોકોનો સંગ છોડીને જંગલમાં જઈને ગુફામાં રહે તેથી તેને બાહ્યદૃષ્ટિ છૂટી ગઈ છે–એમ પણ નથી. જ્ઞાની જાણે છે કે મારો આત્મા સર્વલોકથી જુદો જ છે, જ્ઞાનાનંદસ્વરૂપ મારો આત્મા જ મારું નિવાસધામ છે;—આવી અંતર્દૃષ્ટિપૂર્વક જ્ઞાની તેમાં જ એકાગ્ર થાય છે; ને ચૈતન્યના આનંદમાં એકાગ્ર થતાં બાહ્ય સંસર્ગ પ્રત્યે રાગ–દ્વેષ થતા નથી, તેથી તેમણે બાહ્ય સંસર્ગ છોડ્યા–એમ કહેવામાં આવે છે. (૭૩)



જ આત્મબુદ્ધિ વડે જીવ પોતાને મોક્ષમાં લઈ જાય છે. આ રીતે આત્મા પોતે જ પોતાના બંધ–મોક્ષનો કર્તા છે. એટલે હિતમાર્ગમાં લઈ જવા માટે નિશ્ચયથી પોતે જ પોતાનો ગુરુ છે એ વાત ૭૫ મી ગાથામાં બતાવી.

હવે, દેહાદિથી ભિન્ન આત્માને જે જાણતો નથી, ને દેહને જ આત્મા માનીને તેમાં આત્મબુદ્ધિથી વર્તે છે તેને મરણ પ્રસંગે શું થાય છે તે કહે છે—

दृढात्मबुद्धिर्देहादौ उत्पश्यन्नाशमात्मनः ।
मित्रादिभिर्वियोगं च विभेति मरणाद्भृशम् ॥ ७६ ॥

જેને દઢપણે દેહમાં જ આત્મબુદ્ધિ છે, દેહ તે જ હું એમ માન્યું છે તે જીવ દેહ છૂટવાનો પ્રસંગ આવતાં પોતાનું મરણ માનીને મરણથી ભયભીત થાય છે, ને મિત્રાદિનો વિયોગ દેખીને ભયભીત થાય છે.

જુઓ, એકવાર તો બધાયને આ દેહના વિયોગનો પ્રસંગ આવશે જ. આ દેહ છૂટો છે તે છૂટો પડશે, તે કાંઈ આત્મા નથી. જેણે દેહથી ભિન્ન આત્મતત્ત્વને લક્ષમાં લીધું નથી તે દેહના વિયોગે આત્માનું મરણ માને છે એટલે તે અશરણપણે મરે છે. જ્ઞાની તો આત્માને દેહથી ભિન્ન જાણે છે, દેહને પહેલેથી જુદો જ જાણ્યો છે, ધ્રુવચૈતન્યની દૃષ્ટિમાં તેને મરણનો ભય નથી. જ્ઞાની જાણે છે કે આ જડ શરીર મારું નથી, મારું તો જ્ઞાનશરીર છે, તે જ્ઞાનશરીરનો મને કદી વિયોગ થતો નથી, માટે મારું મરણ નથી. મરણ જ મારું નથી પછી ભય કેવો? જેને દેહદૃષ્ટિ છે તેને જ મરણનો ભય છે, કેમકે દેહથી જુદા આત્માનું શરણ તેને ભાસતું નથી તેથી તે અશરણપણે મરે છે.

ભાઈ, પહેલાં આત્મા અને દેહ વચ્ચે ભિન્નતા જાણીને, દેહથી જુદા આત્માને સ્વસંવેદનમાં લે. દેહ તે હું એવી દૃષ્ટિને બદલે, 'આત્મા હું' એવી દૃષ્ટિ કર; દૃષ્ટિ એકદમ પલટાવી

ક્રિયા અજીવ; જીવનો ધર્મ તો જીવની ક્રિયાવડે થાય, કે જીવનો ધર્મ અજીવની ક્રિયાવડે થાય? દેહથી ભિન્ન ઉપયોગસ્વરૂપ આત્મા સર્વજ્ઞદેવે જેવો જોયો છે તેવો તને અત્યંત સ્પષ્ટપણે સન્તો સમજાવે છે,–તો હવે તો તું ભેદજ્ઞાન કર! એકવાર પ્રસન્ન થઈને અંતરમાં આવું ભેદજ્ઞાન કર....તને મહાન આનંદ થશે ને મૃત્યુની બીક મટી જશે.

મારી કોઈ ચેષ્ટા દેહમાં નથી, ને દેહની કોઈ ચેષ્ટામાં હું નથી – આવું ભેદજ્ઞાન જેને નથી તે મરણના ભયથી થરથર ધ્રૂજે છે ભલે કદાચ મરણ ટાણે બહારથી ધૈર્ય કે શાંતિ રાખે, પણ 'હું મરું છું'' એવો જે અભિપ્રાય–તેમાં પોતાના અસ્તિત્વનો જ ઇન્કાર પડ્યો છે એટલે મરણનો ભય ખરેખર મટે જ નહિ. જ્ઞાની તો નિઃશંક છે કે અવિનાશી આત્મપદને દષ્ટિમાં લઈને મરણને તો મેં મારી નાંખ્યું છે—'મૃત્યુ મરી ગયું રે લોલ' પછી મરણનો ભય કેવો? અજ્ઞાનીને મરણ તણી બીક છે, જ્ઞાનીને તો આનંદની લહેર જો....

ભાઈ, બહારમાં તેં શરીર, મિત્ર, ધન વગેરેને શરણરૂપ માનીને જીવન વિતાવ્યું, તો એ બધાના વિયોગ ટાણે તું કોનું શરણ લઈશ? અંદરમાં જે શરણ છે તેને તો તેં જાણ્યું નથી! –મરણ ટાણે કોના શરણે તું શાંતિ રાખીશ? સંયોગના શરણે કદી શાંતિ કે સમાધિ થાય નહિ. એટલે અજ્ઞાની તો દેહદષ્ટિને લીધે મરણથી ભયભીત થઈને અસમાધિપણે મરે છે. આ રીતે અજ્ઞાનીની વાત કરી. ને જ્ઞાનીને તો દેહ છોડવો તે જૂનું વસ્ત્ર બદલીને નવું ધારણ કરવા સમાન છે એટલે તે તો નિર્ભયપણે દેહ છોડે છે–એ વાત હવે કહેશે. (૭૬)

ટતાં દુઃખ નથી થતું. હજી તો આ શરીર અહીં ભડભડ બળ્‌તું હોય તે પહેલાં તો આત્મા સ્વર્ગમાં ઊપજી ગયો હોય. એ શરીરની ક્રિયાઓનું સ્વામીપણું આત્માને નથી-એમ પહેલેથી જ્ઞાનીએ દેહની ભિન્નતા જાણી છે. મારા વિવિધ પરિણામને લીધે શરીરની વિવિધ પરિણતિ થાય છે એમ ધર્મી માનતા નથી. ધર્મી તો જ્ઞાનપરિણામને જ પોતાનું કાર્ય જાણે છે, એટલે કે તે જ્ઞાતાપણે જ રહે છે.

આ શરીર સાથે એકક્ષેત્રે રહેવારૂપ નિકટ સંબંધ હોવા છતાં આત્માથી તે તદ્દન ભિન્ન છે. દેહનું કાર્ય દેહ કરે ને આત્માનું કાર્ય આત્મા કરે--એમ જ્ઞાની બંનેના કાર્યોને ભિન્નભિન્ન દેખે છે; અજ્ઞાની તો 'હું બોલ્યો, હું ચાલ્યો'-એમ આત્મા અને શરીર બંનેનાં કાર્યોને એકપણે જ દેખે છે. ધર્માત્મા જાણે છે કે શરીર અને સંયોગો તે બધા મારાથી જુદા છે, તે બધા અહીં પડ્યા રહેશે, મારી સાથે એક પગલું પણ નહિ આવે; મારા શ્રદ્ધા-જ્ઞાન-આનંદ જ મારી સાથે સદા રહેનારા છે.-આવા ભાનપૂર્વક ધર્મી શ્રદ્ધા-જ્ઞાનને સાથે લઈ જાય છે એટલે કે સમાધિમરણ કરે છે. શરીરના ત્યાગ-ગ્રહણને તે વસ્ત્રના ત્યાગ-ગ્રહણની માફક જાણે છે. ઝૂંપડીના નાશથી માણસ મરી જતો નથી તેમ આ શરીરરૂપી ઝૂંપડીના નાશથી કાંઈ આત્માનો નાશ થતો નથી.—આવું ભેદજ્ઞાન કરીને જ્ઞાનસ્વરૂપ આત્માની ભાવના જેણે ભાવી છે એવા ધર્માત્માને મરણપ્રસંગે પણ સમાધિ જ રહે છે. જીવનમાં જેણે પોતાને દેહથી જુદો જાણ્યો તેને દેહના વિયોગ ટાણે પણ પોતાનું મરણ ભાસતું નથી, તે તો જાણે છે કે હું મારા ચૈતન્યભાવપણે સદાય જીવતો જ છું.

અરે! એકવાર દૃષ્ટિની ગુલાંટ મારીને આમ અંતરમાં ચૈતન્યસ્વભાવ ઉપર નજર માંડ. આ દેહ અને સંયોગો એ કોઈ

व्यवहारे सुषुप्तो यः स जागर्त्यात्मगोचरे ।
जागर्ति व्यवहारेऽस्मिन् सुषुप्तश्चात्मगोचरे ॥७८॥

જે જીવો વ્યવહારમાં સૂતેલા છે એટલે કે વ્યવહારનો આદર કરતા નથી તેઓ આત્માના ઉદ્યમમાં જાગૃત છે, અને જેઓ વ્યવહારમાં જાગૃત છે—તેનો જ આદર કરે છે તે આત્માના ઉદ્યમમાં ઊંઘે છે એટલે કે આત્માના પ્રયત્નમાં તે તત્પર નથી.

મોક્ષપ્રાભૃતની ૩૧ મી ગાથામાં પણ કુંદકુંદાચાર્યદેવે આ વાત કરી છે. જ્ઞાનીને રાગ તો હોય—પણ તે રાગમાં તે તત્પર નથી, તત્પરતા તો જ્ઞાનસ્વભાવમાં જ છે. જેને રાગમાં તત્પરતા છે—રાગથી લાભ માને છે તે જીવો આત્મસ્વભાવના પ્રયત્નમાં અનુદ્યમી છે. અજ્ઞાનીઓ કહે છે કે વ્યવહાર કરતાં કરતાં પરમાર્થ પમાશે....અહીં સંતો સ્પષ્ટ કહે છે કે જેઓ વ્યવહારમાં જાગૃત છે— તત્પર છે તેઓ પરમાર્થમાં ઊંઘતા છે, એટલે કે તેઓ પરમાર્થને પામતા નથી.

વ્યવહારના વિકલ્પવડે—રાગવડે પરમાર્થ પમાશે એમ જેણે માન્યું તેનું તો ધ્યેય જ ખોટું છે, તેણે રાગને જ ધ્યેય બનાવ્યો છે, પણ પરમાર્થસ્વભાવને ધ્યેય નથી બનાવ્યો; તેથી પરમાર્થ-સ્વભાવને તો તે આદરતો નથી, તેમાં તો તે ઉદ્યમી થતો નથી ને રાગનો આદર કરીને તેમાં જ ઉદ્યમી રહે છે—તેમાં જ તત્પર રહે છે. જ્ઞાનીની દૃષ્ટિનું ધ્યેય પલટી ગયું છે, રાગ હોય છતાં તેનું ધ્યેય ચિદાનંદ સ્વભાવ તરફ વળી ગયું છે, તેમાં જ તે તત્પર છે, તેનો જ ઉદ્યમી છે, રાગને તે હેય જાણે છે, તેમાં તે અતત્પર છે.

જુઓ, આમાં રુચિનું વલણ કઈ બાજુ ઢળે છે તેની વાત છે. આત્માના સ્વભાવ તરફ વલણ છે કે રાગ તરફ રુચિનું વલણ છે તેના ઉપર ધર્મી—અધર્મીનું માપ છે. અહો, આવી સરસ

હારમાં ઉદાસીન રહે છે–તેમાં આદરબુદ્ધિ કરતો નથી. તે રાગમાં ધર્મ માનીને તેમાં આત્માને ફસાવતો નથી, પણ આત્માના ચિદાનંદ સ્વભાવનો જ આદર કરીને તેમાં જ પરિણતિને જોડે છે. આ રીતે વ્યવહારથી ઉદાસીન થઈને શુદ્ધ ચૈતન્ય સ્વભાવમાં તત્પર થવું–તેની સન્મુખ થવું તે મોક્ષનો ઉપાય છે. ચૈતન્ય સ્વભાવમાં તત્પરતા તે સમાધિ છે, ને ચૈતન્યને ચૂકીને રાગાદિ વ્યવહારમાં તત્પરતા તે અસમાધિ છે.

અહો, પહેલાં આ વાતનો નિર્ણય કરવો જોઈએ કે મને મારા ચિદાનંદ સ્વભાવનું જ શરણ છે, રાગનું શરણ નથી, ચૈતન્ય-સ્વભાવના જ શરણે સમ્યગ્દર્શન થાય છે.–આવો નિર્ણય કરીને ચૈતન્યસન્મુખ થવાથી સમાધિ થાય છે. સમ્યગ્દર્શન તે પણ સમાધિ છે. અને જેને આવો નિર્ણય નથી તે મિથ્યાદૃષ્ટિ જીવ દ્રવ્યલિંગી મુનિ થઈને નવમી ગ્રૈવેયક સુધી જાય તોપણ તેને અસમાધિ જ છે. સમાધિ કહો કે મોક્ષનો ઉપાય કહો,–તે આત્માના ચૈતન્ય-સ્વભાવના આશ્રયે જ થાય છે. માટે રાગાદિ વ્યવહારનો આદર છોડીને, શુદ્ધજ્ઞાયકસ્વભાવનો જ આદર કરવો–એવો સંતોનો ઉપદેશ છે.



## * ભેદજ્ઞાનના અભ્યાસવડે સિદ્ધપદની પ્રાપ્તિ *

હું શુદ્ધજ્ઞાન ને આનંદસ્વરૂપ છું, રાગાદિ વ્યવહાર તે મારાથી બાહ્ય છે એવું અંતરનું ભેદજ્ઞાન કરીને જે જીવ આત્મ-સ્વરૂપમાં જાગૃત છે–તેમાં જ સાવધાન છે તે મુક્તિ પામે છે–

પણ કહે છે કે હે દેવી! મારો અપરાધ ક્ષમા કરો....ને રાજમાં પાછા પધારો....પણ સીતાજી તો આ પ્રસંગથી વૈરાગ્ય પામીને દીક્ષા લેવા તૈયાર થાય છે ને રાજમાં આવવાની ના પાડે છે. ત્યારે લક્ષ્મણ રડે છે, લવ-કુશ રડે છે...રામ કહે છે કે હે દેવી! આ લક્ષ્મણ ખાતર....ને આ લવ-કુશ જેવા પુત્ર ખાતર તમે રાજમાં પાછા આવો. સીતાજી કહે છે કે: આ સંસારથી હવે બસ થઈ! સંસારના રંગ અમે જોઈ લીધા....હવે તો અર્જિકા થઈને આત્માનું હિત સાધશું....અમે અમારા અંતરંગ ચૈતન્ય-તત્ત્વને જ આરાધશું. અમે અમારા ચૈતન્યને ઊજાળવા આ સંસા-રનો ત્યાગ કરીએ છીએ, હવે અમે સ્વરૂપમાં ઠરશું, હવે બીજું કાંઈ અમારે જોઈતું નથી. પરભાવોને અમે અમારા સ્વરૂપથી બાહ્ય જાણ્યા હતા, તે પરભાવોને છોડવાનો ને ચૈતન્યના આનં-દમાં ઠરવાનો હવે અમે ઉદ્યમ કરશું.–આમ કહીને મહા વૈરાગ્ય-પૂર્વક માથાના સુંવાળા રેશમ જેવા વાળ ઊખેડીને પૃથ્વી પર નાંખે છે.....અને એ દૃશ્ય દેખતાં રામ મૂર્છાથી બેભાન થઈ જાય છે.

સીતાજી જ્યારે દીક્ષા લ્યે છે ત્યારે લોકો રડે છે, રામ-લક્ષ્મણ રડે છે, લવ-કુશ રડે છે, પ્રજાજનો રડે છે; બધાય સીતાને ઘણા વિનવે છે, પણ સીતાજી કહે છે કે અરે, આ સંસારથી હવે બસ થાવ....બસ થાવ....અમારા અંતરંગતત્ત્વ સિવાય બીજું કોઈ બાહ્યતત્ત્વ અમને શરણરૂપ નથી. રાગાદિ પરભાવો અમારા સ્વરૂપથી બાહ્ય છે, તે કોઈ અમને શરણરૂપ નથી. હવે અમે અમારા અંતરંગ ચૈતન્યસ્વરૂપમાં ઠરીને રાગાદિ પરભાવોને છોડ-વાનો અભ્યાસ કરશું.

જુઓ, આ એક જ માર્ગ છે. પુરુષ હો કે સ્ત્રી હો, રોગી હો કે નીરોગી હો, રાજા હો કે રંક હો, સ્વર્ગમાં હો કે નરકમાં હો, વૃદ્ધ હો કે બાળક હો,–બધાયને માટે હિતનો આ એક જ માર્ગ છે કે–શુદ્ધચૈતન્યસ્વરૂપ આત્માને જ અંતરંગમાં દેખવો,

ને રાગાદિ સમસ્ત પરભાવોને પોતાથી બાહ્યપણે દેખવા. જેને પોતાથી બાહ્ય દેખે તેનો આદર કેમ કરે?

દેહાદિકને બાહ્યપણે દેખવા ને ચૈતન્યસ્વરૂપ આત્માને અંતરંગપણે દેખીને તેમાં જ એકાગ્રતાનો અભ્યાસ કરવો,–આવો અભ્યાસ જ મુક્તિનું કારણ છે. આવું અંતરંગ ચૈતન્યતત્ત્વ જ જગતનું ઉત્કૃષ્ટ પ્રમેય છે, સ્વજ્ઞેય હોવાથી તે મુખ્ય પ્રમેય છે. આવા પ્રમેયને જાણવું તે જ 'પ્રમેયકમલમાર્તંડ'નું ખરું જ્ઞાન છે; અને જે જીવો આવા સ્વ–પ્રમેયને નથી જાણતા તેઓ 'પ્રમેયકમલમાર્તંડ'ને જાણતા નથી. માટે પોતાના આત્માને અંતરંગમાં દેખીને તેને પ્રમેય બનાવવો ને રાગાદિ પરજ્ઞેયોને બાહ્યપણે દેખવા,–આવા ભેદજ્ઞાનવડે આત્મામાં એકાગ્રતાનો પ્રયત્ન કરવો તે જ મોક્ષનો ઉપાય છે. (૭૯)



## ભેદજ્ઞાનીને આત્મલક્ષે જગતપ્રત્યે ઉપેક્ષા

*

જેને શરીર અને આત્માનું ભેદવિજ્ઞાન થઈ ગયું છે એવા અંતરાત્માને શરૂઆતની અભ્યાસદશામાં આ જગત કેવું લાગે છે? અને પછી ચૈતન્યના અભ્યાસમાં એકાગ્ર થતાં આ જગત કેવું લાગે છે? તે બતાવે છે—

पूर्वं दृष्टात्मतत्त्वस्य विभात्युन्मत्तवज्जगत् ।
स्वभ्यस्तात्मधियः पश्चात् काष्ठपाषाणरूपवत् ॥ ८० ॥

જેને પોતાના આત્માનું સમ્યક્‌દર્શન થઈ ગયું છે એવા

અંતરાત્માને પ્રાથમિકદશામાં તો આ જગત ઉન્મત્ત જેવું લાગે છે, કે 'અરેરે! આ જગત ચૈતન્યસ્વરૂપના ચિંતનથી ભ્રષ્ટ થઈને શુભ અશુભ ચેષ્ટાઓમાં જ ઉન્મત્તની માફક પ્રવર્તી રહ્યું છે.' પણ પછી તે અંતરાત્મા-યોગીને પોતાના સ્વરૂપમાં સ્થિરતાનો અભ્યાસ કરતાં આ જગત કાષ્ઠપાષાણના રૂપ જેવું ચેષ્ટારહિત દેખાય છે. પોતાના સ્વરૂપમાં લીન થતાં જગતસંબંધી ચિંતા જ છૂટી જાય છે.—આ રીતે અંતરાત્માની બે ભૂમિકાઓ અહીં બતાવી છે.

આત્મસ્વરૂપનું સમ્યક્‌જ્ઞાન થયું હોવા છતાં ધર્મીને શરૂઆતમાં–રાગની ભૂમિકામાં એવો વિકલ્પ આવે છે કે અરે! આ જગતના જીવો આત્મસ્વરૂપને ભૂલીને સંસારમાં પરિભ્રમણ કરી રહ્યા છે, તેઓ અજ્ઞાનથી ઉન્મત્ત જેવા થઈ ગયા છે કે પરદ્રવ્યને પોતાનું માની રહ્યા છે ને સ્વતત્ત્વને ભૂલી રહ્યા છે.—આ રીતે જ્ઞાનીને કરુણાબુદ્ધિથી જગત ગાંડા જેવું લાગે છે. અરે! આવા આત્મસ્વરૂપને ભૂલીને જગત ભ્રમણામાં પડ્યું છે! જગતથી જુદો–જગત ઉપર તરતો એવો જે પોતાનો ચૈતન્યસ્વભાવ તેનું ભાન પોતે તો કર્યું છે, તેને બીજા જીવો દેહાદિની ક્રિયાને પોતાની માનીને વર્તતા દેખીને એમ લાગે છે કે અરે, આ જીવો મોહથી મૂર્છાઈ ગયેલા ગાંડા છે, મોહરૂપી ભૂત તેમને વળગ્યું છે.

વળી જ્ઞાનીને ભેદજ્ઞાનના અભ્યાસથી જ્યારે વિશેષ દૃઢતા થાય છે ત્યારે તેને આખું જગત અચેત જેવું લાગે છે, એટલે પોતાના ચૈતન્યચિંતનની ઉગ્રતા થતાં જગત પ્રત્યે લક્ષ જતું નથી, સહજ ઉદાસીન પરિણતિ વર્તે છે. ચૈતન્યતત્ત્વથી બહાર બધું મારાથી ભિન્ન છે–એમ તો પહેલેથી જાણ્યું જ છે, ને પછી તેમાં સ્થિરતાનો અભ્યાસ કરતાં તેને જગત સંબંધી ચિંતા છૂટી જાય છે; સ્વરૂપમાં જોડાણ થયું છે ત્યાં જગત ચેષ્ટારહિત કાષ્ઠ-પાષાણ જેવું લાગે છે, એટલે કે પરસંબંધી ચિંતા તેને થતી નથી.

શરૂઆતમાં તો જ્ઞાનીને એમ થાય કે અરે! આ જીવો સ્વરૂપચિંતનમાં વિકલ વર્તે છે એટલે કે આત્માનું ચિંતન કરવામાં તેઓ પાંગળા થઈ ગયા છે ને મિથ્યા વિકલ્પોથી ઘેરાઈ ગયેલા છે, તેમની ચેષ્ટાઓ ઉન્મત્ત જેવી છે. જોકે જગત આખું જ્ઞેયપણે જ છે, તે કાંઈ મને રાગદ્વેષનું કારણ નથી એવું જ્ઞાનીને ભાન હોવા છતાં રાગની ભૂમિકામાં એવો વિકલ્પ આવી જાય છે કે અરેરે! ચૈતન્યનિધાનને ભૂલીને આ જગત બહાવરાની જેમ બહારમાં ફાંફા મારી રહ્યું છે, તેમની ચેષ્ટાઓ ઉન્મત્ત જેવી છે.—પણ પછી જ્ઞાનીને જ્યાં વિશેષ લીનતા થાય છે ત્યાં પરના અવલંબન વગર સહેજે ઉદાસીનતા વર્તે છે; ત્યાં પર સંબંધી ચિંતા જ જાગતી નથી. પોતે અંતરમાં સ્થિર થઈને ચૈતન્યપ્રતિમા થઈ ગયો છે ત્યાં જગત નિઃચેષ્ટ ભાસે છે, આખું જગત જ્ઞેયપણે જ ભાસે છે. 'પરજીવો અજ્ઞાનથી ઉન્મત્ત વર્તે છે-તેમાં મારે શું?'—એવો ઉદાસીનતાનો વિકલ્પ પણ ત્યાં નથી રહેતો, ત્યાં તો સ્વરૂપમાં જોડાણ વર્તે છે તેથી પરપ્રત્યે પરમ ઉદાસીનતા સહેજે વર્તે છે.

જુઓ, આ જ્ઞાનીની દશા! વિકલ્પ આવે છતાં જ્ઞાની તેનાથી ઉદાસીન છે. છતાં વિકલ્પ છે તેટલી તો અસમાધિ છે. પછી તે વિકલ્પ પણ છૂટીને સ્વરૂપમાં લીન થતાં એવી સમાધિ જામે છે કે જગતસંબંધી ચિંતા થતી નથી, 'અરેરે! આવું પરમ ચૈતન્યસ્વરૂપ, તેને જગત કેમ નથી સમજતું' એવો ખેદભાવ પણ ત્યાં થતો નથી. આ રીતે અંતરાત્માની બે ભૂમિકા સિદ્ધ કરી છે—એક તો વિકલ્પભૂમિકા, અને બીજી સ્વરૂપમાં સ્થિરતારૂપ ભૂમિકા; વિકલ્પભૂમિકામાં જગત પ્રત્યે કરુણા અને ખેદ આવી જાય છે કે અરે! આ જગતના પ્રાણીઓ બિચારા આત્મસ્વરૂપને ભૂલીને ઉન્મત્તની જેમ ભવભ્રમણ કરી રહ્યા છે.... જડની ક્રિયામાં ને રાગમાં ધર્મ માનીને તેઓ મોહથી ગાંડા

થઈ ગયા છે....ચૈતન્યસ્વભાવનો વિવેક તેઓ ચૂકી ગયા છે. પ્રથમ-દશામાં અંતરાત્માને આવો વિકલ્પ આવે તેથી કાંઈ તે અજ્ઞાની નથી, તેમ જ વિકલ્પ આવ્યો તે કરવા જેવો છે–એમ પણ નથી, પણ પોતાની એવી ભૂમિકા હોવાથી જ્ઞાનીને વિકલ્પ આવી જાય છે. પછી ચૈતન્યમાં સ્થિરતાનો વિશેષ અભ્યાસ કરીને જ્યાં એકાગ્રતા થઈ ત્યાં એવો વિકલ્પ પણ રહેતો નથી, ત્યાં જગત સંબંધી ચિંતા જ નથી તેથી જગત અચેત જેવું ભાસે છે એમ કહ્યું છે. જગતના બાહ્ય પદાર્થોમાં મારા ચેતનનો અભાવ છે, એમ જાણીને અંતરમાં એકાગ્ર થતાં જ્ઞાની પોતાના ચૈતન્યસ્વરૂપ આત્માને જ દેખે છે, તેથી જગતને તે અચેતન જેવું દેખે છે–એમ કહ્યું છે.

•

જુઓ, કૈલાસપર્વત ઉપર ભરતચક્રવર્તીએ ત્રણ ચોવીસીના રત્નમય જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી છે. તે કૈલાસપર્વત ઉપર વાલીમુનિ એકવાર ધ્યાનમાં બેઠા હતા; ત્યાં રાવણરાજા ત્યાંથી નીકળ્યો....જ્યાં વાલીમુનિ ઉપર વિમાન આવ્યું ત્યાં વિમાન થંભી ગયું. રાવણે નીચે ઉતરીને જોયું ત્યાં વાલીમુનિને દીઠા, તેમને જોતાં જ રાવણને પૂર્વનું વેર જાગૃત થયું ને ક્રોધ આવ્યો; તેથી વાલીમુનિનો નાશ કરવા માટે વિદ્યાના બળે કૈલાસ નીચે જઈને આખો કૈલાસપર્વત ડગાવવા માંડયો. તે વખતે ધ્યાનમાંથી ખસીને મુનિને એવી વૃત્તિ ઊઠી કે અરે! ક્રોધનો માર્યો આ રાવણ આખા પર્વતને હલાવે છે ને અહીંના રત્નમય જિનબિંબોની અસાતના કરે છે!–માટે જિનબિંબોની રક્ષા કરું!–એવી વૃત્તિ થતાં તે મહાઋદ્ધિધારક મુનિએ પગનો અંગૂઠો જરાક પર્વત ઉપર દબાવ્યો....ત્યાં તો ત્રણ ખંડનો રાજા રાવણ પર્વત નીચે ભીંસાણો ને રુદન કરવા લાગ્યો....પછી તો રાવણ રાજાએ પણ મુનિની માફી માગી, અને જિનબિંબની વિરાધના થઈ તેથી ઘણો પશ્ચાત્તાપ કરીને તે જિનબિંબ પાસે એક મહિના સુધી એવી તો અદ્‌ભુત ભક્તિ કરી કે ધરણેન્દ્રનું આસન ચલાયમાન થઈ ગયું.

આ બાજુ વાળી મુનિરાજે પણ પ્રાયશ્ચિત્ત લીધું છે. જુઓ, મુનિદશામાં આવો વિકલ્પ આવ્યો માટે તે કરવા જેવો છે—એમ નથી. જો વિકલ્પને કરવા જેવો માને તો તો તે મિથ્યાદૃષ્ટિ છે. જ્ઞાનીને પોતાની અસ્થિર ભૂમિકામાં વિકલ્પ આવી જાય છે પણ તે વિકલ્પનેય ચૈતન્યથી ભિન્ન જાણીને, આત્મામાં સ્થિર થવા માંગે છે. દૃઢ અભ્યાસ વડે જ્યાં આત્મામાં સ્થિરતા થાય ત્યાં વિકલ્પ ઊઠતો નથી, કોઈ નિંદા કરે ત્યાં 'અરે, આ જીવ જૈનશાસનની વિરાધના કરે છે' એવો ખેદનો વિકલ્પ થતો નથી.—આવી વીતરાગદશા ભેદજ્ઞાનના દૃઢ અભ્યાસથી થાય છે. વિકલ્પની ભૂમિકામાં હોવા છતાં જો વિવેક ન કરે તો તે તો મૂઢ છે. પોતે વિકલ્પભૂમિકામાં હોય અને દેવ-ગુરુ-ધર્મ ઉપર કાંઈ ઉપસર્ગ આવી પડે તો ત્યાં ધર્મીને તે ઉપસર્ગ દૂર કરવાનો ભાવ આવ્યા વિના રહેતો નથી. પોતાને રાગ થતો હોવા છતાં જે વિવેક નથી કરતો તે તો મૂઢ છે. અહીં તો સ્વરૂપના અનુભવમાં એવી એકાગ્રતા થઈ છે કે પર તરફનો વિકલ્પ ઊઠતો જ નથી—એવી દશાની આ વાત છે. ધર્મીને વિકલ્પ ઊઠે પણ તે તેને છોડીને સ્વરૂપમાં ઠરવા માંગે છે; અને જ્યાં સ્વરૂપમાં ઠર્યો ત્યાં જગત વિષેની ચિંતાનો અભાવ થવાથી પરમ ઉદાસીનતા સહેજે વર્તે છે. તેને જગતસંબંધી રાગ-દ્વેષ નથી તેથી, જગત કાષ્ઠપાષાણવત્ ભાસે છે—એમ કહ્યું છે. પહેલાં દેહાદિથી ભિન્ન આત્માને જાણીને, ભેદજ્ઞાનના અભ્યાસ વડે સ્વરૂપમાં ઠરતાં સમસ્ત વિકલ્પો છૂટીને જીવ મુક્તિ પામે છે.—આવો આત્માના ભેદજ્ઞાનના અભ્યાસનો મહિમા છે.

॥ ૮૦ ॥



## આત્મભાવનારૂપ પરિણુતિ વગર મુક્તિ નથી

※

હવે શિષ્ય પૂછે છે કે હે નાથ! આપે આત્મામાં સ્થિરતાનો અભ્યાસ કરવાનું કહ્યું પણ તે તો વ્યર્થ લાગે છે, આત્માના અભ્યાસમાં પરિપક્વ થવાનો ઉદ્યમ કરવાની કાંઈ જરૂર લાગતી નથી, કેમ કે શરીર અને આત્મા ભિન્ન છે–એવી ધારણાથી અથવા એવું સાંભળવાથી અથવા સ્વયં બીજાને કહેવાથી જ મુક્તિ થઈ જશે!–પછી સ્થિરતાનો ઉદ્યમ કરવાનું શું પ્રયોજન છે? —શિષ્યના આવા પ્રશ્નના ઉત્તરમાં આચાર્ય પૂજ્યપાદ સ્વામી કહે છે કે—

> शृण्वन्नप्यन्यतः कामं वदन्नपि कलेवरात्।
> नात्मानं भावयेत् भिन्नं यावत्तावन्न मोक्षभाक् ॥८१॥

દેહ અને આત્મા જુદા છે એમ વારંવાર ઇચ્છાપૂર્વક સાંભળવા છતાં, તથા બીજાને કહેવા છતાં, અને એવી ધારણા કરવા છતાં, જ્યાં સુધી પોતે અંતર્મુખ થઈને આ કલેવરથી ભિન્ન આત્માને ભાવતો નથી–અનુભવતો નથી ત્યાં સુધી જીવ મુક્તિ પામતો નથી.

દેહથી આત્મા જુદો છે–એવી વાણી ગુરુ પાસે લાખો વરસ સુધી સાંભળે અને પોતે પણ લાખો માણસોની સભામાં તેનો ઉપદેશ કરે, તે તો બંને પર તરફની આકુળવૃત્તિ છે. વાણી તો પર છે–અનાત્મા છે, તેના આશ્રયે આત્માની પ્રાપ્તિ થતી નથી. વાણી સાંભળવાનો ને કહેવાનો અભ્યાસ તે કાંઈ સ્વ-અભ્યાસ નથી. એટલે તે કાંઈ મોક્ષનું કારણ નથી. મોક્ષનું કારણ તો સ્વ-અભ્યાસ છે; સ્વ-અભ્યાસ એટલે શું? જ્ઞાના-

નંદસ્વરૂપ આત્માને દેહથી ભિન્ન જાણીને, અંતર્મુખ થઈને વારંવાર એકાગ્રતાનો અભ્યાસ કરવો તેનું નામ સ્વ-અભ્યાસ છે, ને તે મોક્ષની પ્રાપ્તિનો ઉપાય છે. અંતર્મુખ થઈને આવી આત્મભાવના જે કરે તેણે શ્રીગુરુનો ઉપદેશ ખરેખર સાંભળ્યો છે. કેમ કે શ્રીગુરુ પણ દેહથી ભિન્ન આત્માને જાણીને તેમાં જ અંતર્મુખ થવાનું કહે છે. બીજા પાસેથી શ્રવણનો શુભભાવ હો, કે બીજાને સંભળાવવાનો ભાવ હો,–તે કાંઈ સ્વ-અભ્યાસ નથી, તે તો રાગ છે. તે રાગની ભાવનાથી મોક્ષ માને તો તે મિથ્યાદૃષ્ટિ છે. કોઈ એમ માને કે "જગતના ઘણા જીવો જો અમારા નિમિત્તે ધર્મ પામતા હોય તો અમારે ભલે સંસારમાં રહેવું પડે"–તો તે જીવ બહિરાત્મા છે, તેને સ્વ-અભ્યાસની ભાવના નથી પણ પરને સમજાવવાની ને રાગની ભાવના છે, ઊંડે ઊંડે જગત પાસેથી ધર્મના બહાને માન લેવાની તેની ભાવના છે. 'અમારું ભલે ગમે તેમ થાય પણ અમારે તો બીજાનું હિત કરવું છે'–એવી વાત સાંભળીને સાધારણ લોકો તો ખુશી થઈ જાય કે વાહ! આને કેવી ભાવના છે! આ કેવા પરોપકારી છે! પણ જ્ઞાની કહે છે કે તે જીવ મિથ્યાદૃષ્ટિ છે, તેને હજી ભવભ્રમણનો ભય થયો નથી; અરે, મારો આત્મા આ ચારગતિના ભવભ્રમણથી કેમ છૂટે–એવી તેને દરકાર નથી; તેને પરને સમજાવવાની ભાવના છે પણ આત્માની ભાવના નથી. અરે, મારો આત્મા આત્માની ભાવના વગર અનાદિકાળથી ચારગતિનાં ઘોર દુઃખ ભોગવી રહ્યો છે, તેનાથી હવે મારો છુટકારો કેમ થાય?–એમ વિચારીને ધર્મી તો દેહાદિથી ભિન્ન પોતાના આત્માની જ ભાવના ભાવે છે, ને તેમાં જ એકાગ્ર થવાનો અભ્યાસ કરે છે. આત્મામાં એકાગ્રતાનો અભ્યાસ જ મોક્ષનું કારણ છે. એ સિવાય પરના અવલંબને શ્રવણ-મનન કે ધારણા તે મોક્ષનું કારણ નથી, તે તો માત્ર વિકલ્પ છે–રાગ છે. ને જો તે રાગથી સંવર-નિર્જરારૂપ ધર્મ થવાનું માને તો તે મિથ્યાદૃષ્ટિ છે; તેને

રાગનો અભ્યાસ છે પણ આત્માનો અભ્યાસ નથી. અરે જીવ! શ્રવણ કરવાનો કે બીજાને શ્રવણ કરાવવાનો રાગભાવ તે આત્મા નથી ને વાણીનો ધોધ વછૂટે તેમાં પણ આત્મા નથી, આત્મા તો જ્ઞાનાનંદસ્વરૂપ છે,–એમ ઓળખીને અંતર્મુખ જ્ઞાનાનંદ સ્વભાવનો અનુભવ કર. જ્ઞાયકસ્વરૂપમાં જેટલી એકાગ્રતા કર તેટલું તારું હિત છે, ને તે જ મોક્ષનું કારણ છે. વાણી કે વાણી તરફનો વિકલ્પ તે કોઈ તને શરણરૂપ નહિ થાય. તીર્થંકર પરમાત્માની દિવ્યધ્વનિ ગણધરદેવ સાંભળે છતાં તેમને પણ તે વાણી તરફનો જે વિકલ્પ છે તે તો રાગ છે, તે કાંઈ ધર્મ નથી; પણ અંતરમાં રાગરહિત વીતરાગી લીનતા વર્તે છે તે જ ધર્મ છે ને તે જ મોક્ષનું કારણ છે. જુઓ, સંતો પોતે એમ કહે છે કે હે જીવ! અમારી વાણી તરફના વલણથી તારું હિત નથી, તારું હિત તારા જ્ઞાયકસ્વરૂપમાં વલણથી જ છે, માટે તું તારા સ્વભાવમાં અંતર્મુખ થઈને તેની શ્રદ્ધા-જ્ઞાન કર, ને તેનો વારંવાર અભ્યાસ કરીને તેમાં એકાગ્ર થા,–આવા સ્વ–અભ્યાસથી જ તારી મુક્તિ થશે. ॥ ૮૧ ॥

---

ભિન્ન આત્માની ભાવના એવી દૃઢ કર
કે સ્વપ્નમાં પણ દેહનો સંબંધ ન થાય

*

અંતરાત્માએ દેહથી ભિન્ન આત્માની અતિ દૃઢ ભાવના કરવી એમ હવે કહે છે—

तथैव भावयेद्देहाद्व्यावृत्यात्मानमात्मनि ।
यथा न पुनरात्मानं देहे स्वप्नेपि योजयेत् ॥ ८२ ॥

આત્મામાં અંતર્મુખ થઈને દેહથી ભિન્ન આત્માને એવો ભાવવો કે જેથી ફરીને દેહની સાથે સ્વપ્ને પણ આત્માનો સંબંધ ન થાય. ધર્મી પોતાના આત્માને દેહાદિથી ભિન્ન એવો ભાવે છે કે તેને સ્વપ્નાં પણ એવાં જ આવે, સ્વપ્નામાં પણ દેહ સાથે એકતા ન ભાસે. હું દેહથી જુદો ચૈતન્યબિંબ થઈને અનંત સિદ્ધ ભગવંતોની વચ્ચે બેઠો છું – એવાં સ્વપ્નાં ધર્મીને આવે. વાણીથી કે વિકલ્પથી ભાવના કરવાની આ વાત નથી, આ તો અંતરમાં આત્મામાં એકાગ્ર થઈને ભાવના કરવાની વાત છે. દેહથી ભિન્ન કહેતાં રાગાદિથી પણ આત્મા ભિન્ન છે, તેની ભાવના ભાવવી. સમયસારમાં આચાર્યદેવે એકત્વ-વિભક્ત આત્માને જેવો વર્ણવ્યો છે તેની જ ભાવના કરવાની આ વાત છે.–કઈ રીતે ? કે પોતે એવા આત્માનો સ્વાનુભવ કરીને તેની ભાવના કરવી. મૂઢબુદ્ધિ જીવો શરીરને ધર્મનું સાધન માને છે એટલે તે તો શરીરથી ભિન્ન આત્માને ક્યાંથી ભાવે ? જ્ઞાની તો જાણે છે કે મારો આત્મા દેહથી અત્યંત ભિન્ન શાંતિનું ધામ છે; 'આ દેહ હું છું' એવી એકત્વબુદ્ધિ સ્વપ્ને પણ તેને નથી, એટલે તે સ્વપ્ને પણ આત્માને દેહ સાથે જોડતા નથી, આત્મામાં જ શ્રદ્ધા–જ્ઞાનનું જોડાણ કરીને તેની ભાવના કરે છે.––ભેદજ્ઞાનથી નિરંતર આવી ભાવના કરવી તે જ મોક્ષનું કારણ છે. ।। ૮૨ ।।

---

## આત્મભાવનામાં તત્પર મુમુક્ષુએ અવ્રતની જેમ શુભવ્રત પણ છોડવા જેવા છે

*

૮૨મી ગાથામાં એમ કહ્યું કે આત્મભાવના જ મોક્ષનું કારણ છે, વ્રતનો શુભરાગ પણ મોક્ષનું કારણ નથી; માટે મોક્ષાર્થીએ

અવ્રતની માફક વ્રતનો પણ વિકલ્પ ત્યાજ્ય છે. પરમ ઉદાસીનતા-રૂપ નિર્વિકલ્પ અવસ્થામાં જેમ સ્વ-પર સંબંધી વિકલ્પો ત્યાજ્ય છે તેમ વ્રત સંબંધી પણ વિકલ્પો ત્યાજ્ય છે એમ હવે કહે છે:—

अपुण्यमव्रतैः पुण्यं व्रतैर्मोक्षस्तयोर्व्ययः ।
अव्रतानीव मोक्षार्थी व्रतान्यपि ततस्त्यजेत् ॥ ८३ ॥

અવ્રતથી પાપ છે, ને વ્રતથી પુણ્ય છે; તે બંનેના વ્યયથી મોક્ષ થાય છે. માટે મોક્ષાર્થી જીવ અવ્રતની જેમ વ્રતને પણ છોડે છે.

જુઓ, આમાં પૂજ્યપાદસ્વામી સ્પષ્ટ કહે છે કે વ્રતનો શુભરાગ તે પુણ્યબંધનું કારણ છે, તે મોક્ષનું કારણ નથી, માટે મોક્ષાર્થીએ તો તે પણ છોડવા જેવો છે. તે તે ભૂમિકામાં અવ્રત છોડીને વ્રતનો શુભરાગ ધર્મીને આવે તે જુદી વાત છે, પણ જો તેને તે હેય ન માને ને તેનાથી લાભ થવાનું માને તો તો શ્રદ્ધા જ ઊંધી થઈ જાય છે એટલે મિથ્યાત્વ થાય છે; મિથ્યાદષ્ટિને તો યથાર્થ વ્રત પણ હોતાં નથી. અહીં તો ભેદજ્ઞાન પછી ધર્મીને વ્રતાદિનો ભાવ આવે છે તેની વાત છે; તે ધર્મી જાણે છે કે જેમ મેં અવ્રતરૂપ અશુભને છોડ્યા તેમ આ વ્રતના શુભ વિકલ્પોને પણ જ્યારે હું છોડીશ ત્યારે મારી મુક્તિ થશે. આ વ્રતના વિકલ્પો મને મુક્તિના હેતુ નથી.

જુઓ, જેમ ભાવપાહુડની ૮૩ મી ગાથામાં ભગવાન કુંદકુંદાચાર્યદેવે સ્પષ્ટ કહ્યું છે કે વ્રતાદિમાં પુણ્ય છે,—ને ધર્મ તો જુદી ચીજ છે; તેમ અહીં પણ ૮૩ મી ગાથામાં પૂજ્યપાદ-સ્વામી સ્પષ્ટ કહે છે કે મોક્ષાર્થીએ અવ્રતની જેમ વ્રત પણ છોડવા યોગ્ય છે, કેમકે વ્રતનો વિકલ્પ તે પુણ્યબંધનું જ કારણ છે, તે કાંઈ મોક્ષનું કારણ નથી. અહો! બધા સંતોએ એક જ વાત કરી છે; જેવું વસ્તુસ્વરૂપ છે તેવું જ બધાય સંતોએ પ્રસિદ્ધ

કર્યું છે. સંતોએ આટલી સ્પષ્ટ વાત સમજાવી હોવા છતાં હઠાગ્રહી જીવો રાગની રુચિથી એવા આંધળા થઈ ગયા છે કે તેમને સત્યસ્વરૂપ દેખાતું નથી. શું થાય ? કાંઈ કોઈ એને પરાણે સમજાવી દે એમ છે ?

શ્રીમદ્ રાજચંદ્ર પણ કહે છે કે

વીત્યો કાળ અનંત તે કર્મ શુભાશુભ માંય;
તેહ શુભાશુભ છેદતાં ઊપજે મોક્ષસ્વભાવ.

જુઓ, શુભ કરતાં કરતાં મોક્ષ થાય – એમ નથી કહ્યું, પણ શુભ–અશુભ બંનેને છેદવાથી મોક્ષ થાય છે – એમ સ્પષ્ટ કહ્યું છે. ધર્માત્મા ચૈતન્યસ્વભાવમાં એકાગ્ર થઈને જ્યાં આનંદમાં લીન થાય છે ત્યાં વ્રતાદિના શુભવિકલ્પ પણ છૂટી જાય છે, ને મુક્તિ થાય છે. માટે અંતરાત્મા વ્રતાદિના વિકલ્પને પણ છોડીને વીતરાગી સ્વરૂપમાં ઠરવાની ભાવના ભાવે છે. શુભથી પણ પાર એવા વીતરાગ ભાવને પરમ ઉદાસીનતા કહેવાય છે, ને તે જ મોક્ષનું કારણ છે. રાગીજીવો તો કર્મથી બંધાય છે, વિરક્ત જીવો જ કર્મથી છૂટે છે,–એ જૈનધર્મનો મહાન સિદ્ધાંત છે.

કોઈ જીવો કહે છે કે 'વ્રત તે મોક્ષનું કારણ નથી તો શું વ્રત છોડીને અવ્રત કરવાં ?' અરે મૂર્ખ ! એ વાત ક્યાંથી લાવ્યો ? વ્રતને પણ જે મોક્ષનું કારણ ન માને તે અવ્રતના પાપને તો મોક્ષનું કારણ કેમ માને ? વ્રત છોડીને અવ્રત કરવાનું માને તે તો સ્વચ્છંદી દુર્બુદ્ધિ છે; અને વ્રતના શુભવિકલ્પોને જે મોક્ષનું કારણ માને તે પણ દુર્બુદ્ધિ છે, મોક્ષના ઉપાયને તે જાણતો નથી. અવ્રત કે વ્રત બંને પ્રકારના રાગથી રહિત થઈને વીતરાગભાવે આત્મસ્વરૂપમાં ઠરવું તે જ મોક્ષનું કારણ છે–એમ ધર્મી જાણે છે; એટલે અવ્રત તથા વ્રત બંનેના વિકલ્પોને તે છોડવા જેવા માને છે. પહેલાં અવ્રત છોડીને વ્રતના વિકલ્પ આવે, છતાં શુદ્ધાત્માને તેનાથી પણ જુદો જાણે છે. જો એમ

ન જાણે ને વિકલ્પને મોક્ષનું કારણ માને તો તે વિકલ્પ છોડીને સ્વરૂપમાં કેમ ઠરે? ધર્મી તો પહેલેથી જ સમસ્ત વિકલ્પોથી પોતાના આત્માને જુદો જાણે છે.

ધર્માત્મા સમસ્ત રાગથી પોતાના ચિદાનંદતત્ત્વને જુદું જાણે છે, રાગના અંશને પણ પોતાના અંતરંગ સ્વરૂપપણે માનતા નથી. આ રીતે રાગથી ભિન્ન ચૈતન્યતત્ત્વને જાણીને, તેમાં અંશે એકાગ્ર થતાં અવ્રતોનો ત્યાગ થઈ જાય છે. અને પછી તેમાં વિશેષ લીન થતાં અવ્રતોની માફક વ્રતોનો શુભરાગ પણ છૂટી જાય છે. જેમ અવ્રતના અશુભભાવો બંધનું કારણ છે તેમ વ્રતના શુભભાવો પણ બંધનું કારણ છે. તે પણ આત્માની મુક્તિના બાધક છે, તેથી મોક્ષાર્થીને તે પણ હેય છે. જેમ લોઢાની બેડી પુરુષને બંધનકર્તા છે તેમ સોનાની બેડી પણ બંધનકર્તા જ છે, છૂટવાના કામીએ તે બંને બેડીનાં બંધન છોડવા યોગ્ય છે; તેમ પાપ અને પુણ્ય બંને જીવને બંધનકર્તા જ છે—એમ જાણીને મોક્ષાર્થી જીવે તે બંને છોડવા જેવા છે. પુણ્ય તે આત્માની મુક્તિમાં બાધકરૂપ છે–વિઘ્નરૂપ છે છતાં તેને જે મોક્ષનું કારણ માને છે તે મિથ્યાદૃષ્ટિ છે, તે બંધના કારણને મોક્ષનું કારણ માને છે, એટલે ખરેખર તેણે બંધ–મોક્ષના સ્વરૂપને જાણ્યું નથી.

અજ્ઞાનીઓ કહે છે કે વ્રતાદિ વ્યવહાર કરતાં કરતાં મુક્તિ પમાશે. અહીં કહે છે કે વ્રતાદિ વ્યવહાર તો મુક્તિમાં વિઘ્ન કરનાર છે, તેને છોડતાં મુક્તિ થાય છે. કેટલો ફેર! મૂળ માન્યતામાં જ ફેર છે. સાધકને નીચલી ભૂમિકામાં તે વ્રતાદિનો રાગ છૂટે નહિ, પણ તે રાગને તે બાધકરૂપે જાણે છે, તેને સાધકરૂપે નથી માનતો. અજ્ઞાની તો તે રાગને સાધકરૂપે જાણે છે એટલે તેની તો શ્રદ્ધા જ ખોટી છે.

અવ્રતની જેમ વ્રતનો શુભરાગ પણ છોડવા જેવો છે — આ વાત સાંભળતાં ઘણા લોકો રાડ નાંખી જાય છે કે 'અરે! વ્રત

છોડવા જેવા?'-પણ ભાઈ રે, ધીરા થઈને સમજો તો ખરા. વ્રતનો શુભરાગ તે બંધનું કારણ છે કે મોક્ષનું? તે રાગ તો બંધનું જ કારણ છે ને મોક્ષને તો વિઘ્ન કરનાર છે. તો જે બંધનું કારણ હોય તે મોક્ષાર્થીએ છોડવા જેવું હોય કે આદરવા જેવું? મોક્ષાર્થી જીવોએ રાગાદિને બંધનું જ કારણ જાણીને તે છોડવા જેવું છે. સમાધિ તો વીતરાગભાવવડે થાય, કાંઈ રાગવડે સમાધિ ન થાય. માટે મોક્ષાર્થી જીવોએ અવ્રતની જેમ વ્રત પણ છોડવા જેવા છે. (૮૩)

---

અવ્રત અને વ્રત બંનેને છોડવા જેવા કહ્યા, તેને છોડવાનો ક્રમ શું છે? તે હવે કહે છે—

अव्रतानि परित्यज्य व्रतेषु परिनिष्ठितः।
त्यजेत्तान्यपि संप्राप्य परमं पदमात्मनः॥ ८४॥

અવ્રત અને વ્રત બંનેથી ભિન્ન શુદ્ધ ચૈતન્યતત્ત્વને ઓળખીને, સમ્યક્શ્રદ્ધા-જ્ઞાન કરીને પછી તેમાં સ્થિરતાના ઉદ્યમ વડે પહેલાં તો અવ્રતો છોડીને ધર્મી વ્રતનું પાલન કરે છે-અર્થાત્ હજી ચૈતન્યમાં વિશેષ સ્થિરતા નથી ત્યાં એવા વ્રતોનો શુભરાગ રહે છે; અને પછી શુદ્ધોપયોગવડે સ્વરૂપમાં લીન થઈને તે વ્રતનો રાગ પણ છોડીને આત્માના પરમપદને પ્રાપ્ત કરે છે. આ રીતે અવ્રત તેમ જ વ્રત બંનેને છોડીને, શુદ્ધોપયોગવડે અંતરાત્મા મુક્તિ પામે છે.

પહેલાં અવ્રત છોડીને વ્રતનો ભાવ આવે, ત્યાં ધર્મી વ્રતનું પાલન કરે છે-એમ વ્યવહારે કહેવાય; ખરેખર જે વ્રતનો રાગ છે તે રાગના પાલનની ધર્મીને ભાવના નથી. ધર્મીને તો શુદ્ધોપયોગની જ ભાવના છે. વ્રતના વિકલ્પને છોડીને તે શુદ્ધોપયો-

ગમાં ઠરવા માંગે છે.

વ્રતના વિકલ્પ જ્યાંસુધી છે ત્યાંસુધી મુક્તિ થતી નથી; અને વ્રતના વિકલ્પથી જ્યાંસુધી લાભ માને છે ત્યાંસુધી તો મિથ્યાત્વમાંથી પણ મુક્તિ થતી નથી.

વ્રતનો શુભરાગ પણ મોક્ષનું કારણ નથી પણ મોક્ષને રોકનાર છે માટે તે છોડવા જેવો છે. આ વાત સાંભળતાં મૂઢ જીવો કહે છે કે 'વ્રત તે મોક્ષનું કારણ નથી તો શું વ્રત છોડીને અવ્રત કરવાં?' –અરે મૂર્ખ! એ વાત ક્યાંથી લાવ્યો? અવ્રતને છોડવાનું તો પહેલાં જ કહ્યું. વ્રતને પણ જે મોક્ષનું કારણ ન માને તે અવ્રતના પાપને તો મોક્ષનું કારણ કેમ માનશે? શુભ–અશુભ બંનેથી છૂટીને આત્માના મોક્ષની વાત સાંભળતાં તેની હોંશ આવવી જોઈએ, તેને બદલે જેને ખેદ થાય છે કે 'અરે! શુભ છૂટી જાય છે!' –તો તેને મોક્ષની રુચિ નથી પણ રાગની જ રુચિ છે એટલે સંસારની જ રુચિ છે.

અહીં તો ઉત્કૃષ્ટ વાત બતાવે છે. જેણે આત્માનું સમ્યક્‌ભાન તો કર્યું છે, તે ઉપરાંત હિંસાદિના પાપભાવોરૂપ અવ્રત પણ છોડીને અહિંસાદિ વ્રત પાળે છે, તેને પણ આગળ વધવા માટે કહે છે કે આ વ્રતના વિકલ્પોને પણ છોડીને તું સ્વરૂપમાં સ્થિર થા, તો તને પરમાત્મદશા પ્રગટ થશે.

પહેલાં આવા યથાર્થ માર્ગનો નિર્ણય કરવો જોઈએ; મોક્ષમાર્ગ તો વીતરાગભાવમાં જ છે, રાગમાં મોક્ષમાર્ગ નથી, પછી તે અશુભ હો કે શુભ; માર્ગના નિર્ણયમાં જ જેને વિપરીતતા હોય, જે રાગને મોક્ષમાર્ગ માનતો હોય, તે રાગરહિત વીતરાગી મોક્ષમાર્ગને ક્યાંથી સાધી શકશે? કુંદકુંદસ્વામી તો સ્પષ્ટ કહે છે કે રાગ તે મોક્ષમાર્ગ નથી—પછી ભલે અરિહંત કે સિદ્ધ પ્રત્યેનો તે રાગ હોય!—

તેથી ન કરવો રાગ જરીયે ક્યાંય પણ મોક્ષેચ્છુએ,
વીતરાગ થઈને એ રીતે, તે ભવ્ય ભવસાગર તરે.

'તો પછી ભગવાનની ભક્તિ કોઈ નહીં કરે' –એમ કોઈ કહે, તો કહે છે કે અરે ભાઈ! ભગવાને કહેલી આવી વીતરાગી વાત સમજશે તેને જ વીતરાગભગવાન પ્રત્યે ખરી ભક્તિ જાગશે. પણ રાગને જે મોક્ષમાર્ગ માનશે તેને વીતરાગ પ્રત્યે ખરી ભક્તિ નહીં જાગે.

સાચા તત્ત્વના નિર્ણયપૂર્વક અવ્રત અને વ્રત બંનેનો ત્યાગ કરવાથી શું થાય છે? તે હવેની ગાથામાં કહેશે. (૮૪)



બધા વિકલ્પો દુઃખનું મૂળ છે;
તેના નાશથી પરમઇષ્ટ પદ પમાય છે.



અવ્રત અને વ્રત બંનેનો ત્યાગ કરવાથી શું થાય છે?– એમ પૂછવામાં આવતાં આચાર્યદેવ કહે છે એ બંનેના ત્યાગથી આત્માને પરમપ્રિય હિતકારી ઇષ્ટ એવા સુંદર પરમપદની પ્રાપ્તિ થાય છે—

यदन्तर्जल्पसंपृक्तमुत्प्रेक्षाजालमात्मनः ।
मूलं दुःखस्य तन्नाशे शिष्टमिष्टं परं पदम् ॥८५॥

અંતરમાં અનેક પ્રકારના સંકલ્પવિકલ્પોરૂપ જે કલ્પનાજાળ છે તે જ આત્માને દુઃખનું મૂળ છે; ચૈતન્યસ્વરૂપમાં એકાગ્રતાવડે તેનો નાશ કરતાં પોતાના પ્રિય હિતકારી એવા પરમપદની પ્રાપ્તિ થાય છે.

સંતો કહે છે કે 'નિર્વિકલ્પરસ પીજીયે'....એટલે પોતાના ચિદાનંદમય પરમ અતીન્દ્રિય સ્વરૂપનું નિર્વિકલ્પ વેદન કરવું તે જ આનંદ છે, અને તે સ્વરૂપથી બહાર નીકળીને જેટલા સંકલ્પો-વિકલ્પો છે તે દુઃખનું કારણ છે. અંતર્મુખ થઈને જે નિર્વિકલ્પ થાય છે તે જ પરમપદને પામે છે. જે જીવ ચૈતન્ય-સ્વરૂપને ચૂકીને સંકલ્પ વિકલ્પને અપનાવે છે તે પરમપદને પામતો નથી.

સંકલ્પ વિકલ્પરૂપ જેટલા રાગ છે તે બધાય સંસારદુખનું જ કારણ છે. તે રાગથી આત્માને લાભ માનવો તે તો ઝેરની છરી લઈને પોતાના પેટમાં ભોંકીને તેનાથી લાભ માનવા જેવું છે. આત્માનો ચિદાનંદ સ્વભાવ આનંદનું મૂળ છે, ને તે સ્વ-ભાવમાંથી બહાર નીકળીને જે કોઈ શુભ–અશુભવૃત્તિ ઊઠે છે તે બધી આકુળતાજનક છે, સંસારદુઃખનું જ કારણ છે. તેને છોડીને ચિદાનંદતત્ત્વમાં ઠરવાથી જ પરમઆનંદનો અનુભવ થાય છે.

અહો! કેવો સુંદર માર્ગ છે!! પરમ વીતરાગી શાંતનો માર્ગ છે; અરે! સર્વજ્ઞના આવા વીતરાગી શાંતમાર્ગને અજ્ઞાનીઓ વિપરીતરૂપે માની રહ્યા છે. જ્ઞાની–ધર્માત્મા જાણે છે કે અહો! ચૈતન્યસ્વરૂપમાં એકાગ્ર થઈને પરમ વીતરાગી આનંદનું વેદન કરવું તે જ એક અમને પરમ ઈષ્ટ છે, તે જ અમને વહાલું છે, તે જ અમારું પ્રિય પદ છે, તે જ સુંદર છે; એના સિવાય રાગની વૃત્તિ ઊઠે તે દુઃખદાયક છે, તે અમને ઈષ્ટ નથી, તે અમને પ્રિય નથી, તે સુંદર નથી, તે અમને વહાલી નથી. અમે તે રાગની વૃત્તિ છોડીને ચૈતન્યમાં જ લીન રહેવા માંગીએ છીએ.

આ આત્મા પોતે જ્ઞાનસ્વરૂપ છે ને પોતે સ્વયં આનંદ-સ્વરૂપ છે; સંકલ્પ-વિકલ્પોની જાળ ઊઠે તે આકુળતા છે, તે

આત્માનું સ્વરૂપ નથી, તે તો દુઃખનું મૂળ છે. ચૈતન્યસ્વરૂપથી બહાર નીકળીને, બાહ્યવિષયોના જે કાંઈ સંકલ્પ-વિકલ્પ થાય તે બધા હિતકર નથી પણ દુઃખકર છે. તે સંકલ્પ-વિકલ્પનો નાશ કરીને ચૈતન્યસ્વરૂપમાં લીનતા કરવાથી જ ઇષ્ટ એવું પરમપદ પ્રાપ્ત થાય છે–એમ ભગવાને કહ્યું છે. અવ્રત કે વ્રતની વૃત્તિ ઊઠે તે ઇષ્ટ નથી. તેમ જ તેનાથી ઇષ્ટપદની પ્રાપ્તિ થતી નથી, નિર્વિકલ્પ આનંદનું વેદન થાય તે જ આત્માને ઇષ્ટ છે, તેનાથી પરમાત્મા થવાય છે.

ગૂંચવાયા કરે ત્યાં સુધી પરમસુખમય ઇષ્ટપદની પ્રાપ્તિ જીવને થતી નથી; જ્યારે અંતરના સંકલ્પ-વિકલ્પની સમસ્ત જાળ છોડીને પોતે પોતાના ચૈતન્યચમત્કારરૂપ વિજ્ઞાનઘન આત્મામાં લીન થાય છે ત્યારે જ અનંતસુખમય પરમપદની પ્રાપ્તિ થાય છે. ॥ ૮૫ ॥

---

## ૐ જ્ઞાનપરાયણ જીવ પરમાત્મા થાય છે ૐ

*

ચૈતન્યસ્વરૂપ આત્માનું જેને ભાન છે અને સમસ્ત સંકલ્પ-વિકલ્પોની જાળનો નાશ કરવા માટે જે ઉદ્યમી છે એવો જ્ઞાન-પરાયણ જીવ કયા ક્રમથી પરમાત્મા થાય છે તે બતાવે છે—

अव्रती व्रतमादाय व्रती ज्ञानपरायणः ।
परात्मज्ञानसंपन्नः स्वयमेव परो भवेत् ॥ ८६ ॥

અવ્રતી વ્રતને ગ્રહણ કરીને અવ્રતસંબંધી વિકલ્પોનો નાશ કરે, અને પછી જ્ઞાનપરાયણ થઈને એટલે જ્ઞાનમાં લીન થઈને વ્રતસંબંધી વિકલ્પોનો પણ નાશ કરે. આ રીતે જ્ઞાનભાવનામાં લીનતા વડે તે જીવ સ્વયં પરાત્મજ્ઞાનસંપન્ન—ઉત્કૃષ્ટઆત્મજ્ઞાન-સંપન્ન એટલે કે કેવળજ્ઞાનસંપન્ન પરમાત્મા થાય છે.

સૌથી પહેલાં સમ્યગ્દર્શન તો થયું છે ત્યાર પછીની આ વાત છે. જેને સમ્યગ્દર્શન નથી તેને તો અવ્રતનો ત્યાગ હોતો નથી, તેને તો અંશમાત્ર સમાધિ હોતી નથી.

હું વિકલ્પોથી પાર જ્ઞાનાનંદસ્વરૂપ છું—એવું જેને સમ્યક્-જ્ઞાન નથી, તે શેમાં એકાગ્ર થઈને સંકલ્પ-વિકલ્પોને છોડશે? ચૈતન્યસ્વરૂપમાં જેટલી એકાગ્રતા થાય તેટલી જ સમાધિ થાય છે. જુઓ, કેવળી ભગવાનને પરિપૂર્ણ અનંતસુખરૂપ સમાધિ જ છે.

મુનિદશામાં જે વ્રતાદિનો વિકલ્પ ઊઠે છે તેટલી પણ અસમાધિ છે, સમકિતીને જે અવ્રતોનો વિકલ્પ ઊઠે તેમાં વિશેષ અસમાધિ છે; અને મિથ્યાદૃષ્ટિને તો ઘોર અસમાધિ છે. જેટલી અસમાધિ છે તેટલું દુઃખ છે. કેવળી ભગવંતોને પરિપૂર્ણ અનંતસુખ છે; ત્યાર પછી બારમા વગેરે ગુણસ્થાને તેનાથી ઓછું સુખ છે. મુનિઓને જેટલો સંજ્વલન કષાય છે તેટલું પણ દુઃખ છે, ને જેટલી જ્ઞાનપરાયણતા છે તેટલું સુખ છે.

સમકિતીને ચોથા ગુણસ્થાને અવ્રત સંબંધી વિકલ્પો હોવા છતાં, તે શ્રદ્ધાઅપેક્ષાએ તો જ્ઞાનપરાયણ જ છે, વિકલ્પપરાયણ નથી,-વિકલ્પથી લાભ માનતો નથી.

પહેલા અવ્રતનો ત્યાગ કરીને વ્રતી થવાનું કહ્યું, ત્યાં કોઈ એમ માને કે આપણને સમ્યગ્દર્શન ભલે ન હો, પણ પહેલાં અવ્રત છોડીને વ્રત લઈ લેવાં, પછી સમ્યગ્દર્શન થવું હશે તો થશે!-તો એમ માનનાર મિથ્યાદૃષ્ટિને જૈનશાસનની પરિપાટીની ખબર નથી. સમ્યગ્દર્શન વગર કદી વ્રત હોય જ નહિ ને અવ્રત છૂટે જ નહિ. પહેલાં મિથ્યાત્વ છૂટે પછી જ અવ્રત છૂટે ને પછી જ વ્રત છૂટે. મિથ્યાત્વ જ જેને છૂટ્યું નથી તેને અવ્રતાદિનો ત્યાગ થઈ શકે જ નહિ. જેને સમ્યગ્દર્શન જ નથી તે તો બહિરાત્મા છે. અહીં તો તે બહિરાત્મપણું છોડીને જે અંતરાત્મા થયા છે, સમ્યગ્દષ્ટિ થયા છે, તે અંતરાત્મામાંથી પરમાત્મા થવાની આ વાત છે. અંતરાત્મા થયા પછી જ્ઞાનાનંદસ્વરૂપમાં લીન થવાથી જ પરમાત્મદશા થાય છે. પહેલાં જ જેણે મિથ્યાત્વ તો છોડયું છે ને જ્ઞાનાનંદસ્વરૂપ આત્માનું ભાન કર્યું છે એવા સમકિતી પહેલાં અવ્રતને છોડીને અને પછી વ્રતને પણ છોડીને, પોતાના ચિદાનંદસ્વરૂપમાં નિર્વિકલ્પપણે લીન થઈને કેવળજ્ઞાન પ્રગટાવીને પરમાત્મા થાય છે ને સિદ્ધપદ પામે છે.

-આ રીતે જ્ઞાનભાવના જ મોક્ષનું કારણ છે. વ્રતાદિના વિકલ્પો મોક્ષનું કારણ નથી. (૮૬)

---

## દેહાશ્રિત લિંગ કે જાતિ તે મોક્ષનું કારણ નથી

*

જેમ વ્રતાદિના વિકલ્પો મોક્ષનું કારણ નથી તેમ મુનિ-લિંગનો વિકલ્પ પણ મોક્ષનું કારણ નથી–એમ હવે આચાર્યદેવ પ્રતિપાદન કરે છે :—

लिंगं देहाश्रितं दृष्टं देह एवात्मनो भवः ।
न मुच्यते भवात्तस्मात्ते ये लिंगकृताग्रहाः । ८७ ॥

લિંગ દેહાશ્રિત છે, અને દેહમાં આત્મબુદ્ધિ તે જ સંસાર છે. તેથી જેઓ દેહાદિ લિંગમાં કે રાગાદિમાં મમત્વબુદ્ધિ કરે છે તેઓ સંસારથી છૂટતા નથી.

સમયસારમાં આચાર્યદેવ કહે છે કે આત્માને દેહ જ નથી, તો પછી દેહ કે દેહાશ્રિત ભાવો મોક્ષનું કારણ કેમ હોય? પંચ મહાવ્રતાદિ મુનિલિંગને કે અણુવ્રતાદિના શુભરાગરૂપ ગૃહસ્થીલિંગને આત્માનું સ્વરૂપ માનીને અજ્ઞાની તેને મોક્ષમાર્ગ માને છે, પણ તે લિંગ મોક્ષમાર્ગ નથી; કારણ કે અર્હંતદેવો દેહ પ્રત્યે નિર્મમ વર્તતા થકા લિંગને (મહાવ્રતના વિકલ્પને) છોડીને દર્શન-જ્ઞાન-ચારિત્રને જ સેવે છે. ભગવાને તો શુદ્ધજ્ઞાનની ઉપાસના વડે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ મોક્ષમાર્ગ સેવ્યો ને એવો જ મોક્ષમાર્ગ ઉપદેશ્યો. દ્રવ્યલિંગ તો શરીરાશ્રિત હોવાથી પરદ્રવ્ય છે, તેથી તે મોક્ષમાર્ગ નથી; સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર જ મોક્ષમાર્ગ છે, કારણ કે તે આત્માશ્રિત છે. માટે હે ભવ્ય!

બાહ્યલિંગનું મમત્વ છોડીને દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ મોક્ષમાર્ગમાં જ તારા આત્માને જોડ.

'જેને લિંગકૃત આગ્રહ છે તે મોક્ષ પામતો નથી,' –પણ એનો અર્થ એવો નથી કે દિગંબર લિંગ સિવાય બીજા ગમે તે કુલિંગમાં પણ મોક્ષ થઈ જાય. મોક્ષ પામનારને મુનિદશામાં શરીરની દિગંબરદશા જ હોય–એ તો નિયમ છે, –એમ જાણવું તે કાંઈ લિંગકૃત આગ્રહ નથી; પણ અંતરમાં ચૈતન્યતત્ત્વની આરાધના તો જે કરતો નથી અને શરીરની દિગંબરદશા થઈ તેને જ મોક્ષનું કારણ માને છે તે જીવને લિંગકૃત આગ્રહ છે; શરીરસંબંધી વિકલ્પ છોડીને જ્યારે સ્વરૂપમાં ઠરશે ત્યારે જ મુક્તિ થશે. તે વખતે દેહ ભલે દિગંબર જ હોય, પણ તે કાંઈ મોક્ષનું કારણ નહિ થાય, મોક્ષનું કારણ તો સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર જ થશે. માટે અરિહંત ભગવંતોએ દેહનું મમત્વ છોડીને રત્નત્રયની જ મોક્ષમાર્ગપણે ઉપાસના કરી છે; ને તેનો જ ઉપદેશ દીધો છે.

દેહ તો સંસાર છે; અશરીરી સિદ્ધદશા તેની સામે સંસારનો આધાર (નિમિત્ત તરીકે) શરીર છે; જેને શરીરનું મમત્વ છે, –શરીર મને ધર્મનું સાધન થશે–એમ માને છે તે જીવ શરીરથી છૂટી શકતો નથી, એટલે કે સંસારથી છૂટી શકતો નથી, ને અશરીરી સિદ્ધપદ પામતો નથી.

વસ્ત્ર–પાત્ર વગેરે પરિગ્રહસહિત મુનિદશા મનાવે તેને તો મોક્ષમાર્ગના નિમિત્તમાંય ભૂલ છે; અહીં તો કહે છે કે શરીરની નગ્નદશા કે પંચમહાવ્રતસંબંધી શુભ વિકલ્પ (કે જે મોક્ષમાર્ગનાં બાહ્ય લિંગ છે) તેને જે મોક્ષમાર્ગ માને, તેને પણ લિંગનો આગ્રહ છે, શરીરનું મમત્વ છે. જેને શરીરનું મમત્વ છે તે શરીરથી છૂટીને અશરીરીદશા ક્યાંથી પામશે? ભાઈ, આ શરીર જ તારું નથી પછી એમાં તારો મોક્ષમાર્ગ કેવો? દેહને જે

जातिलिंगविकल्पेन येषां च समयाग्रहः ।
तेऽपि न प्राप्नुवन्त्येव परमं पदमात्मनः ॥८९॥

આ ગાથાનો કોઈ એવો ઊલટો અર્થ સમજે કે જાતિ-લિંગના ભેદનો આગ્રહ ન કરવો એટલે કે ગમે તે જાતિમાં ને ગમે તે વેષમાં મોક્ષ માની લેવો, –તો એ અર્થ બરાબર નથી. શાસ્ત્રમાં નિમિત્ત તરીકે જે જાતિ ને લિંગ વગેરે કહ્યાં છે તે જ નિમિત્ત હોય ને વિપરીત ન જ હોય; પણ તે નિમિત્તનો એટલે કે બાહ્ય સાધનનો આગ્રહ ન કરવો, પણ અંતરના ખરા સાધનરૂપ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રને ઓળખીને તેની ઉપાસનામાં તત્પર થવું.

કઈ જાતિમાં ને કયા વેશમાં મોક્ષ હશે એનો નિર્ણય પણ ઘણાને થતો નથી, ને ગમે તેવા કુલિંગમાં પણ મોક્ષ થઈ જવાનું માને છે–તેમને તો સાચા માર્ગની ખબર નથી. મોક્ષનું સાચું સાધન તો રત્નત્રય છે; ને જ્યાં એવા રત્નત્રયરૂપ મોક્ષસાધન હોય ત્યાં બાહ્ય સાધન તરીકે ઉત્તમ જાતિ અને દિગંબર પુરુષ-વેષ જ હોય; એ સિવાય બીજું માને તેને તો મોક્ષના બહારના સાધનનીયે ખબર નથી, તો અંતરંગ સાચું સાધન તો એને હોય જ ક્યાંથી?

મુનિદશામાં પુરુષપણું અને દિગંબર લિંગ જ હોય, બીજું લિંગ ન જ હોય; તથા ક્ષત્રિય, બ્રાહ્મણ કે વૈશ્ય જાતિ જ હોય, શૂદ્ર જાતિ ન હોય—એમ આગમમાં કહ્યું છે, તે તો યથાર્થ જ છે, યથાર્થ નિમિત્ત કેવું હોય તે ત્યાં બતાવ્યું છે. – પરંતુ આગમના તે કથનથી કોઈ અજ્ઞાની એમ માને કે 'આ લિંગ અને આ જાતિથી જ હવે મુક્તિ થઈ જશે' તો તેને આગમની ઓથે જાતિ અને લિંગનો જ આગ્રહ છે, તે પણ મુક્તિ પામતા નથી. આ જાતિ અને આ લિંગમાં જ મોક્ષ થાય એમ કહીને

શાસ્ત્રોએ તો યથાર્થ નિમિત્ત બતાવ્યું છે, પણ કાંઈ તે જાતિ કે લિંગને જ મોક્ષનું કારણ કહેવાનો શાસ્ત્રનો આશય નથી; છતાં તેને જ જેઓ મોક્ષનું કારણ માને છે તેઓ સંસારમાં જ રખડે છે. મોક્ષનું કારણ તો આત્માના શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્ર જ છે; જેઓ દેહદૃષ્ટિ છોડીને એવા રત્નત્રયને આરાધે છે તેઓ જ દેહાતીત મુક્તિને પામે છે. (૮૯)



## અજ્ઞાનીનો ધ્યેય વગરનો ત્યાગ.
## ભેદજ્ઞાન વગર રાગ-દ્વેષનું જ સેવન

*

શરીરની જાત કે લિંગ તે મોક્ષનું કારણ નથી-એમ સમજીને શરીરનું મમત્વ છોડવું, ને પરમપદમાં પ્રીતિ જોડવી તે તાત્પર્ય છે. જે દેહનું મમત્વ છોડવા માટે, અને જે પરમાત્મ-સ્વરૂપને પ્રાપ્ત કરવા માટે ભોગોથી નિવૃત્તિનો ઉપદેશ છે, તેને જાણ્યા વગર એટલે કે દેહથી ભિન્ન ચિદાનંદસ્વરૂપ આત્માને જાણ્યા વગર, ભોગાદિને છોડીને પણ અજ્ઞાની જીવ મોહને લીધે તે શરીરમાં જ અનુરાગ કરવા લાગે છે ને બીજા ઉપર એટલે કે પરમાત્મસ્વરૂપ ઉપર દ્વેષ કરે છે.—જેનો ત્યાગ કરવાનો છે તેની તો પ્રીતિ કરે છે ને જેની પ્રાપ્તિ કરવાની છે તેના પર દ્વેષ કરે છે.—એમ હવેની ગાથામાં કહે છે :—

यत्त्यागाय निवर्तन्ते भोगेभ्यो यदवाप्तये ।
प्रीतिं तत्रैव कुर्वन्ति द्वेषमन्यत्र मोहिनः ॥९०॥

આંખવડે માર્ગ દેખે છે, ને આંધળો ચાલે છે. ચાલવાની તાકાત લંગડામાં નથી ને દેખવાની તાકાત આંધળામાં નથી. દેખવાની ક્રિયા તો લંગડાની છે ને ચાલવાની ક્રિયા આંધળાની છે–આવા આંધળા અને લંગડા વચ્ચેના અંતરની ખબર નથી તે માણસ લંગડાની દૃષ્ટિનો આંધળામાં આરોપ કરીને એમ માને છે કે આ લંગડો જ માર્ગ દેખીને ચાલે છે.–તેનો આ આરોપ મિથ્યા છે, તેને ખબર નથી કે માર્ગ દેખનારો તો ઉપર જુદો બેઠો છે. એ જ પ્રમાણે આ શરીર તો જ્ઞાન વગરનું આંધળું–જડ છે, ને આત્મા દેખતો છે પણ તે શરીરની ક્રિયા કરવા માટે પાંગળો છે. શરીર હાલે–ચાલે તેને આત્મા જાણે છે, તે જાણવાની ક્રિયા આત્માની છે; ને શરીરાદિ ચાલવાની ક્રિયા તો જડની છે.–પણ જેને જડ–ચેતનના અંતરની ખબર નથી, આત્મા અને શરીરની ભિન્નતાનું ભાન નથી એવો અજ્ઞાની જીવ આત્માના જ્ઞાનનો શરીરમાં આરોપ કરીને એમ માને છે કે આ શરીર જ જાણે છે –આંખથી જ બધું દેખાય છે, એટલે શરીર તે જ આત્મા છે.– પણ તેનો આ આરોપ મિથ્યા છે; તેને ખબર નથી કે જાણનારો તો શરીરથી જુદો છે, શરીર કાંઈ નથી જાણતું, જાણવાની ક્રિયા તો આત્માની છે.

વળી તે અજ્ઞાની જીવ એમ માને છે કે શરીર હાલે–ચાલે –બોલે તે બધી મારી ક્રિયા છે, હું જ તે ક્રિયા કરું છું. પણ શરીર હાલે–ચાલે–બોલે તે તો જડની ક્રિયા છે, તે જડ–આંધળું તેના પગથી (–તેની પર્યાયથી) હાલે–ચાલે–બોલે છે, તે ક્રિયા આત્માથી થઈ નથી; આત્માએ તો તેને જાણવાની ક્રિયા કરી છે. આ રીતે જડ–ચેતનની ભિન્ન ભિન્ન ક્રિયાઓ છે. જડ–ચેતનની ક્રિયાનો આવો ભેદ–તફાવત–જુદાઈ નહિ જાણનાર અજ્ઞાની જીવ તે બંનેને એકપણે માનીને સંસારમાં પરિભ્રમણ કરે છે.

જુઓ, ગ્રંથની શરૂઆતમાં કહ્યું હતું કે જેને પરમસુખની

અભિલાષા છે એવા જીવોને માટે હું ભિન્ન આત્માનું સ્વરૂપ કહીશ. એટલે મોક્ષાર્થી જીવોને માટે આ ભેદજ્ઞાનની વાત ચાલે છે. જડ-ચેતનની ભિન્નતાનું જ્ઞાન થતાં જીવને સુખ થાય છે.

આત્મા જ્ઞાનસ્વરૂપ છે; તેની ક્રિયા તો જાણવારૂપ જ છે. અને શરીર જડસ્વરૂપ છે-તે સ્વયં હાલવા-ચાલવાની ક્રિયાવાળું છે, પણ તેનામાં દેખવાની ક્રિયા નથી. આત્મા અને શરીર બંને પદાર્થો ભિન્ન ભિન્ન છે, બંનેની ક્રિયાઓ પણ ભિન્ન ભિન્ન છે. શરીર ઊંચું-નીચું થાય-વ્યવસ્થિત પગ ઊપડે, ભાષા બોલાય તે બધી જડની ક્રિયા છે, જડ આંધળા સ્વયં ચાલે છે, ને ત્યાં તે-તે ક્રિયાનું જે જ્ઞાન થાય છે તે જ્ઞાન આત્માની ક્રિયા છે. પણ અજ્ઞાની કહે છે કે 'મેં શરીરની ક્રિયા કરી; હું બોલ્યો, મેં જાળવીને પગ મૂક્યો.'-એવી ભ્રમણાને લીધે તે અજ્ઞાની શરીરાદિ બાહ્યપદાર્થોમાં જ ઉપયોગની એકતા કરે છે, પણ શરીરથી ભિન્ન આત્મામાં ઉપયોગને જોડતો નથી. તેને અહીં સમજાવે છે કે અરે મૂઢ! જડ અને ચેતનની ક્રિયાઓ ભિન્નભિન્ન છે; તારી ક્રિયા તો જાણવારૂપ છે, શરીરની ક્રિયાઓ તારી નથી. માટે શરીરાદિ જડ સાથેનો સંબંધ તોડ ને ચૈતન્યસ્વભાવ સાથે સંબંધ જોડ!

જડ-ચેતનના ભેદજ્ઞાન માટે અહીં આંધળા અને લંગડાનું સરસ દૃષ્ટાંત આપ્યું છે. આંધળામાં હાલવા-ચાલવાની તાકાત છે પણ માર્ગ દેખવાની તાકાત નથી; તેના ખભા ઉપર લંગડો બેઠો છે, તેનામાં જાણવાની તાકાત છે પણ દેહને ચલાવવાની તાકાત નથી. આંધળો ચાલે છે ને લંગડો દેખે છે. ત્યાં ચાલવાની ક્રિયા કોની છે?—આંધળાની છે. દેખવાની ક્રિયા કોની છે? લંગડાની છે. એ રીતે બંનેની ક્રિયા ભિન્નભિન્ન છે. તેમ શરીર જડ આંધળું છે, તેનામાં સ્વયં હાલવા-ચાલવાની તાકાત છે, પણ જાણવા-દેખવાની તાકાત તેનામાં નથી. તેની સાથે એકક્ષેત્રે આત્મા

રહેલો છે, તેનામાં જાણવા-દેખવાની તાકાત છે પણ શરીરને ચલાવવાની તાકાત તેનામાં નથી. શરીર તેના સ્વભાવથી જ હાલે-ચાલે છે, તે જડની ક્રિયા છે, ને તેને જાણે છે તે આત્માની ક્રિયા છે.-આમ જડ-ચેતન બંનેની ભિન્નભિન્ન ક્રિયાઓ છે. આવી ભિન્નતાને જે જાણે તેને શરીરથી ઉપેક્ષા થઈને આત્મસમાધિ થાય છે.

**પ્રશ્ન** :—આંધળાને તો કાંઈ ખબર નથી, એટલે લંગડો જ તેને માર્ગ બતાવીને હલાવે-ચલાવે છે; તેમ શરીર તો જડ છે, તેને કાંઈ ખબર નથી, આત્મા જ તેની ક્રિયાઓ કરે છે!

**ઉત્તર** :—અરે ભાઈ! એમ નથી. આંધળો તેના પગથી ચાલે છે, કાંઈ લંગડો તેને નથી ચલાવતો. તેમ શરીર અને આત્માનો સંયોગ હોવા છતાં, શરીર તેની પોતાની શક્તિથી ચાલે છે, તેનામાં જ્ઞાન ન હોવા છતાં તે સ્વયં પોતાની શક્તિથી જ હાલેચાલે છે, આત્મા તેને નથી હલાવતો. આત્મા શરીરની ક્રિયા કરે છે-એમ અજ્ઞાનથી જ પ્રતિભાસે છે; તેમ જ શરીરની આંખ વડે આત્મા દેખે છે-એમ પણ અજ્ઞાનથી જ પ્રતિભાસે છે. હું તો જ્ઞાન છું ને શરીર તો જડ છે, હું તો જાણનાર છું ને શરીર આંધળું છે, હું તો અરૂપી છું ને શરીર રૂપી છે, -બંનેની ક્રિયાઓ અત્યંત ભિન્ન છે-એવું ભેદજ્ઞાન અજ્ઞાની જીવ કરતો નથી, ને ભેદજ્ઞાન વિના જગતમાં કોઈ શરણભૂત નથી, ક્યાંય શાંતિ કે સમાધિ નથી. અજ્ઞાની જીવ દેહથી ભિન્ન આત્માના ભાન વિના અનાદિથી જડનો દાસ થઈને રહ્યો છે, દેહ અને આત્માનો સંયોગ દેખીને એકતાનો ભ્રમ અજ્ઞાનીને થઈ ગયો છે, ને તેથી તે સંસારમાં રખડે છે. સંયોગ હોવા છતાં બંનેની ક્રિયાઓ જુદી જ છે-એમ જો ભિન્નતા ઓળખે તો દેહબુદ્ધિ છોડે ને આત્મામાં એકાગ્રતા કરે.-એ રીતે આત્મામાં એકાગ્રતાથી સમાધિ થાય, શાંતિ થાય ને ભવભ્રમણ છૂટે. (૯૧)

## 卐 જ્ઞાનીને દેહ અને આત્માનું ભેદજ્ઞાન 卐

*

દેહ અને આત્માનો સંયોગ દેખીને અજ્ઞાની તે બંનેની ક્રિયાઓ એકબીજામાં ભેળવી દે છે, બંનેનાં ભિન્ન લક્ષણોને જાણતો નથી ને બંનેની ભિન્ન ક્રિયાઓ ઓળખતો નથી-એ વાત ૯૧ મી ગાથામાં કરી. હવે ૯૨ મી ગાથામાં કહે છે કે-દેહ અને આત્માનો સંયોગ હોવા છતાં, ભેદજ્ઞાની અંતરાત્મા તેમને ભિન્ન ભિન્ન સમજે છે ને એક બીજામાં ભેળવતો નથી—

दृष्टभेदो यथा दृष्टिं पंगोरन्धे न योजयेत् ।
तथा न योजयेत् देहे दृष्टात्मा दृष्टिमात्मनः ॥९२॥

જેણે દૃષ્ટિવંત પંગુ અને દૃષ્ટિહીન અંધ એ બંને વચ્ચે ભેદ જાણ્યો છે એટલે કે દેખવાનું કામ તો પંગુનું છે ને ચાલવાનું કામ અંધનું છે એમ ભિન્નતા જાણે છે તે જીવ પંગુની દૃષ્ટિને અંધમાં આરોપતો નથી; તેમ જેણે ચેતનવંત એવો જીવ અને ચેતનહીન એવું જડ-શરીર, એ બંને વચ્ચે ભેદ જાણ્યો છે, જાણવાનું કાર્ય તો જીવ કરે છે, ને શરીરની ચેષ્ટાઓ તો જડની છે-એમ બંનેનું ભિન્ન-ભિન્ન સ્વરૂપ જેણે જાણ્યું છે તે ચેતનના ભાવને જડમાં ખતવતો નથી, આત્માને દેહની ક્રિયામાં જોડતો નથી એટલે કે દેહની ક્રિયા આત્મા કરે છે-એમ તે દેખતો નથી, પણ દેહ અને આત્મા બંનેની ક્રિયાને ભિન્ન ભિન્ન જ દેખે છે.-આવી ભિન્નતા દેખનાર અંતરાત્મા છે.

જુઓ, ઇંદ્રિયોમાં કાંઈ જાણવાની તાકાત નથી. કોઈને જાતિસ્મરણ થતાં પૂર્વના અનેક ભવો દેખાય,-તે શું આંખથી દેખાય છે? જ્ઞાનથી જ તે દેખાય છે. અવધિજ્ઞાનીને અહીં બેઠા બેઠા સ્વર્ગ-નરક સાક્ષાત્ દેખાય, તે શું આંખની તાકાત છે?

-નહિ, જ્ઞાનની જ જાણવાની તાકાત છે. આંખ તો એકકોર બહાર રહી જાય છે. સર્વજ્ઞ પરમાત્મા આંખના અવલંબન વગર આત્મામાં જ એકાગ્રતાથી આખા જગતને સાક્ષાત્ દેખે છે-જાણે છે. જાણવું તે ઇન્દ્રિયોની ક્રિયા નથી, જાણવું તે તો જ્ઞાનની ક્રિયા છે,-એમ ધર્મી બંનેને ભિન્ન ભિન્ન ઓળખે છે.

દેહ અને આત્મા સંયોગમાં રહ્યા ત્યાં અજ્ઞાનીને એમ થાય છે કે દેહનાં કામ જાણે આત્મા જ કરે છે; અથવા આ આંખ વગેરે જડ ઇન્દ્રિયો જાણવાનું કામ કરે છે. પણ જડ અને ચેતનની ભિન્ન-ભિન્ન ક્રિયાને તે ઓળખતો નથી. ભાઈ, જાણવાનું કામ કાંઈ આ આંખ નથી કરતી. જાણવાનું કામ તો અંદર જ્ઞાનસ્વરૂપ આત્મા છે તે કરે છે. ધર્મી અંતરાત્મા જાણે છે કે જ્ઞાતાદૃષ્ટા તો હું છું, મારો જ્ઞાન-દર્શનસ્વભાવ આ દેહમાં નથી, દેહથી તો હું તદ્દન જુદો છું. પોતાના જ્ઞાનસ્વરૂપ આત્માને શરીરાદિ પદાર્થોથી અત્યંત ભિન્ન તે અનુભવે છે.




ભાઈ, શરીર ને આત્મા તો અત્યંત ભિન્ન છે; સંયોગે રહ્યા હોવા છતાં બંનેના સ્વભાવ વચ્ચે અત્યંત અભાવરૂપી મોટો પર્વત ઊભો છે; એકબીજાનો અંશ પણ એકબીજામાં ભેળસેળ

થતો નથી. એક રૂપી, બીજો અરૂપી; એક જડ, બીજો ચેતન; એમ બંનેના સ્વભાવની તદ્દન ભિન્નતાને જ્ઞાની જાણે છે. જ્યાં પોતાના જ્ઞાનમાં રાગના અંશનેય નથી ભેળવતા ત્યાં જડને તો પોતામાં જ્ઞાની કેમ માને ? દેહથી ને રાગથી પોતાના આત્માને અત્યંત જુદો અનુભવે છે.

જાણવારૂપ ક્રિયા તો મારી છે, ને આ શરીરની ક્રિયાઓ મારી નથી પણ જડની છે–આમ જાણનાર ભેદજ્ઞાની ધર્માત્માને શરીરાદિમાં પોતાપણાની કલ્પના કદી થતી નથી. ચેતનાગુણ તો આત્માનો છે, તે કાંઈ શરીરનો નથી, શરીર તો ચેતનારહિત જડ છે,–એવું જાણનાર જ્ઞાની પોતાની જ્ઞાનક્રિયાને શરીરમાં નથી જોડતા, આ ઇન્દ્રિયો વડે હું જાણું છું–એમ નથી માનતા, તેમજ શરીરની ક્રિયાઓ મારાથી થાય છે–એમ પણ કદી માનતા નથી. શરીરને અને આત્માને ભિન્નભિન્ન જાણીને આત્મામાં જ જ્ઞાનને જોડે છે–તેમાં જ એકતા કરે છે.

આત્મા જાણનાર અંદર બેઠો છે માટે આત્માને લીધે દેહાદિની હાલવા–ચાલવા–બોલવાની ક્રિયાઓ વ્યવસ્થિત થાય છે–એમ નથી. આત્મા જાણનાર–દેખનાર છે તે શરીરાદિની ક્રિયાનો પણ જાણનાર જ છે, પણ તેની ક્રિયાનો કરનાર આત્મા નથી.

**પ્રશ્ન :**— આત્મા ન હોય ત્યારે કેમ શરીરની ક્રિયા થતી નથી ?

**ઉત્તર :**— આત્મા ન હોય ત્યારે શરીર સ્થિર રહેલું છે તે પણ તેની એક ક્રિયા જ છે; તે સડે છે, ફૂલી જાય છે–તે પણ પુદ્‌ગલની ક્રિયા છે; તે વખતે પણ તેનામાં અનંતા રજકણો ક્ષણે ક્ષણે આવે છે ને જાય છે. જેમ ચાલવું તે એક ક્રિયા છે તેમ સ્થિર રહેવું તે પણ એક ક્રિયા છે. આત્મા હોય ત્યારે પણ શરીરની ક્રિયા શરીરથી થાય છે, ને આત્મા ન હોય ત્યારે પણ

શરીરની ક્રિયા શરીરથી જ થાય છે. આત્મા તો જ્ઞાનક્રિયાનો જ કરનાર છે. આત્મા હોય ને ભાષા બોલાય, ત્યાં ખરેખર આત્મા તે ભાષાનો જાણનાર જ છે, પણ અજ્ઞાની ભ્રમથી એમ માને છે કે "હું ભાષા બોલ્યો." જ્ઞાની પોતાની જ્ઞાનક્રિયા સિવાય દેહાદિની કોઈ ક્રિયાને પોતાની માનતા નથી; તે તો જ્ઞાનસ્વભાવને જ પોતાનો જાણીને તેમાં જ એકાગ્રતા કરે છે. (૯૨)



અજ્ઞાની જાગતો હોય છતાં વિભ્રમમાં છે.
જ્ઞાની ઊંઘતા હોય ત્યારેય મોક્ષમાર્ગે છે.



અજ્ઞાની બહિરાત્માની બધી અવસ્થાઓ ભ્રમરૂપ છે, ને જ્ઞાની અંતરાત્મા સર્વ અવસ્થાઓમાં ભ્રાંતિરહિત જ છે, –એમ હવે કહે છે.—

सुप्तोन्मत्ताद्यवस्थैव विभ्रमोऽनात्मदर्शिनाम् ।
विभ्रमोऽक्षीणदोषस्य सर्वावस्थाऽऽत्मदर्शिनः ॥९३॥

विदिताशेपशास्त्रोपि न जाग्रदपि मुच्यते ।
देहात्मदृष्टिः ज्ञातात्मा सुप्तोन्मत्तोपि मुच्यते ॥९४॥

બહિરાત્માને એમ લાગે છે કે સુપ્ત કે ઉન્મત્ત અવસ્થા તે જ ભ્રમરૂપ છે, જાગૃતદશા વખતે તેને ભ્રમ લાગતો નથી; પણ જ્ઞાની તો જાણે છે કે જે બહિરાત્મા છે તેની બધી જ અવસ્થા ભ્રમરૂપ છે; તે ભલે ભણેલો-ગણેલો ને ડાહ્યો હોય, જાગતો હોય, તોપણ પોતાને દેહાદિરૂપ માનતો હોવાથી તે ભ્રમમાં

જ પડેલો છે, મોહથી તે ઉન્મત્ત જ છે. જગત કહે છે કે ડાહ્યો છે, જ્ઞાની કહે છે કે તે ગાંડો છે. હું ચૈતન્ય છું એવું જેને ભાન નથી ને દેહને જ પોતાનો માની રહ્યા છે તે ગાંડા જ છે.

અને તેથી ઊલટું લઈએ તો, જ્ઞાની ધર્માત્માની બધી અવસ્થાઓ ભ્રમરહિત જ છે. કદાચિત ઉન્મત્ત જેવા દેખાય કે ઊંઘમાં હોય તોપણ તે વખતેય જ્ઞાનીની દશા ભ્રમરૂપ નથી, પણ ચૈતન્યસ્વરૂપમાં તે જાગૃત જ છે, દેહાદિમાં પોતાપણાનો ભ્રમ તેને થતો નથી. જુઓ, સીતાનું હરણ થતાં તેના વિયોગમાં રામચંદ્રને મૂર્છા આવી જાય છે, ને ઝાડને તથા પર્વતને પણ પૂછે છે કે ક્યાંય જાનકીને દેખી?–તો શું તે વખતે ગાંડા છે? કે ભ્રમવાળા છે?–ના; તે વખતેય જ્ઞાની છે, અંતરમાં તે વખતેય નિઃશંક ભાન વર્તે છે કે અમે તો ચૈતન્યસ્વરૂપ આત્મા છીએ, સીતા કે સીતા પ્રત્યેનો રાગ તે અમે નથી. આ રીતે જ્ઞાની સર્વ અવસ્થાઓમાં ભ્રાંતિરહિત છે, આત્મા સંબંધી ભ્રાંતિ તેમને થતી નથી. ને અજ્ઞાની, કદાચિત્ સ્ત્રી વગેરે મરવા છતાં રુએ નહિ તોપણ તે ઉન્મત્ત અને ભ્રાન્ત છે. સત્–અસત્‌ને જુદા જાણ્યા વગર એટલે કે સ્વ–પરને જુદા જાણ્યા વગર, અજ્ઞાનપણે પોતાને ફાવે તેમ બંનેને એકમેક માને છે, એવા અજ્ઞાનીનું બધું જ્ઞાન ને બધી ચેષ્ટાઓ ઉન્મત્તવત્ છે તેથી મિથ્યા છે,–એમ મોક્ષશાસ્ત્રમાં ઉમાસ્વામીએ કહ્યું છે.

હોય, સ્રીના વિયોગથી મૂર્છિત થઈ જાય—ત્યાં અજ્ઞાનીને એમ લાગે છે કે આની દશા ભ્રમરૂપ છે;—પણ ના, તે મૂર્છાદિ વખતે જ્ઞાની ચિદાનંદસ્વરૂપમાં ભ્રાંતિરહિત જાગૃત જ છે. જ્ઞાનીની અંતઃ દશાને અજ્ઞાની ઓળખતો નથી. અંતરાત્મા અને બહિરાત્માની ઓળખાણ બાહ્યદૃષ્ટિથી થતી નથી. કોઈ અજ્ઞાની રોગાદિ પ્રતિકૂળતા આવે છતાં ઉંકારો પણ ન કરે, ત્યાં બાહ્યદૃષ્ટિને તો એમ લાગે કે આ મોટો જ્ઞાની છે!—પણ જ્ઞાની કહે છે કે તેની ચેષ્ટા ઉન્મત્ત જેવી છે. અને જ્ઞાનીને રોગાદિ પ્રસંગે કદાચ વેદનાની ભીંસ લાગે ત્યાં બાહ્યદૃષ્ટિ જીવોને એમ લાગે છે કે આ અજ્ઞાની હશે! પણ તે વેદનાની ભીંસ વખતે (—મોઢામાંથી ઉંકારા થતા હોય તે વખતેય) અંતરમાં જ્ઞાનસ્વભાવ ઉપર જ જ્ઞાનીની મીટ છે,—જ્ઞાનસ્વરૂપમાં તે નિર્ભ્રાંત છે; તે દશાને અજ્ઞાની ઓળખી શકતા નથી.

જુઓ, પં. બનારસીદાસજી જ્યારે છેલ્લી સ્થિતિમાં હતા, મરણની તૈયારી હતી ત્યારે ભાષા બંધ થઈ ગઈ હતી, પણ હજી પ્રાણ છૂટતા ન હતા, ત્યારે આસપાસ ઊભેલા લોકોને એમ લાગ્યું કે આનો જીવ ક્યાંક મમતામાં રોકાણો છે, તેથી દેહ છૂટતો નથી. પરંતુ પંડિતજી તો અન્તકાળ નજીક સમજીને પોતાની ભાવનામાં હતા. લોકોની મૂર્ખતા દેખીને તેનું નિરાકરણ કરવા માટે તેમણે ઇશારાથી પાટી-પેન મંગાવ્યાં અને તેમાં લખ્યું કે—

ज्ञानकुतक्का हाथ मारी अरि मोहना,
प्रगटचो रूप स्वरुप अनंत सु सोहना।
यह पर्यायका अन्त सत्यकर मानना,
चले बनारसीदास फेर नहीं आवना॥

ભેદજ્ઞાનરૂપી કટાર હાથમાં લઈને અમે મોહશત્રુને હણી નાંખ્યો છે, અનંત સુખથી શોભતું અમારું નિજસ્વરૂપ અમને પ્રગટ્યું છે; હવે આ શરીરપર્યાયનો એટલે કે ભવભ્રમણનો અન્ત

અંત આવવાનો છે; બનારસીદાસ આ દેહ છોડીને જાય છે તે હવે ફરીને આવા અજ્ઞાનમય સંસારમાં નહીં આવે.

જુઓ, આ જ્ઞાનીની જાગૃતદશા! બાહ્યથી જોનારને એમ લાગે કે આ મુર્છાયેલા છે; પણ અંદર એમનું જ્ઞાન જાગૃત છે તેને અજ્ઞાની જાણતો નથી. ને અજ્ઞાની બહારથી મોટીમોટી વાતો કરતો હોય, રોગ વખતે ધીરજ રાખતો હોય, છતાં અંતરમાં ભિન્ન ચૈતન્યના વેદન વગર, રાગમાં જ જ્ઞાનને જોડીને મુર્છાયેલો છે.

આ રીતે જ્ઞાની અને અજ્ઞાનીની અંતર્દશાનો મોટો ફેર છે, બહારથી તેનું માપ નથી. ચિદાનંદસ્વરૂપની દૃષ્ટિમાં જ્ઞાની સદાય સર્વ પ્રસંગે નિઃશંક વર્તે છે; ઈંદ્રિયો સુષુપ્ત હોય ત્યારે પણ તેની ચેતના જાગૃત છે; ઊંઘ વખતેય તે આરાધક છે; ને અજ્ઞાની પ્રાણી બહિરાત્મદૃષ્ટિથી શરીરાદિની અવસ્થાને પોતાની માનીને સદાય ભ્રમરૂપ જ વર્તે છે; જાગતો હોય તોપણ તે મોહનિદ્રામાં સૂતેલો છે, વિરાધક છે. અંતરમાં જે દૃષ્ટિ પડી છે તે સર્વ અવસ્થામાં પોતાનું કાર્ય કર્યા જ કરે છે.

રાગ ઉપર અને દેહ ઉપર જ જેની દૃષ્ટિ છે એવા અજ્ઞાનીની સર્વ અવસ્થાઓ ભ્રમરૂપ છે; ભલે તે જાગતો હોય કે શાસ્ત્રો ભણતો હોય, તોપણ દેહાદિને આત્મા માનનારો તે જીવ અબુધ છે, ઊંઘતો જ છે, મૂર્ખ જ છે. અને આત્માને દેહથી ભિન્ન જાણનાર જ્ઞાની ઊંઘ વખતે કે મૂર્છા વખતે પણ પ્રબુદ્ધ છે, સ્વરૂપમાં જાગૃત છે, વિવેકી છે.

અહીં કોઈ બહિરાત્મા કહે છે કે બાલવૃદ્ધ વગેરે શરીરની અવસ્થારૂપે આત્માને માનનાર અજ્ઞાની પણ શાસ્ત્રો ભણીને અને નિદ્રારહિત થઈને મુક્તિ પામી જશે!–તો આચાર્યદેવ તેના ઉત્તરમાં કહે છે કે ભલે ઘણાં શાસ્ત્રો ભણ્યો હોય અને જાગતો

હોય, તોપણ દેહ તે જ આત્મા-એવી જેની દૃષ્ટિ છે તે જીવ મુક્તિ પામતો નથી; જાગતો હોવા છતાં અને શાસ્ત્રો ભણવા છતાં તે બંધાય જ છે. શાસ્ત્રો ભણવાનો સાર તો દેહાદિથી ભિન્ન જ્ઞાનસ્વરૂપ આત્માને જાણવો-તે હતો, તે તો અજ્ઞાની જાણતો નથી એટલે ખરેખર તે શાસ્ત્ર ભણ્યો જ નથી, શાસ્ત્રોનો જે આશય હતો તેને તો તે સમજ્યો નથી. અને જેણે દેહાદિથી ભિન્ન જ્ઞાનાનંદસ્વરૂપ આત્માને જાણ્યો છે એવા જ્ઞાની ઊંઘ વખતે પણ છૂટતા જ જાય છે; ઊંઘ વખતેય જ્ઞાનમાં જ એકતાપણે પરિણમે છે, રાગાદિમાં એકતાપણે પરિણમતા નથી તેથી ક્ષણેક્ષણે તેને છુટકારો જ થતો જાય છે; બહારથી સુપ્ત અને ઉન્મત્ત જેવી અવસ્થા હોય તે વખતે પણ ભેદજ્ઞાનના બળે તેને વિશિષ્ટ કર્મનિર્જરા થયા જ કરે છે. જુઓ, અજ્ઞાની સર્વ અવસ્થાઓમાં બંધાય જ છે, ને જ્ઞાની સર્વ અવસ્થાઓમાં મુકાય જ છે. ભલે શાસ્ત્રોના શબ્દો વાંચતાં ન આવડતું હોય પણ દેહાદિથી ભિન્ન જ્ઞાનાનંદસ્વરૂપ આત્માને જેણે જાણ્યો તેણે સર્વે શાસ્ત્રોનું રહસ્ય જાણી લીધું છે.

'અજ્ઞાની ઊંઘતા સારા ને જ્ઞાની જાગતા સારા, કેમકે અજ્ઞાની ઊંઘતો હોય તો ઊંઘમાં પાપ તો ન કરે!'-એમ કેટલાક જીવો કહે છે. પણ અહીં તો આચાર્યદેવ કહે છે કે અરે ભાઈ! દેહમાં આત્મબુદ્ધિને લીધે અજ્ઞાની જીવ ઊંઘ વખતેય મિથ્યાત્વનું મહાપાપ બાંધી જ રહ્યો છે. અજ્ઞાનીને જાગતો હોય ત્યારે પાપ બંધાય ને ઊંઘ વખતે તેને પાપ ન થાય-એ તારી ભ્રમણા છે. એ જ પ્રમાણે જ્ઞાનીને જાગૃતદશામાં ધર્મ રહે ને ઊંઘ વખતે ભાન ચાલ્યું જાય-એમ નથી, ઊંઘ વખતેય જ્ઞાનીને આત્મભાન વર્તી જ રહ્યું છે. ઊંઘદશા હોય કે જાગૃતદશા હો, વિવેકી દશા હો કે ઉન્મત્ત જેવી દશા હોય, તોપણ જ્ઞાનીને બધી અવસ્થામાં આત્મજ્ઞાન વર્તે જ છે, ને અજ્ઞાનીને બધી

અવસ્થામાં અજ્ઞાન જ વર્તી રહ્યું છે. જેમાં જેને હિતબુદ્ધિ હોય છે તેમાં જ તેનાં શ્રદ્ધા-જ્ઞાન વર્તે છે. જ્ઞાનીને આત્મામાં જ હિતબુદ્ધિ છે તેથી ઊંઘ વખતે પણ તેને આત્માનાં શ્રદ્ધા જ્ઞાન વર્તે છે. અને અજ્ઞાનીને દેહાદિ બાહ્યવિષયોમાં સુખબુદ્ધિ છે તેથી તેને સદાય દેહાદિમાં જ શ્રદ્ધા-જ્ઞાન-લીનતા વર્તે છે. જ્ઞાનીને જ્ઞાનસ્વરૂપ આત્માનું ભાન ક્ષણેક્ષણે વર્તી રહ્યું છે તે જ તેની મુક્તિની નિશાની છે. આ રીતે ભેદજ્ઞાન કરીને નિર્વિકલ્પ પ્રતીતિ અને અનુભવની દઢતા કરવી તે જ મોક્ષનો સર્વોપરી મુખ્ય ઉપાય છે, ને તે જ ઉપાદેય છે.

પ્રશ્ન:—ભેદજ્ઞાનનો અભ્યાસ ક્યાં સુધી કરવો ?

ઉત્તર:—જ્ઞાનાનંદ સ્વરૂપમાં અંતર્મુખ થઈને નિર્વિકલ્પ અનુભવ થાય ત્યાં સુધી ભેદજ્ઞાનનો પ્રયત્ન કર્યા જ કરવો. ને ભેદજ્ઞાન પછી પણ કેવળજ્ઞાન થાય ત્યાં સુધી તે જ્ઞાનાનંદસ્વરૂપમાં લીનતાનો વારંવાર પ્રયત્ન કર્યા જ કરવો. આ રીતે આત્માના જ્ઞાનાનંદ સ્વરૂપને જાણીને તેમાં લીનતા કરવી તે જ મોક્ષનો શ્રેષ્ઠ ઉપાય છે,-તે એક જ ઉપાય છે ને બીજો કોઈ ઉપાય નથી. હું જ્ઞાનસ્વરૂપી આત્મા છું-એમ નિર્ણય કરીને તેનું જ અવધાન કરવું, તેને જ ધ્યાનમાં ધારવો. એ રીતે જ્ઞાનસ્વરૂપ આત્માની શ્રદ્ધા કરીને તેમાં લીનતા કરતાં મુક્તિ થાય છે. (૯૩-૯૪)

જ્યાં સુખબુદ્ધિ છે ત્યાં જ પરિણામ ઠરે છે.
જ્યાં સુખબુદ્ધિ નથી ત્યાં વિરક્ત રહે છે.

*

સુપ્ત વગેરે અવસ્થામાં પણ જ્ઞાનીને સ્વરૂપનું સંવેદન કેમ રહ્યા કરે છે ? અને બીજે ક્યાંય તેના પરિણામ કેમ લીન થતાં નથી ?' તે વાત બે શ્લોકમાં સમજાવે છે—

यत्रैव हितधीः पुंसः श्रद्धा तत्रैव जायते।
यत्रैव जायते श्रद्धा चित्तं तत्रैव लीयते ॥ ९५ ॥

यत्रैवाहितधीः पुंसः श्रद्धा तस्मान्निवर्तते।
यस्मान्निवर्तते श्रद्धा कुतश्चित्तस्य तल्लयः ॥ ९६ ॥

"આમાં જ મારું હિત છે"–એમ જે વિષયમાં જીવને હિતબુદ્ધિ થાય છે તેમાં જ તેને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, અને જે વિષયમાં શ્રદ્ધા થાય છે તેમાં જ તેના ચિત્તની લીનતા થાય છે. ધર્માત્માને પોતાના આત્મસ્વરૂપમાં જ હિતબુદ્ધિ હોવાથી તેને ઊંઘ વગેરે દશા વખતે પણ તેની શ્રદ્ધા વર્ત્યા જ કરે છે. અને અજ્ઞાનીને બાહ્ય વિષયોમાં હિતબુદ્ધિ હોવાથી તેને બાહ્ય વિષયોમાં જ શ્રદ્ધા અને લીનતા વર્તે છે. આ રીતે જ્યાં રુચિ ત્યાં શ્રદ્ધા, અને જ્યાં શ્રદ્ધા ત્યાં એકાગ્રતા થાય છે.

પહેલાં આત્મામાં હિતબુદ્ધિ એવી થવી જોઈએ કે અહો! આ જગતમાં ક્યાંય મારું સુખ હોય તો તે મારા આત્મામાં જ છે, મારા આત્માથી બહાર જગતનાં કોઈ પણ વિષયોમાં મારું સુખ છે જ નહિ. —આવો દૃઢ નિર્ણય કરે તો આત્મામાં હિતબુદ્ધિ થતાં તેની રુચિ થાય, ને તેની શ્રદ્ધા થતાં વારંવાર તેમાં જ વલણ રહ્યા કરે, ને તેમાં જ લીનતા થાય. જેને આત્માની રુચિ છે તેને બીજા વિષયોમાં સુખબુદ્ધિ સ્વપ્નેય થતી નથી. શુદ્ધ ચિદાનંદ આત્મામાં જ સુખબુદ્ધિથી તેનું જ રટણ રહ્યા કરે છે. હું ચિદાનંદ છું, હું જ્ઞાયક છું–એવી પ્રતીતિનું પરિણમન ધર્મીને સદાય વર્તે છે. અને અજ્ઞાનીને દેહ તે હું–રાગ તે હું એવી ઊંધી પ્રતીતિનું પરિણમન સદાય વર્તે છે. જીવને જે વિષયની રુચિ–શ્રદ્ધા અને લીનતા હોય તેનું જ રટણ રહ્યા કરે છે. ધર્મીને સ્વપ્નાં પણ એવાં આવે કે હું ચરમશરીરી છું, હું ભગવાનની સભામાં બેઠો છું, મુનિઓ મને આશીર્વાદ

આપે છે. —આ રીતે રુચિ અને શ્રદ્ધાનું જોર જીવને તે-તે વિષયથી હટવા દેતું નથી, તેને તેનું રટણ રહ્યા જ કરે છે. વજ્રપાત થાય કે દેવ ડગાવવા આવે તોપણ ધર્મીની શ્રદ્ધામાંથી આત્માનું રટણ ખસતું નથી....હું જ્ઞાનાનંદસ્વરૂપ છું-એવી શ્રદ્ધાનું રટણ તેને નિરંતર વર્ત્યા જ કરે છે. આ રીતે જીવને જેમાં હિતબુદ્ધિ હોય તેમાં શ્રદ્ધા ને લીનતા થાય છે, ઉપયોગ વારંવાર તે તરફ જાય છે અને જેમાં હિતબુદ્ધિ ન હોય તેમાં જીવને શ્રદ્ધા કે લીનતા થતાં નથી, એટલે તેમાં તે અનાસક્ત જ હોય છે.

હું જ્ઞાનસ્વરૂપ આત્મા છું ને દેહાદિ અચેતન છે-એમ જ્યાં બંનેની ભિન્નતા જાણી, ત્યાં આત્મામાં આત્મબુદ્ધિ થઈ ને દેહમાંથી આત્મબુદ્ધિ છૂટી ગઈ. જેમાં આત્મબુદ્ધિ ન હોય તેમાં લીનતા પણ હોય નહીં. જેને પોતાથી ખરેખર ભિન્ન જાણ્યા તે વિષયોમાં સુખબુદ્ધિ ન રહી, સુખબુદ્ધિ ન રહી એટલે શ્રદ્ધા તેનાથી પાછી ફરી ગઈ, ને જેમાં શ્રદ્ધા ન હોય તેમાં લીનતા પણ હોય નહીં.-આ રીતે જ્ઞાની ધર્માત્મા જગતના સર્વ વિષયો પ્રત્યે અનાસક્ત છે.

અરે જીવ! એકવાર તું નક્કી તો કર કે તારું હિત ને તારું સુખ શેમાં છે? જેમાં સુખ લાગે તેની રુચિ ને તેમાં લીનતા થાય. આત્માનું જ્ઞાનપદ બતાવીને આચાર્યદેવ કહે છે કે—

આમાં સદા પ્રીતિવંત બન, આમાં સદા સંતુષ્ટ ને
આનાથી બન તું તૃપ્ત, તુજને સુખ અહો! ઉત્તમ થશે.

આ જ્ઞાનસ્વરૂપ આત્મા સિવાય બીજે ક્યાંય તારું સુખ નથી, માટે તેની રુચિ ન કર, પ્રીતિ ન કર, તેમાં એકતા ન માન. સુખ તો આત્માના અનુભવમાં છે. એકવાર આવું લક્ષ કરે તોય એના પરિણામનો વેગ પર તરફથી પાછો વળી જાય.... એના વિષયો અતિ મંદ પડી જાય; જેમાં સુખ નહિ તે

ઉત્સાહ શો ? અરે જીવ ! જ્યાં અનંતસુખનું વેદન છે એવા તારા સ્વરૂપની પ્રીતિ તેં ન કરી, ને જેમાં એકલું દુઃખ છે એવા બાહ્ય વિષયોમાં પ્રીતિ કરીને તું મોહ્યો. હવે તો તું જાગ અને વિવેક કર. સ્વ-પરને જુદા જાણીને સ્વરૂપનો પ્રેમ કર. જ્ઞાની બાહ્યસામગ્રી વચ્ચે ઊભેલા દેખાય, રાગ પણ દેખાય, પણ એની રુચિની દિશા પલટી ગઈ છે, એની શ્રદ્ધા શુદ્ધાત્મામાં જ પ્રવેશી ગઈ છે, એટલે શુદ્ધાત્માની શ્રદ્ધા કે પ્રીતિ છોડીને તેને કોઈ રાગ આવતો નથી. સ્વભાવનું સુખ જેણે ચાખ્યું તેને પરભવમાં ક્યાંય એકત્વબુદ્ધિથી લીનતા થાય જ નહીં. આ રીતે જ્ઞાનીની પરિણતિ પર વિષયોથી પાછી વળીને નિજાત્માને જ ધ્યેય બનાવે છે. (૯૫-૯૬)

---

હવે ધ્યેયરૂપ શુદ્ધઆત્મા કે જેમાં ચિત્તને લીન કરવાનું છે, તેની ઉપાસના બે પ્રકારે છે-એક ભિન્ન ઉપાસના અને બીજી અભિન્ન ઉપાસના. એ બંનેનું સ્વરૂપ દૃષ્ટાંતસહિત સમજાવે છે; તથા તેનું ફળ પણ બતાવે છે.

ધર્માત્માને જે વિષયમાં ચિત્તની લીનતા કરવા જેવી છે તે ધ્યેયની ઉપાસના બે પ્રકારે છે—એક તો ભિન્નઆત્મા અરહંત-સિદ્ધભગવાન; અને બીજું-અભિન્ન એવો પોતાનો આત્મા. તેમાં ભિન્ન આત્માની ઉપાસનાનું ફળ શું છે તે દૃષ્ટાંતસહિત બતાવે છે.

## ॐ સિદ્ધને ઓળખીને ઉપાસતાં સિદ્ધ થવાય છે

भिन्नात्मानमुपास्यात्मा परो भवति तादृशः ।
वर्तिर्दीपं यथोपास्य भिन्ना भवती तादृशी ॥९७॥

આ આત્મા પોતાથી ભિન્ન એવા અરિહંત તથા સિદ્ધ

પરમાત્માની ઉપાસના-આરાધના કરીને તેમના જેવો પરમાત્મા પોતે થઈ જાય છે. -કઈ રીતે ? કે દીપકથી ભિન્ન એવી જે વાટ તે પણ દીપકની આરાધના કરીને (અર્થાત્ તેની અત્યંત નિકટતા પામીને) પોતે દીપકસ્વરૂપ થઈ જાય છે, તેમ અરિહંત અને સિદ્ધ પરમાત્માના સ્વરૂપને ધ્યાવતાં આત્મા પોતે પરમાત્મા થઈ જાય છે.

સમયસારની પહેલી ગાથામાં પણ આ વાત કરી છે; ત્યાં वंदितु सव्वसिद्धे એમ કહીને સર્વ સિદ્ધને વંદન કર્યા....કઈ રીતે ? કે સિદ્ધભગવંતો પૂર્ણ શુદ્ધતાને પામેલા છે, તેઓ સાધ્ય-સ્વરૂપ જે શુદ્ધઆત્મા તેના પ્રતિછંદના સ્થાને છે, તેથી તે સિદ્ધ ભગવાનને ધ્યાવી-ધ્યાવીને એટલે કે તેમના જેવા પોતાના શુદ્ધ-સ્વરૂપનું ધ્યાન કરીને આ આત્મા પણ તેમના જેવો શુદ્ધ થઈ જાય છે. આ રીતે ભિન્નમાંથી અભિન્નમાં આવી જાય, પરલક્ષ છોડીને સ્વતત્ત્વને લક્ષમાં લ્યે ત્યારે તેની ભિન્ન-ઉપાસના પણ સાચી કહેવાય; ને તે પોતે ઉપાસ્ય જેવો પરમાત્મા બની જાય. પણ એકલા પર સામે જ જોયા કરે તો તેને ભિન્ન-ઉપાસના પણ સાચી થતી નથી, ને તેનું ખરું ફળ તે પામતો નથી.

વળી પ્રવચનસાર ગા. ૮૦માં પણ કહ્યું છે કે—

જે જાણતો અર્હંતને ગુણ-દ્રવ્ય ને પર્યયપણે,
તે જીવ જાણે આત્મને, તસુ મોહ પામે લય ખરે.

દ્રવ્ય-ગુણ ને પર્યાય ત્રણેથી સર્વતઃ શુદ્ધ એવા ભગવંત અરિહંતદેવના આત્માને ઓળખતાં, તેમના જેવા પોતાના શુદ્ધ સ્વરૂપને પણ જીવ ઓળખી લ્યે છે, એટલે તેનો મોહ નાશ થઈ જાય છે. આ રીતે પરમાત્માને ઓળખીને ઉપાસના કરનાર પોતે પણ પરમાત્મા થઈ જાય છે.

જુઓ, આ પરમાત્માની ઉપાસનાનું ફળ ! પણ ઉપાસના :

રીતે કરવી? કેવળજ્ઞાની પરમાત્માને પ્રતીતમાં લઈને તેને જ ઉપાસ્ય તરીકે જેણે સ્વીકાર્યા તેણે પોતાના આત્મામાંથી રાગાદિનો કે અલ્પજ્ઞતાનો આદર કાઢી નાખ્યો, ને પૂર્ણ સામર્થ્યવાન જ્ઞાન-સ્વભાવનો જ આદર કર્યો; એ રીતે જ્ઞાનસ્વભાવનો જ આદર કરીને પોતે પોતાના સ્વભાવ તરફ ઝૂકી જાય છે.–તે જ અરિહંત અને સિદ્ધ પરમાત્માની ખરી ઉપાસના છે; અને એ રીતે જ્ઞાન-સ્વભાવ તરફ ઝૂકીને તેમાં એકાગ્ર થતાં–થતાં તે પોતે પણ પરમાત્મા થઈ જાય છે.

જુઓ, ભિન્ન આત્માની ઉપાસનામાં એકલું ભિન્નનું જ લક્ષ નથી, પણ ભિન્ન આત્માનું લક્ષ છોડીને પોતે પોતાના અભિન્ન આત્મા તરફ વળી ગયો ત્યારે જ ભિન્ન આત્માની (અરિહંત–સિદ્ધભગવાનની) ખરી ઉપાસના થઈ. એકલા રાગવડે ભગવાનની ભક્તિ કર્યા કરે ને તે રાગવડે લાભ માને તો તે ખરેખર સર્વજ્ઞ ભગવાનની ઉપાસના કરતો નથી પણ રાગની જ ઉપાસના કરે છે; સર્વજ્ઞની ઉપાસના કરવાની રીત તે જાણતો નથી. 'સર્વજ્ઞની નિકટતા' કરીને તેની ઉપાસના કરે કે અહો! આવી સર્વજ્ઞતા! –જેમાં રાગ નહિ, અલ્પજ્ઞતા નહિ, પરિપૂર્ણ જ્ઞાન ને આનંદનું જ જેમાં પરિણમન છે;–મારા આત્માનો પણ આવો જ સ્વભાવ છે;–એમ પ્રતીત કરીને જ્ઞાનસ્વભાવનું બહુમાન કરીને અને રાગાદિનું બહુમાન છોડીને જ્યાં પોતે પોતાના જ્ઞાનસ્વભાવમાં તન્મય થયો, ત્યાં ભાવઅપેક્ષાએ ભગવાન સાથે એકતા થઈ, જેવો ભગવાનનો ભાવ છે તેવો ભાવ પોતામાં પ્રગટ્યો, એટલે તેણે ભગવાનની ઉપાસના કરી. આ રીતથી જે જીવ સર્વજ્ઞ પર-માત્માની ઉપાસના કરે છે તે પોતે પરમાત્મા થઈ જાય છે.

કેવળીભગવાનની પરમાર્થસ્તુતિનું સ્વરૂપ સમયસારની ૩૧મી ગાથામાં કહ્યું છે, ત્યાં પણ આમ જ કહ્યું છે કે જે જીવ ઇંદ્રિયોથી ભિન્ન પોતાના ઉપયોગસ્વરૂપ આત્માને જાણે છે તે જિતેન્દ્રિય

છે, અને તે જ કેવળજ્ઞાનીની પરમાર્થસ્તુતિ છે. જુઓ, આમાં કેવળજ્ઞાની તરફ તો લક્ષ પણ નથી, આત્મા તરફ જ લક્ષ છે, છતાં તેને કેવળજ્ઞાનીની સ્તુતિ કહી છે. પહેલાં તે તરફ લક્ષ હતું ને તેના દ્વારા નિજસ્વરૂપ નક્કી કરીને સ્વ તરફ ઝૂકી ગયો–ત્યારે સાચી સ્તુતિ થઈ. પંચપરમેષ્ઠીની પરમાર્થ ઉપાસના આત્માના આશ્રયે થાય છે, પરના આશ્રયે થતી નથી. વચ્ચે જેટલો રાગ રહી જાય તેટલી તો ઉપાસનાની ખામી છે. સર્વજ્ઞનો નિર્ણય પોતાના જ્ઞાનસ્વભાવના આશ્રયે થાય છે. જ્ઞાન અલ્પ હોવા છતાં, તે જ્ઞાનસ્વભાવ તરફ વળીને તેમાં સર્વજ્ઞનો નિર્ણય થાય છે. હજી તો જેને સર્વજ્ઞના નિર્ણયની પણ ખબર નથી તેને સર્વજ્ઞની ઉપાસના ક્યાંથી હોય?

અર્હંત અને સિદ્ધ ભગવાનને જેવા પરિપૂર્ણ જ્ઞાન ને આનંદ પ્રગટરૂપ પ્રસિદ્ધ છે તેવા જ જ્ઞાન ને આનંદરૂપ મારો સ્વભાવ છે, એમ અર્હંત અને સિદ્ધને ધ્યેય બનાવીને તેમના જેવા પોતાના આત્મા તરફ ઢળીને, તેની શ્રદ્ધા–જ્ઞાન–એકાગ્રતા-રૂપ આરાધના વડે જીવ પોતે પરમાત્મા થઈ જાય છે.

અર્હંત અને સિદ્ધ ભગવાનની ઉપાસનાને ભિન્ન ઉપાસના કહી,–પણ તે ક્યારે? કે આત્મા તરફ વળીને સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર કરે ત્યારે. એટલે ખરેખર તો અભિન્ન ઉપાસનારૂપ નિશ્ચય પ્રગટ્યો ત્યારે ભિન્ન ઉપાસનાને વ્યવહાર કહ્યો. જે એકલા પર સામે જોયા કરે ને સ્વસન્મુખ ન થાય તેને તો અભિન્ન કે ભિન્ન એકેય ઉપાસના થતી નથી, એમ સમજવું. (૯૭)



## આત્મા પોતે પોતાને ઉપાસીને પરમાત્મા થાય છે.



હવે અભિન્ન ઉપાસનાનું દૃષ્ટાંત તથા ફળ કહે છે—

उपास्यात्मानमेवात्मा जायते परमोऽथवा ।
मथित्वात्मानमात्मैव जायतेऽग्निः यथा तरुः ॥९८॥

આત્માની ઉપાસનામાં, ભિન્નઉપાસના અને અભિન્ન-ઉપાસના એમ બે પ્રકાર છે; અર્હંત-સિદ્ધના સ્વરૂપને જાણીને તેવા પોતાના સ્વરૂપને ધ્યાવવું તે ઉપાસના છે; તેમાં અરિહંતની ઉપાસના કહેવી તે ભિન્ન-ઉપાસના છે. ને પોતાના સ્વરૂપની ઉપાસના કહેવી તે અભિન્ન-ઉપાસના છે. ભિન્ન-ઉપાસનાની વાત ૯૭મી ગાથામાં કરી, અને વાંસમાંથી સ્વયં અગ્નિ થાય છે તે દૃષ્ટાંતે અભિન્ન-ઉપાસનાનું સ્વરૂપ આ ગાથામાં સમજાવે છે.

જેમ વાંસનું ઝાડ બહારના બીજા કોઈ સાધન વગર પોતે પોતાની સાથે જ ઘસારા વડે અગ્નિરૂપ થઈ જાય છે; તેમ આત્મા બીજા કોઈના અવલંબન વગર, પોતે પોતામાં જ એકાગ્રતાના મથન વડે પરમાત્મા થઈ જાય છે. જેમ વાંસમાં શક્તિરૂપે અગ્નિ ભરેલો છે, તે વાંસ ઘસારા વડે પોતે વ્યક્ત અગ્નિરૂપ પરિણમી જાય છે; તેમ આત્મામાં પરમાત્મદશા શક્તિરૂપે પડી છે, તે આત્મા અંતરમાં એકાગ્ર થઈને સ્વભાવનું મથન કરતાં કરતાં પોતે પરમાત્મદશારૂપ પરિણમી જાય છે. આમાં જે ત્રિકાળ શક્તિ છે તે શુદ્ધઉપાદાન છે, ને પૂર્વની મોક્ષમાર્ગરૂપ પર્યાય તે વ્યવહારકારણ છે. ત્રિકાળરૂપ જે શુદ્ધ સ્વભાવ છે તે જ મોક્ષનું પરમાર્થ કારણ છે. તે કારણસ્વરૂપમાં એકાગ્ર થતાં મોક્ષ થાય છે. અહીં તો અભિન્નઉપાસના બતાવવી છે, એટલે આત્મા પોતે પોતામાં એકાગ્રતા વડે પોતાની ઉપાસના કરીને પરમાત્મા થઈ જાય છે. જુઓ, આ સીધોસટ મોક્ષનો માર્ગ! આત્માની ઉપાસના તે જ મોક્ષનો સીધો અને અફર માર્ગ છે.

જુઓ, આમાં નિશ્ચય–વ્યવહાર કઈ રીતે આવ્યા? ત્રિકાળ કારણપરમાત્મા ભૂતાર્થ હોવાથી તે મોક્ષનું નિશ્ચયકારણ છે, અને મોક્ષમાર્ગરૂપ પર્યાય તે વ્યવહારકારણ છે. "અભિન્ન-ઉપાસના" માં સંયોગની વાત ન આવે, સંયોગ તો ભિન્ન છે.

જેમ વાંસનું ઝાડ પોતે પોતાની ડાળીઓ સાથે જ ઘસાતું ઘસાતું અગ્નિરૂપ થઈ જાય છે; તેમ આત્મા પોતે પોતાના ગુણો સાથે ઘસાતો-ઘસાતો, એટલે કે અંતર્મંથનવડે પર્યાયને આત્મામાં એકાગ્ર કરતો કરતો, પોતે પરમાત્મા થઈ જાય છે. અંતરસ્વરૂપમાં લીન થઈને આત્મામાં અભેદતા કરવી તે અભેદઉપાસના છે; ને અભેદઉપાસના જ મોક્ષનું કારણ છે.

**પ્રશ્ન :—** ભિન્નઉપાસનાનું ફળ પણ મોક્ષ કહ્યું હતું?

**ઉત્તર :—** ત્યાં ભિન્નઉપાસનામાંથી અભિન્નઉપાસનામાં આવી જાય છે–તે પરમાત્મા થાય છે, અરિહંત અને સિદ્ધ ભગવાનનો નિર્ણય કરીને તેવા પોતાના સ્વભાવ તરફ જે વળી ગયો એટલે કે ભિન્નઉપાસના છોડીને અભિન્નઉપાસનામાં આવી ગયો, તેને પરમાત્મદશા થઈ; ત્યાં નિમિત્તથી તેને ભિન્ન–ઉપાસનાનું ફળ કહ્યું.

અહીં તો અભેદની વાત છે. ધ્રુવસ્વભાવ સાથે અભેદ થઈને મોક્ષપર્યાયરૂપ કાર્ય થયું છે તેથી તે નિશ્ચયકારણ છે. મોક્ષપર્યાય તે પણ વ્યવહારનયનો વિષય છે. ને અભેદ દ્રવ્ય નિશ્ચયનયનો વિષય છે. તેના જ આશ્રયે મુક્તિ થાય છે.

જુઓ, આ મોક્ષનો રસ્તો કહેવાય છે.—

અપનેકો આપ ભૂલકે હેરાન હો ગયા.
અપનેકો આપ જાનકે મુક્ત બન ગયા.

અજ્ઞાનથી સંસાર; ને ભેદજ્ઞાનથી મોક્ષ. ભેદજ્ઞાન શું કહેવાય તેની આ વાત છે. ભેદજ્ઞાની પોતાના ચિદાનંદ સ્વભાવને

દેહાદિથી તથા રાગાદિથી ભિન્ન જાણીને, તેમાં જ એકાગ્રતા વડે મુક્તિ પામે છે. અજ્ઞાની રાગાદિને પોતાનું સ્વરૂપ માનીને તેમાં એકાગ્રતા વડે સંસારમાં રખડે છે.

મોક્ષ માટે કોની ઉપાસના કરવી? –કે પોતાના આત્માની જ ઉપાસના વડે મુક્તિ થાય છે. બાહ્ય પદાર્થો તરફના સંકલ્પ-વિકલ્પો છોડીને, પોતે પોતાના આત્મામાં લીન થઈને તેની ઉપાસના કરતાં પરમાત્મદશા પ્રગટી જાય છે. –આમાં પોતે જ ઉપાસક છે ને પોતે જ ઉપાસ્ય છે, તેથી આ અભિન્ન–ઉપાસના છે. આવી ઉપાસના વિના મુક્તિ નથી. જેમ વાંસના વૃક્ષને અગ્નિરૂપ થવામાં પોતાથી ભિન્ન બીજું સાધન નથી, પોતે પોતામાં જ ઘર્ષણવડે અગ્નિરૂપ થાય છે; તેમ આત્માને પરમાત્મા થવામાં પોતાથી ભિન્ન બીજું સાધન નથી, પોતે પોતામાં જ ઘર્ષણવડે (–નિર્વિકલ્પ લીનતા વડે) પોતાના ધ્યાનથી જ પરમાત્મા થઈ જાય છે. નિજસ્વરૂપને ધ્યાવી–ધ્યાવીને જ અનંતજીવો સિદ્ધપદને પામ્યા છે. જે કોઈ પરમાત્મા થયા તેઓ આત્માને ધ્યાવીને પરમાત્મા થયા છે, પણ પરને ધ્યાવીને પરમાત્મા નથી થયા.

આત્માનો દ્રવ્યસ્વભાવ ત્રિકાળ મોક્ષસ્વરૂપ છે; તે શક્તિના ધ્યાનવડે મુક્તિ થાય છે. ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ કાંઈ જુદાજુદા નથી, આત્મા પોતે ધ્યાતા, પોતે જ ધ્યેય અને પોતામાં જ એકાગ્રતારૂપ ધ્યાન,–આવી અભિન્ન આરાધનાનું ફળ મોક્ષ છે. ધ્યાતા અને ધ્યેયનો પણ ત્યાં ભેદ રહેતો નથી; દ્રવ્ય-પર્યાયની એકતા થઈ ત્યાં દ્રવ્ય ધ્યેય અને પર્યાય ધ્યાતા–એવો પણ ભેદ રહેતો નથી.–આવી અભેદ ઉપાસનાવડે આત્મા પરમાત્મા થઈ જાય છે.

જુઓ, ભાઈ! એકવાર આ વાતનો અંતરમાં નિર્ણય તો કરો....જેને માર્ગનો નિર્ણય સાચો હશે તેના નીવેડા આવશે,

પણ માર્ગનો જ નિર્ણય નહિ કરે ને વિપરીત માર્ગ માનશે તો અનંતકાળે પણ નીવેડા નહિ આવે. અરે! આવો અવતાર પામીને જિંદગીમાં સત્ય માર્ગના નિર્ણયનો પણ અવકાશ ન લ્યે તો તેણે જીવનમાં શું કર્યું? માર્ગના નિર્ણય વગર તો જીવન વ્યર્થ છે. માટે આત્માના હિત માટે માર્ગનો નિર્ણય કરવો જોઈએ. નિર્ણય કરે તેનું પણ જીવન સફળ છે. જેણે યથાર્થ માર્ગનો આત્મામાં નિર્ણય કરી લીધો છે તે ક્રમેક્રમે તે માર્ગે ચાલીને મુક્તિ પામશે.

આ રીતે આત્મસ્વરૂપની આરાધનાથી જ મુક્તિ થાય છે– માટે તેની જ ભાવના કરવી. (૯૮)



## આત્મભાવના ભાવો....ને પરમપદને પામો



આત્મસ્વરૂપની ભાવના કરવાથી આત્મા પોતે સ્વતઃ પરમાત્મપદને પામે છે–એમ હવે કહે છે—

इतीदं भावयेन्नित्यम् अवाचांगोचरं पदम्।
स्वतएव तदाप्नोति यतो नावर्तते पुनः ॥९९॥

આગલી ગાથાઓમાં ભિન્નઉપાસનાનું અને અભિન્નઉપાસનાનું સ્વરૂપ કહ્યું. એ બંનેમાં શુદ્ધાત્મસ્વરૂપની સન્મુખતા છે. એ રીતે જાણીને નિરંતર તે શુદ્ધ આત્માની ભાવના કરવી જોઈએ; તેની ભાવનાથી વચનને અગોચર એવું પરમપદ આત્મા સ્વતઃ પામે છે–કે જેમાંથી ફરી પણ પુનરાગમન થતું નથી.

સિદ્ધ ભગવાન તથા અર્હંત ભગવાનને જાણીને પહેલાં તો

આત્માના વીતરાગ-વિજ્ઞાનસ્વભાવનો નિર્ણય કરવો જોઈએ, ને પછી તેની ભાવનાથી તેમાં એકાગ્રતાનો દૃઢ અભ્યાસ કરવો જોઈએ. આ જ પરમાત્મા થવાનો ઉપાય છે. કોઈ નિમિત્તનો આશ્રય કરીને કે રાગાદિનો આશ્રય કરીને સિદ્ધ કે અરિહંત ભગવંતો પરમાત્મદશાને નથી પામ્યા, પણ આત્મસ્વરૂપનો આશ્રય કરીને તેના ધ્યાનથી જ પરમાત્મદશા પામ્યા છે.

સમયસાર ગા. ૪૧૦માં કહે છે કે—શરીરાશ્રિત મોક્ષમાર્ગ નથી; અર્હન્ત ભગવંતોએ શરીરનું મમત્વ છોડીને શુદ્ધાત્માના આશ્રયે દર્શન-જ્ઞાન-ચારિત્રને જ મોક્ષમાર્ગપણે ઉપાસ્યા છે. ભગવંતોએ સ્વદ્રવ્યાશ્રિત એવા સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રને જ મોક્ષમાર્ગ કહ્યા છે. માટે હે ભવ્ય! શુદ્ધજ્ઞાનચેતનામય થઈને તું તારા આત્માને ધ્યાવ.

પોતાના શુદ્ધઆત્માની ભાવનાના પ્રભાવથી જ આત્મા સર્વજ્ઞ થાય છે; અહો, સર્વજ્ઞપદનો મહિમા વચનથી અગોચર છે, તેની પ્રાપ્તિ શુદ્ધાત્માની ભાવના વડે એટલે કે સ્વાનુભવ વડે થાય છે. તેથી શ્રીમદ્ રાજચંદ્ર કહે છે કે 'અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો.' સર્વજ્ઞસ્વભાવથી ભરેલા પોતાના ચૈતન્યપદને છદ્મસ્થ-જ્ઞાની પણ પોતાના સ્વાનુભવ વડે બરાબર જાણી શકે છે. એને જાણીને એની જ નિત્ય ભાવના કરવા જેવી છે.

શુદ્ધસ્વરૂપની ભાવના કરનાર, એટલે કે પર્યાયને અંતર્મુખ કરીને સ્વરૂપમાં લીન કરનાર જીવ, સ્વયં પોતાથી જ સિદ્ધપદ પામે છે, કોઈ બીજા બાહ્ય સાધનને લીધે સિદ્ધપદ નથી પામતો. સંસ્કૃત ટીકામાં લખે છે કે જીવ મોક્ષ કઈ રીતે પામે છે? –કે 'स्वतः एव आत्मनैव परमार्थतो न पुनः गुरुआदि बाह्यनिमित्तात्' અર્થાત્ પોતાથી-પોતાના આત્માથી જ પરમાર્થે મોક્ષ પામે છે, નહિ કે ગુરુઆદિ બાહ્ય નિમિત્તોથી. –જુઓ, કેટલી સ્પષ્ટ વાત કરી છે!

જેને પોતાને મોક્ષપદ સાધવું છે, તો તેવા મોક્ષપદને પામેલા (અરિહંતો ને સિદ્ધો) તથા તેને સાધનારા (સાધુ-મુનિરાજ વગેરે) જીવો કેવા હોય તેની ઓળખાણ તો તેને હોય જ. એનાથી વિપરીત કુદેવાદિ તરફ તેનો ભાવ ઝૂકે નહિ. પણ અહીં તો એનાથી આગળ વધીને ઠેઠ આરાધનાની પૂર્ણતાની ઉત્કૃષ્ટ વાત છે. સાચા દેવ-ગુરુને ઓળખ્યા પછી પણ તેમના લક્ષે રાગમાં રોકાઈ રહેતો નથી પણ એમના જેવા નિજસ્વરૂપના અનુભવમાં એકાગ્ર થઈને મોક્ષને સાધે છે. જેટલી નિજસ્વરૂપમાં એકાગ્રતા તેટલો મોક્ષમાર્ગ. અહો, એકલા સ્વાશ્રયમાં મોક્ષમાર્ગ સમાય છે. અંશમાત્ર પરાશ્રય મોક્ષમાર્ગ નથી. મોક્ષમાર્ગમાં પરનો આશ્રય માને તેણે સાચા મોક્ષમાર્ગને જાણ્યો નથી. ભાઈ, પરના આશ્રયે મોક્ષમાર્ગ માનીશ તો તેનું લક્ષ છોડીને નિજ-સ્વરૂપનું ધ્યાન તું ક્યારે કરીશ? પર લક્ષ છોડી, નિજસ્વરૂપના ધ્યાનમાં લીન થયા વગર ત્રણ કાળમાં કોઈનો મોક્ષ થાય નહીં. -હજી આવો માર્ગ પણ નક્કી ન કરે તે તેને સાધે ક્યારે? માર્ગના નિર્ણયમાં જ જેની ભૂલ હોય તે તેને સાધી શકે નહીં. અહીં તો નિર્ણય ઉપરાંત હવે પૂર્ણ સમાધિ પ્રાપ્ત કરીને જન્મ-મરણના અભાવરૂપ સિદ્ધપદ થવાની વાત છે. -એ જ સાચું સમાધિસુખ છે. "સાદિઅનંત અનંત સમાધિસુખમાં, અનંત-દર્શન જ્ઞાનઅનંત સહિત જો" -આવા નિજપદની પ્રાપ્તિનો અપૂર્વ અવસર આવે-એવી વાત છે.



મોક્ષનો ઉપાય અરિહંતદેવના માર્ગમાં જ છે
દેહથી ભિન્ન આત્માને સાધનારા યોગીઓને આનંદ હોય છે

※

અર્હંતમાર્ગમાં મોક્ષના ઉપાયનું યથાર્થસ્વરૂપ શું છે તે બતાવ્યું ને તેના ફળમાં પરમપદની પ્રાપ્તિ પણ બતાવી. હવે આવો યથાર્થ મોક્ષમાર્ગ બીજા કોઈ અન્ય મતોમાં હોતો નથી, –એ વાત સમજાવે છે—

अयत्नसाध्यनिर्वाणं चित्तत्त्वं भूतजं यदि ।
अन्यथा योगतस्तस्मान्न दुःखं योगिनां क्वचित् ॥१००॥

આ ચૈતન્યતત્ત્વ આત્મા સ્વતઃસિદ્ધ, દેહથી ભિન્ન તત્ત્વ છે, તે અવિનાશી છે. આ ચૈતન્યતત્ત્વ 'ભૂત' એટલે કે પૃથ્વી-પાણી-અગ્નિ-વાયુ વગેરેથી ઉત્પન્ન થયું હોય તો તો દેહની ઉત્પત્તિ સાથે તેની ઉત્પત્તિ, અને દેહના નાશથી તેનો નાશ–એમ થાય, એટલે મોક્ષને માટે કોઈ યત્ન કરવાનું ન રહે. દેહના સંયોગથી આત્મા ઊપજે ને દેહના વિયોગથી આત્મા નાશ પામે,–દેહથી જુદો કોઈ આત્મા છે જ નહીં–એમ નાસ્તિક લોકો માને છે; દેહ છૂટતાં આત્માનો પણ અભાવ થઈ જશે, એ રીતે અભાવને તેઓ મોક્ષ કહે છે, એટલે તેમને મોક્ષનો પ્રયત્ન કરવાનું ક્યાં રહ્યું? અરે, જ્યાં પોતાનું અસ્તિત્વ જ ન માને એને માટે પ્રયત્ન કોણ કરે? મોક્ષ તો પરમ આનંદમય દશા છે, ને તે જ્ઞાનમય પુરુષાર્થ વડે પ્રગટ થાય છે. 'મોક્ષ' એ કાંઈ આત્માનો અભાવ નથી; પણ મોક્ષ એ તો કર્મના અભાવમાં આત્માનું પૂર્ણ શુદ્ધસ્વરૂપે ખીલી નીકળવું તે છે. જો મોક્ષમાં આત્માનો અભાવ હોય તો એવા મોક્ષને નાસ્તિક સિવાય કોણ ઇચ્છે? પોતે પોતાના અભાવને કોણ ઇચ્છે? માટે નાસ્તિકો

માને છે તેમ આત્મા કાંઈ પંચભૂતથી ઉત્પન્ન થયેલ નથી, તેમ જ તે મરીને પંચભૂતમાં ભળી જતો નથી; તે તો સ્વયંસિદ્ધ અનાદિઅનંત તત્ત્વ છે; ને નિજસ્વરૂપમાં એકાગ્રતાના પ્રયત્ન વડે તે પરમ આનંદરૂપ મોક્ષદશા પામે છે. મોક્ષદશામાં સદાકાળ તેનું અસ્તિત્વ રહે છે.

વળી બીજા કોઈ એમ માને છે કે આત્મા તો સર્વથા શુદ્ધ જ છે, પર્યાયમાંય અશુદ્ધતા નથી.–તો તે પણ ભ્રમણા છે, ને તેનેય મોક્ષનો ઉદ્યમ જાગતો નથી. આત્મામાં શુદ્ધતાનું સામર્થ્ય સદાકાળ છે, પણ તેને ઓળખીને, તેમાં ઉપયોગને જોડે ત્યારે તે પ્રગટ થાય છે, ને એવા ઉપાયરૂપ યોગદ્વારા મોક્ષ થાય છે. આવી મોક્ષદશા ન પ્રગટે ત્યાં સુધી આત્મામાં અશુદ્ધતા છે.

આ રીતે, દેહથી ભિન્ન આત્મતત્ત્વની નિત્યતા, તેની પર્યાયમાં અશુદ્ધતા, તથા પ્રયત્ન દ્વારા તે અશુદ્ધતાનો નાશ કરીને મોક્ષની ઉત્પત્તિ, ને મોક્ષદશામાં પરમ આનંદસહિત આત્માનું નિત્ય અસ્તિત્વ,–આ બધા પ્રકાર જાણે ત્યારે જ મોક્ષનો સાચો ઉદ્યમ થાય છે. આત્મા અને તેની શુદ્ધ–અશુદ્ધ અવસ્થાઓના જ્ઞાન વગર સાચી સમાધિ કે મોક્ષસાધના થઈ શકે નહીં. દેહબુદ્ધિ રાખીને અજ્ઞાનીઓ જે સમાધિ સાધવા માંગે છે તે તો કલ્પના છે; આત્માની ચૈતન્યસમાધિમાં તો મહાન અપૂર્વ આનંદ હોય છે.

દેહ તે આત્મા નથી એમ ભિન્નતા જાણીને જેણે પોતાના ઉપયોગને નિજસ્વરૂપમાં જોડ્યો છે, એવા સમાધિસ્થ યોગી–મુનિઓને શરીરના છેદન-ભેદનાદિ ઉપસર્ગમાંય કદાપિ દુઃખ થતું નથી: તેઓ તો આનંદસ્વરૂપમાં ઉપયોગને જોડીને મોક્ષને સાધવામાં તત્પર છે. મોક્ષનો ઉદ્યમ તો આનંદકારી છે, તે કાંઈ દુઃખરૂપ નથી. જગતને મોક્ષના ઉપાયની ખબર નથી.

અહીં તો કહે છે કે દેહ આત્મા નથી, 'तस्मात् न दुःख योगिनां क्वचित्' એટલે દેહથી ભિન્ન ચૈતન્યતત્ત્વમાં જ્યાં ઉપયોગને જોડ્યા ત્યાં નિજાનંદના અનુભવમાં લીન મુનિને દેહનું લક્ષ જ નથી પછી દુઃખ કેવું? બહારમાં શરીરને સિંહ–વાઘ ખાતા હોય ને અંદર મુનિ અતીન્દ્રિય સુખની મોજ કરતા હોય; બહાર શરીર બળતું હોય ને અંદર આત્મા પરમ શાંતરસમાં ઠરી ગયો હોય! (પાંડવોની જેમ.)

આમ દેહથી ભિન્ન આત્મતત્ત્વને જાણીને તારા નિજસ્વરૂપમાં ઉપયોગને જોડ,–એવો ઉપદેશ છે. નિજસ્વરૂપમાં ઉપયોગને જોડવો તે જ મોક્ષમાર્ગ છે, તેમાં સુખ છે, તેમાં સમાધિ છે, તેમાં મહા આનંદ છે, તેમાં કિંચિત્ દુઃખ નથી. (૧૦૦)

## સત્ આત્માને મૃત્યુ નથી

*

દેહથી ભિન્ન નિજસ્વરૂપમાં ઉપયોગને જોડનાર મુનિઓને કદી દુઃખ નથી–એ વાત બતાવી; અને આત્મા પૃથ્વીઆદિથી ઉત્પન્ન થયેલો પદાર્થ નથી પણ અસંયોગી સ્વયંસિદ્ધ વસ્તુ છે–એમ બતાવ્યું. હવે મરણ પછી એટલે કે દેહના વિયોગ પછી પણ આત્માનું અસ્તિત્વ ટકી રહે છે–એ વાત દૃષ્ટાન્તપૂર્વક ગાથા ૧૦૧ માં બતાવે છે—

स्वप्ने दृष्टे विनष्टेपि न नाशोस्ति यथात्मनः।
तथा जागरदृष्टेपि विपर्यासाविशेषतः ॥ १०१ ॥

જેમ સ્વપ્નમાં કોઈએ જોયું કે મારો નાશ થઈ ગયો, મારું શરીર છેદાઈ ગયું,–પણ સ્વપ્નમાં દેખેલી તે વાત સાચી

નથી, જાગૃત થતાં જ પોતે પોતાને જીવંત એવો ને એવો દેખે છે, સ્વપ્નમાં જે નાશ દેખ્યો તે તો વિપર્યાસ અને ભ્રમણા છે. તેમ જાગૃતદશામાં પણ દેહના નાશથી પોતાનો (આત્માનો) નાશ થવાનું અજ્ઞાની માને છે તે પણ સ્વપ્નદશાની જેવો જ વિપર્યાસ અને ભ્રમણા છે, ખરેખર આત્માનો નાશ થતો નથી; જેમ જાગૃતદશામાં પોતે એવો ને એવો છે તેમ મોહનિદ્રા છોડીને દેહથી ભિન્ન ચૈતન્યદૃષ્ટિથી જુએ તો આત્મા બીજા ભવમાં અથવા શરીરરહિત સિદ્ધદશામાં એવો ને એવો નિત્ય બિરાજમાન છે. દેહના સંયોગથી આત્માની ઉત્પત્તિ અને દેહના વિયોગે આત્માનું મરણ માનવું એ ભ્રમણા છે. આત્મા દેહથી જુદો ઉપયોગલક્ષણવાળો છે; દેહની ઉત્પત્તિથી તેની ઉત્પત્તિ થઈ નથી તેમ જ દેહના વિયોગે તેનું મરણ થતું નથી. જન્મ અને મૃત્યુ વગરનો સત્‌સ્વરૂપ આત્મા છે.

આત્મા સ્વતંત્ર સત્ વસ્તુ છે. સત્‌નો સર્વથા નાશ ન થાય, ને સત્ સર્વથા નવું ન ઊપજે. પણ સત્ સત્‌પણે નિત્ય ટકીને તેની પર્યાયમાં ઉત્પાદ-વ્યયરૂપ પરિવર્તન થયા કરે છે. જેમ સ્વપ્નમાં કોઈએ જોયું કે 'હું મરી ગયો.' અને પછી તે જાગીને બીજાને કહે કે 'ભાઈ! હું તો મરી ગયો છું,'—તો લોકો તેને મૂરખ જ ગણે. એલા! તું જીવતો—જાગતો ઊભો છો ને કહે છે કે હું મરી ગયો? જેમ સ્વપ્નાની તેની વાત એ ભ્રમણા છે; તેમ દેહના છૂટવાથી કોઈ કહે કે આત્મા મરી ગયો.—તો જ્ઞાની કહે છે કે અરે મૂરખા! ચેતનલક્ષણ આત્મા તે કદી મરતો હશે!! તું આત્માનો નાશ માને છે એ તો દેહબુદ્ધિને લીધે તારી માત્ર ભ્રમણા છે. જેમ સ્વપ્નની વાત ખોટી છે તેમ તારી વાત પણ ખોટી છે. પોતે કરેલા પુણ્ય-પાપઅનુસાર આત્મા પોતે સ્વર્ગ કે નરકાદિમાં જઈને પોતાના ભાવનું ફળ ભોગવે છે; અને વીતરાગતા વડે મોક્ષ પામીને સાદિઅનંત સિદ્ધદશામાં રહીને મોક્ષના



## ☆ લેખકની પ્રશસ્તિ ☆

પૂજ્ય ગુરુદેવ શ્રી કાનજીસ્વામીએ વીર સં. ૨૪૮૨ માં સમાધિશતક ઉપર પ્રવચનો કર્યાં, તેનાં શ્રવણ વખતે જાણે ઉપ-શાંત–અધ્યાત્મરસનું ઝરણું વહેતું હોય–એવી શાંતિ થતી હતી... અત્યંત સુગમશૈલી, વારંવાર અંતર્મુખી આત્મભાવનાનું ઘોલન, વૈરાગ્યઝરતા શાંતશાંત મધુર ભાવો, એ બધાથી ભરપૂર પ્રવચનો તત્ક્ષણ જ સંસારના સર્વ સંકલેશોને શમાવીને અંતરમાં ચૈતન્ય-શાંતિના મધુરા વાતાવરણમાં આત્માને લઈ જતા હતા. આવા અત્યંત સુગમ વૈરાગ્યરસભીનાં આત્માભિમુખી પ્રવચનો સર્વે જિજ્ઞાસુઓને મહાન ઉપકારી હોવાથી તેનું સારભૂત સંકલન 'આત્મધર્મ'માં વીર સં. ૨૪૮૩થી ૨૪૯૪ના ૧૧ વર્ષ દરમિયાન પ્રગટ થયું હતું. સર્વે જિજ્ઞાસુઓને તે ખૂબ જ પસંદ પડેલ, અને પુસ્તકરૂપે પ્રગટ કરવાની માગણી આવેલ. તેથી વિશેષ સંશોધન-પૂર્વક તે બધાં પ્રવચનો આ 'આત્મભાવના' પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. પૂ. ગુરુદેવે વીતરાગી સંતોનું હાર્દ ખોલીખોલીને અને આત્મિકરસનું સીંચન કરીકરીને આ પ્રવચનો દ્વારા સમાધિના હેતુભૂત એવું પરમ આત્મજ્ઞાન સમજાવ્યું છે; બહિરાત્મભાવ છોડાવીને અપૂર્વ અંતરાત્મભાવ જાગૃત કરાવ્યો છે....આવા બોધિ-સમાધિદાતાર પૂ. ગુરુદેવના મંગલચરણોમાં નમસ્કાર હો.

—બ્ર. હરિલાલ જૈન.



☆

સુખનું પૂર દુઃખથી દૂર,
બિરાજે પ્રભુ મારે હજૂર.

☆

જ્ઞાનભાવ છે સુખનું ધામ,
રાગભાવનું શું છે કામ?

☆

જૈનધર્મનો સાચો મર્મ,
શુદ્ધ ભાવથી તૂટે કર્મ.

☆

આતમલક્ષ્મી ખોલ ખજાના,
જો તું ચાહે મોક્ષમેં જાના.

☆

આનંદતત્ત્વ જગમાં અજોડ,
લક્ષને જોડ ભવને તોડ.

☆